૫૦૬૭

# રંજનો બદલો ગંજ

યાને

# સદગુણી શીરીનનાં સંકટો.

## ભાગ બીજો.

## એક વારતા.

બનાવનાર


**બહમનજી નવરોજજી કાબરાજી,**

"ફુરસદ" ના અધીપતી; "દેલજંગ દલેર," "સિપાહબચ્ચાની સજની," "ધીરજનું ધન યાને સંકટ અને સબુરી," "પાકીજેહ પ્યાર યાને ખુશરો અને પરીચેહર," "ફરાંમરઝ," "કાચા કાનની ખરાબી યાને ઝેબનેઝર અને શીરીન," "જુગાર," "કાવલાની કાંહાંણી"—ભાગ ૧ લો, ૨ જો, ૩ જો તથા ૪થો, "વફા પર જફા યાને ખુશબખ્ત અને ખુશચેહેર," અંધારી રાતરે મગ કાલા," "બેહેરા બેહેલાકાકા," "એક પથ્થરના પ્રતાપ," "સુખલાજીનાં સંકટો," "ભુલો પરેલો ભીમભાઇ," "ગામરેની ગોરી," "રંજનો બદલો ગજ યાને સદગુણી શીરીનનાં સંકટો"—ભાગ ૧ લો, અને "ભોલી ગુલ યાને ગુલનો ભુલ" ઈત્યાદીના કરતા.



મુંબઈ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુએલ હાર્ઈમ પ્રીંટરે છાપ્યું છે.

૧૮૯૨.

# અર્પણ.

તે

બે યાદગાર અબલાઓ,

મરહુમ બાઈ બચુબાઈ અરદેશર ગોદરેજ

અને

મરહુમ બાઈ પીરોજબાઈ સોહરાબજી દશતુર કામદીનના,

કે જેઓ

તા૦ ૨૫ મી એપ્રીલ ૧૮૯૧ ને સનીવારની સીહા સાંહજે

પોતાની પાકીજગી ને પાકદામાની સાચવવાની

એક જોહેમતભરી જંગમાં

**પોતાના પ્યારા જાન કુરબાન કરી મુઈ છે,**

તેમનાં તે માહા કીરતીવંત મોહોતની

**એક અશો યાદને,**

એક કલ્પીત પણ સદગુણે શુદ્ધ અને નીતીમાન અબલાની

**વારતાનું આ એક અદના પુસ્તક**

તેનો રચનાર

હજારો માનની લાગણીઓ સમેત,

**અર્પણ કરે છે.**

" But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us willing from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do: nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings."

# દીબાચો.



રસીલાં અને નીતીમાન વારતારૂપી વાંચણોનો શોકીન વાંચનારો વર્ગ કેટલી હદસુધી કદરસનાસ છે તે અમારા છેલ્લા બાર વરસના અનુભવમાં ખાત્રીપુર્વક જોઈ અને જાંણી વલવાનો અમને ખુશી માંની લેવાજોગ અનુભવ થયો છે. અમારી વારતાઓ વગર ધોંધાતે—કશી બી ચીકાસદાર ઉપરાસાપરી આપેલી જાહેર ખબરો કે વર્તમાનપત્રોની સીફારસોના ઉંચકા વગર ઉંચકાતી આવી છે, તે અમારી એ વરસોથી ચાલતી આવેલી અદના કોશેશની અમો અકસર ફતેહ માંની લઇએ છીએ, અને વલી દીલના પ્રમાણીક હેતુઓને આધીન અમારાં વરસોથી વલગી રહેલાં કદરદાંન ગ્રાહકો અમારી એ તેમની સેવાની પીછાંણ્યત અને ઇનસાફમાં જે વગર માંગવે જાબજા સીફારસો લખી વાલવાનું અમને અવારનવાર માન આપે છે, તે અમને અમારી એ રંજમાં બેવડા પગભર અને ઉલટભર બનાવી આપે છે.

"શીરીન"નો પેહેલો ભાગ બાહેર પડયા પછીથી તેના બીજા ભાગ માટે આતુર પુછપુછાવ જારી હતી, પરંતુ "ભોલી ગુલ," "ફુરસદ," અને એવીજ અમારી બીજી અનેક રોકાંણોને સબબે અમો આ વરસ એ બીજા ભાગ સાથે ઘણો અસુરો દેખાવ આપ્યે છીએ, જે માટે શોકીન વાંચનારાંઓથી દરગુજર ચાહી લઈએ છીએ, અને ઉમેદ છે જે તેમના આદરપુરવક આવકાર સાથની એ અમારી સરેસ્તાની મુલાકાતોમાં હવે પછી અમો એટલા મોડા થવા પાંમશું નહીં.

સપટેંબર ૧૮૯૨.

બ૦ ન૦ કાબરાજી,

બનાવનાર.



# સાંકળીઉં.



५०५८

# રેંજનો બદલો ગંજ

યાને

# સદગુણી શીરીનનાં સંકટો.

## ભાગ બીજો.

# એક વારતા.

### પ્રકરણ ૪૭ મું.

#### આદમમીયાંનાં ઘરનો બીજો દેખાવ.

જો જરા અસુરું થતે તો અમો બચતે એવો બીલકુલ સંભવ ન હતો, પણ આ તો થયું એમ કે જેવાં અમો રસ્તાપર પડયાં કે ઘેલા બેહેલઇએ તે બાહેરનું મોટું બારણું અજબ જેવી સમયસુચકતાથી એક ગગડાત સમેત બંધ કરી લીધું, ને તે બદમાસો આવે અને અમોને પકડે તે આગમચ તે એ રીતે બંધ કરી લઇ બાહેરની બાજુએથી દરેકે દરેક સાંકલ ને અલડરાપો ચઢાવી લીધા ! એ મુજબ તે રાત્રે અમો સલાંમત બચ્યાં અને તે દોજખમાંથી વગર સપડાવે—વગર હલાક થવે નાહસવા પામ્યાં એ એક મોઅજેજો થયો. ખરેખર, મારી જીંદગીનો એ એક સકો પારસી સંસાર માટે એટલો અસાધારણ—એટલો અસંભવીત છે કે મને ભય છે મારી ઘણીખરી વાંચનારી બેહેનો તે ખરા તરીકે માનવાને બી વેહેમ ખાશે, પણ દુન્યા તેની અજાયબીઓમાં ખાલી નથી, અને

મેં એકથી વધુ વાર સમજાવ્યું છે તેમ એ જાતની તહરેવાર અજાયબીઓમાંજ મારી કાંહાંણી છે, ને એ કાંહાંણીનીજ અજાયબી છે, એટલે મજકુર બનાવ ખરેખરો છે એમ મારા તરફની નવીન ખાતરી આપવા થોભવાને જરૂર નથી. વલી વાંચનાર યાદ કરશે કે આ જીવસતોસત જોખમભરેલા અખતરામાં મેં કાંઇ તેના ભયો જાંણી જોઇને જીપલાવ્યું ન હતું. ઘેલો બેહેલઇ જે વેલાએ મને સાથે લઈ જવાને બજીદ થઇ બેઠો તે વારે તેની પેહેલી શરૂઆતમાં મેં જે પાછલથી વેઠયું અને અનુભવ્યું તેનું અરધું બી બનશે એમ હું જાંણુતે તો ફકત તેના ખ્યાલથીજ ત્રાસ પાંમીને હેબત ખાઇ જતે, પણ આ તો થયું એમ કે વગર વીચારે એ અખતરાનું મંડાણ કરવા કેડે હું તેના સંજોગોના સકંજામાં એવી રીતે આવી ગઈ કે તેમાંથી નાહાસવાને કે પાછું હઠવાને એકે મારગ રહયો નહીં, અને એ રીતે હું કદમ દર કદમ તેનાં સંકટો ને સંકડામણુમાં મારી મરજી ઉપરાંત વધુ ને વધુ ગીરફતાર બનતી ગઇ, કે જે સામે હું તદન લાચાર—લાઇલાજ હતી! એટલા માટેજ જાંણે એ મારા જોખમભરેલા પરમાર્થને ખુદ ખુદા તરફથી બધો ટેકો મલ્યો, કેમકે એ સંકટોનાં સઘલાં સંકડામણ છતાં એતેફાકોએ એવી સ્વભાવીક વલાંણો લીધી કે જે સઘલી તમામ મારા લાભમાં ઉતરી, ને છેવટે ઘેલા બેહેલઈની દાનાઇને આભારી હું તે એતેફાકોનાંજ પરીણામમાં ત્યાંથી સલાંમત અને વલી ફતેહમંદ બચી જવાને ભાગ્યશાલી થઈ!

ઘેલા બેહેલઈએ બાહેર નીકલી બારણું બંધ કીધું, અને અમારા કરપીણ શત્રુઓ અંદર કેદ પડી રોકાઈ રહ્યા તેથીજ અમારો બચાવ થયો. મને પેહેલી એકાદ પલનાં ધુજરાં દરમ્યાંન ખ્યાલ થયો કે કદાચ તેઓ આસપાસની નીચલા ખણ માંહેલી બારીઓમાંથી કુદી મારશે, પણ બેહેલઇએ તુરત મને ધીરજ આપી કે ત્યાં અવારનવાર જુગાર બી ચાલતો હોવાથી પોલીસનો ભય અટકાવા નીચલી સઘલી બારીઓને તો લોખંડના સલ્યા બેસાડેલા છે, વાસ્તે પાસેનાં ઘરોનાં છાપરાં માર્ગે કે પેહેલા માલની બારી વાટે જાંન જવાના જોખમ સાથે તેઓ કુદી મારી બાહેર નહીં આવે ત્યાંવેર અમો તમામ સલાંમત હતાં. આ ઉપરથી મારા

પગમાં તે મારા હાથ માંહેલો માનીતો બોજો ઉપાડી ઝડપથી ચાલવાને જાંણે નવું કૌવત આવ્યું, અને અમો એક સપાટામાં તે અધમ ધામ આગલથી દુર નીકલી ગયાં.

અમો પાછાં ખુદ્દા આદમમીયાંનાં ઘરમાં ગયાં. મારા સીધીભઈ આદાંમુદી અવતાર સાથેજ હું બંગલે જાઉં એ તો બનેજ નહીં તેથી પાછાં પ્રથમ અમો તે દોસાનાં મુંકામ ઉપર ગયાં, કે જ્યાં હું પેહેલાં આવતી વખતે જે વસવસા ને દીલના દગદગા સમેત દાખેલ થઈ હતી તેથી ઉલટીજ ઢપની ઉલટ અને સઘલા વીશ્વાસનીજ લાગણીઓ સમેત હું પાછી દાખલ થઈ. ત્યાં તે બંને દોસો દોસી દેખીતી રીતે અમારી વાટ જોતાં બેસી રહ્યાં હતાં, અને તેમનો ધંધોજ તે કીસમનો હોવાથી આટલી મોડી રાત થઇ જવા છતાં હજી તેઓ સુવા ગયાં ન હતાં.

મને સોડાખાર ને સાબુની મેલવણી સાથનું ગરમ પાણી તુરત પુરૂં પાડવામાં આવ્યું, અને તેના સાબુત બે ચાર છટકાવથી મારાં મોં ઉપરનો લેપ સપાટા સાથે ધોવાઇ જતો ચાલ્યો—તે એટલે સુધી કે જરા વારમાં હું તમામ મારાં અસલ રૂપરંગમાં પ્રગટ પડી, અને લખો ધીરજ ને તે ધીરજની મોજ સમેત મારો અસલ ચેહેરો ચુગલીખોર આયનામાં આબાદ જેવો ને તેવો પાછો જોઇને હું ખુશીથી હરખાઇ ગઇ. એમ કરી મેં મારાં ગજવાં માંહેલાં પ્રાજલ નાણાંનો હસાબ લીધો, ને મેં જોયું કે હવે તેમાં ફકત થોડા છુટા આના ઉપરાંત જાસ્તી કશું હતું નહીં. આથી હું મારી મરજી માફક પ્રાતમાબુ (આદમમીયાંની ઓરત) ને તેણીની સઘલી કીંમતી મદદનાં હેસાંનમાં નવાજી શકી નહીં, પણ મેં તેણીને ખાત્રી આપી કે બીજી સહવારે તે રાજી થઇ જાય એવી એક રકમ તેને ઘેર બેઠાં પોંહોંચતી કરવામાં આવશે, અને મારામાં તેણીએ એવું તો કાંઇક વીશ્વાસ મુકવાજોગ જોયું હતું કે મારાં એ કેહવા ઉપર તેણી પુરો એતબાર લાવી શકી, એટલુંજ નહીં પણ જો જરૂર હોય તો મને બીજું સામું નાણું ધીરવા બી તૈયાર થઈ!

તે પછી અમો પાછાં નીચે ઉતર્યાં, અને ત્યારે ખડકીમાંના દાદર આગલજ બેસો બેહેલઇ આદમમીયાં સાથે વાત કરતો હતો. તેનો સીધીભાઇ અવતાર મેં જોયું કે તમામ ફેરવાઇ ગયો હતો,

અને આગલી સાંજે મારા શેઠનાં મકાંન સાંમે જે ફુવડ અને ચીઠ-ડેહાલ પારસી પોશાકમાં તે મને મલ્યો હતો તેજ કંગાલ પોશાક પાછો સજીને તે હમણા મારી વાટ જોતો તૈયાર ઉભો હતો ! આ જોઇ મને ઘણુંજ દુ:ખ લાગ્યું. આજની આખી રાત તેણે એક બાહોસ દાહયાને શરમાવે એટલી બધી ચાતુરી અને બાહાદુરી બતલાવી હતી, અને તેથી તે પછી પાછો તેને તેની અસલી જંગલી ભમાતુ હાલતે ફેરવાઈ ગયલો જોવાથી મને જાંણે એક દુ:ખનો ઝટકો લાગ્યો. આથી મેં તેને બહુ કાલાવાલા કર્યા કે આદમમીયાંને ત્યાંનાં કપડાંઓના ઢગમાં એક આબરૂદાર પારસીને બરનો સાદો પણ સુગડ એકબી પોશાક હોય તો તે તેણે પેહરી લેવો, પણ તે ચશકેલા ચક્રમે પોતાની સરેસ્તાની બોંહસથી તે મારૂં કહ્યું માન્યું નહીં.

"ઠીક છે ત્યારે," મેં બી તેવીજ બોંહસના ગુસ્સાના દેખાવથી કહ્યું. "જો તું મારૂં માનતો નથી તો હું બી તુંને સાફ કહુંચ કે તું જો સોજાં કપડાં અહીંથી પેહડી નહીં લેશે તો હું તારા સાથ હવે એક કદમ આગલ વધવાની નથી. તુંને ગમે તે એક બે કપડાંની જોર અહીંથી લઈ લે, અને તેના જે બી પઈસા થશે તે આવતી કાલે સહવારને સહવાર હું આદમમીયાંને ઘેર બેઠાં પોંહચતા કરશ, જો દરમીઆન એ લોકો મને એટલા પૈસા ધીરવાને આનાકાની કરશે નહી."

"બચીત નહી," આદમમીયાંએ અમારી રકઝક સાંભલી લઇ પોતાની જબાનમાં વચ્ચે તાપસી પુરવાને ઉતાવલ કરી. "બાઇ સાહેબ, તમોને જે જોઈએ તે અહીંથી માંગી લેવો. તેના પૈસા ગમે ત્યારે મોકલજો, કેમકે તમારા જેવાં સાહુકાર ઘરાકોને એ રીતે ધીરવાને અમોને જરા બી અડચણ નથી."

"અને વલી એ તો અમારો ધંધોજ છે," બુઢી ફાતમાબુએ પોતાના ખાવંદને ટેકો આપ્યો. અમારૂં કામ ફકત એટલુંજ છે કે એક બીજાં આગલ કોઈની તારી મારી કે ચારી ચુગલી કીધા વગર જેઓ અમને પૈસા આપે તેમનું તેઓ કહે તે કીસમનું કામ કરી આપવું, અને આસપાસની લાંબી ટુંકી કાંઇ જાણુવી કરવી નહીં."

"વલી તુંને મારા સાથે બંગલે બી આવવુંજ પરશે," મેં કહ્યું, "અને તું જો આવશે તો આજે રાત્રે તેં મારા શેઠ શેઠાંણીની

જે કીંમતી સેવા કીધી છે તેનાં હેસાંનમાં તું ખાતરી માનજે એ-હલાઈ, કે તેઓ તારો દાહડો ફેરવી નાંખશે."

પણ બેહલાઈનાં કીતાયલાં મગજ ઉપર એ બધી મારી સમ-જાવતોની કશી અસર થઈ નહી. ખરેખર, મેં તો જોયું કે અત્યાર આગમચ તેની ચશમમાં ચતુરાઇનું જે તેજ પ્રકાશી નીકલ્યું હતું તે જાણે રપતે રફતે ગુલ થઇ જતાં તેનું કામ ખલાસ થઇ રેહવે હવે તે પોતાની અસલ—અવલ ઢોર જેવી અભણ હાલત ઉપર ઉતરી પડતો જતો હતો ! અંતે તેના સાથે તકરાર કરતાં મારો જીવ થાકી આવ્યો પણ તે હડીલો ઘેલો એકનો બે થયો નહીં, તેથી છેલ્લે ચુક્યું એમ કે મારે તેને મારી સાથે બંગલે લઈ જવાની બોહસ કરવી નહી, પણ તેણે આદમમીયાંને ત્યાંથી તુરત વેલા તો એક સોજો પોશાક પેહડી લેવો, અને મને બંગલે પોહચાડીને હું તેને જે બે રૂપીઆ આપું તે લઇ તેને જ્યાં ગમે ત્યાં મારે જવા દેવો; પણ તે બે રૂપીઆ બી મુશકેલીએ તેણે લીધા. તેણે તકરાર કીધી કે એટલા બધા પૈસા તેણે કયાં વટાવવા અને પછી તેનું શું કરવું તેજ તેને અવલ તો આવડતું ન હતું, અને એ પૈસાના જોખમ સાથે પોલીસનાં ભોંસીયાં તેના ઉપર વેહમ લાવી તેને ઝીલી જ્યા વગર રેહવાનાં નથી. એમ છતાં તેણે મારા ઘણાજ કાલાવાલા અને આગ્રહથી બે રૂપીઆ બાહાલ રાખ્યા, જે મેં તેને આદમમીયાં પાસે તુરત અપાવ્યા, અને પછી તે મારે માટે ગાડી લઇ આવ્યો તેમાં બેસી અમો આદમમીયાંનાં મકાન ઉપરથી તે અમારા માનીતા પ્યારા નાધલા હવાલા સાથે તુરત ઉપડી ગયાં.

---

## પ્રકરણ ૪૮ મું.

### બંગલે પાછાં.

હવે સહવાર થઈ હતી. હાંદેસા અને હાડમારીઓ—સંકટ અને સંકડાંમણોની એક આખી રાત, બેચેની અને બેજારી સાથ-ના કોરા ઉજાગરા વચ્ચે પસાર થવા પછી હવે સહવાર થઈ હતી, અને તેથી હવે બંગલે પોહોંચતાં મને કશી મુસ્કેલી પડી નહી, કે જ્યાં હું ગઈ ત્યારે નોકરનફરો ઉઠી ચુકેલાં હતાં, અને

સોજુંસાજું થતું હતું. કેહેવાની હવે જરૂર નથી કે ઘેલો બેહુલાઈ નાકા ઉપરથી છુટો પડયો હતો, અને તેનાથી એ રીતે છુટી પડતાં મારાથી રડયા વના રેહેવાયું નહીં. ફક્ત એકજ રાતના એ ઘેલા સાથના મારા સહવાસમાં મેં જોઈ લીધું હતું કે તેની બુધ્ધી તે ફીસમની તીક્ષણ હતી કે જેને ખીલવવાને જરાએ મેહેતન લેવામાં આવે તો તેમાં જે જે હેમકાતભરેલો અંસ હતો તે તુરત દુર થઇ જાય, અને એવી બુધ્ધીનો એક ઘેલો કોઇ લાયક આસામીના આસરા અથવા ઉંચકા વગર અને કંગાલ નીચ આદમીઓની નજીસ રમુજના એક કમનસીબ ભોગ તરીકે જીંદગીની એવી બેદાદી વચ્ચે સબડતો હતો એ મારો જાલેમ અફસોસ હતો. એટલા માટે તેને જીંદગીની સવલી રાહે ઉતારવાની મેહેનત કરવાને મેં મારી સમજાવતોમાં કશી કસર કે કસુર કરી નહીં, પણ તે નહીંજ સમજ્યો ત્યારે તે હવે પછી પોતા માટે શું કરનાર હતો અથવા ક્યાં જનાર હતો તે કશું બી જાંણ્યા વગર હું તેને આંસુઓ વચ્ચે નાકા ઉપર છોડી આવી હતી.

એ રીતે જ્યારે મારી ગાડી બંગલાના વીસતીર્ણ કંપાઉંડમાં દાખલ થઈ ત્યારે ઘણાંક નોકરનફરો ઉઠેલાં અને કામ કરતાં હોવાથી તેઓનું એટલી સકાલે આવેલી ગાડી ઉપર પેહેલું ધ્યાંન ખેંચાયું, અને તેઓ મને તે બચ્ચાંને લઈને બાહેરથી આવેલી જોઇ અચરતીથી દંગ થઇ ગયાં! ખરેખર, હું તે બચ્ચાંનો એ રીતે છુટકારો કરી લઇ આવી હતી એ વાત અવલ તો જાંણે તેઓની આંખ કે અક્કલ કબુલ કરી નહીં શકી, અને જે વારે તે વીશે ખાત્રી થઈ ત્યારે જાંણે તેઓનાં દીલમાં આવ્યું હોય અથવા દેવાંન્યત એકદમ તેમના પર ગાલેબ આવી હોય તેમ તેઓ સોહોર મચાવતાં મારી આગમચ ઉપર શેઠ શેઠાંણીને ખબર કરવા દોડયાં! એ વખતે હું તો થાકથી અને હરખથી એટલી આજેજ બની હતી કે મારા હાથ માંહેલો મનોહર બોજો ઉપાડી હું મુશકેલઇએજ હવે ચાલી શકતી હતી, પણ હું અરધે દાદરે જાઉં તે આગમચથી ફક્ત પોતાનાં બદનપર એક સારી નાંખી લઇ મારી જવાંન શેઠાંણીએ ઉતાવલી ઉલટ ને અસહય હરખમાં દાદર ઉપરથી નખાવી દીધું, ને તે મને દાદર ઉપર સામી મલી. આહા! એક માતાના નીર્મલ પ્યારનું કંઇ

કઈ કલમ વર્ણન કરી શકે એમ છે ? એક માયાવંત માદરની મોહબ્બતમય કાલજીઓ અને કદરસનાસીને કઈ કલમ પુરો ઈનસાફ આપી શકે એમ છે? નાંધલી તેહેમી હજી તો પુરાં બે વરસની બી બાલકી ન હતી, અને તે છતાં તેટલાંમાંજ તેણીની માવતરનો તેણીની તરફનો પ્યાર જે હતો તે એક માના પ્યારની સીફારસમાં પુસ્તકોનાં પુસ્તકો બોલી બતાવે છે. તેણી જાંણીને આવી હતી કે હું તેણીનાં ખોવાયલાં બચ્ચાં સમેત પાછી ફરી હતી, અને તોબી તેણે જયારે મારા હાથમાં તે બચ્ચાંને આસાન ખાબ કરતું જોયું ત્યારે તે તેને એટલું આજેજ કરનારૂં જણાયું કે જો તે દાદરનો કટેરો પકડી ન લેતે તો તુરત ઉભે દાદરે તુટી પડતે. એમ છતાં તુરત બીજી એકાદ બે પલોમાં પોતાનાં મનનું સમાધાન કરી લઈ તેણીએ એક ઝટકે તે બચ્ચાંને મારા હાથમાંથી જુટાવી લીધું, ને તેને તેના ખુશ ખાબમાંથી બેદાર બનાવી તે ચીચ્ચારીઓપર ચીચ્ચારીઓ પાડીને રડયું ત્યાં તક તેને દાબી ભચડીને કોટીઓ કરી અને બકીઓ લીધી, કે જયારે જાંણે તે બાલક સઘલું સાંભલવા અને સમજવાને શકતીવાન હોય તેમ તેનાસે હજારો ફીસમના સવાલ જવાબો અને વાતચીતો એક બે મીનીટનાં દરમ્યાંનમાં કરી લીધી ! પણ એ રીતના એક માતૃભાવનાં દીલનું જોસ જયાં તક સમ્યું નહીં ત્યાં તક હું તો તમામ વીસરાઈ ગઈ હતી, અને પછી મારા ઉપર ખ્યાલ દોડતાં મારી શેઠાંણી ઘેલી દેવાંની જેવી દોડી આવી મને ભેટી. "શીરીન, વ્હાલી શીરીન," તેણીએ શેઠાંણી તરીકેનો કશોબી અંતર કે અંદાજો હવે સાચવ્યા વના ફકત ખરાં દીલની લાગણીઓને આધીન જે બોલાયું તે બોલતાં કહયું, "વ્હાલી શીરીન, આએ નવાજેશ માટે અમો બધાં તારો શું આભાર માંની શકશું ! હું કાંઇજ જાંણતી નથી કે તું કેમ મારાં બચ્ચાંને મેલવી લાવી, પણ તું પા કલાકમાં આવવાનું કહી એક આખી રાત નહીં આવી તેથી હું જરા ધીરજથી સુતી નથી, કેમકે જેવી બોહારી મારાં બચ્ચાંપર ગુજરી હતી તેવીજ તારાપર બી ગુજરેલી હું માનતી હતી, ને સહવાર થતાંજ તારી ચાંપતી ખોલ ચાલવાની હતી. એમ છતાં તું આવી અને વલી મારાં ગોલાબ જેવાં બચ્ચાંને સાથે લેતી આવીચ, તો હવે મારા જીવને હજારો ધીરજ મલીછ, ને તેથી તું તારી સ-

ગવડે મને બધી વાત માંડી મેલીને કેહજે—તેની મને જરાબી અધીરાઇ નથી."

એજ વખતે મારા બુઢા શેઠે દાદરપર દેખાવ દીધો, ને તેને મારી શેઠાંણીએ ભારે હરખમાં હાથ લાંબા કરી તે બાલકને સપુરદ કીધું, જેણે તે માવતરના પ્યાર કરતાં કાંઇક ઓછા હાવભાવથી તોબી પુરતા પ્યાર સમેત તે બાલકને પેટમાં ચાંપ્યુ. તે પછી તેણે મારા પર નજર કરી. "સાબાસ, છોકરી, સાબાસ છે તને," તેણે તે શું એક નવાજેશ ફરમાવતો હોય તેમ સરેસ્તાના રોબથી કહયું. "તેં કાંઇ ઘણીજ હુસ્યારી બતાવી છે જેનું બ્યાંન કરવા હું નારતો કરી લેઉં પછી તું મારા હાલમાં હાજર થજે, ને એ તારી મેહેનતના બદલામાં હું તુંને પચીસ રૂપ્યા બક્ષેસ કરસ."

"અરે જરા એમ બોલતાં શરમાઓ તો ખરા, હીન્જુ," તે દોસાની જવાંન પરણેતરે તેની આ બેકદર ચાલ તરફ ધીટકાર બતાવ્યો; "શું શીરીનની આટલી બધી મેહેરબાંની તમારી પચીસ રૂપરડીનેજ લાયકની છે? તમે પાંનસોનું ઈનામ છપાવી એને ફક્ત પચીસ રૂપરડી આપવા તૈયાર થયા એ ખચ્ચીત શરમભરેલું છે."

"પણ પીલાં, પણ પીલાંઉ—" તે દોસાજીને પોતાની જવાંન પરણેતરના ઘણાજ તીખ્ખા ટીકકાથી નોકરનફરોના દેખતાં બહુજ વસમું લાગ્યું તેથી લજવાઈને તેઓ બચાવ કરવા નીકલ્યા, પણ બચાવ ન હોવાથી તુરત તુટી ગયા.

"પીલાં ને પીલાંઉં શું બરયુંચ?" મારી ભલાં દીલની શેઠાંણીએ પોતાના ખાવંદની આ તમામ બેકદર ચાલ તરફનો પોતાનો ગુસ્સો જારી રાખ્યો; "શીરીન હવે આજથી મારી બેહેન જેવી ગણાવી જોઈએ, કેમકે તેણે આજે એક બેહેનનીજ જગ્યા રાખી છે, ને તેને તમે રૂપ્યાથી ને તે બી આખા પચીસ રૂપ્યાથી નવાજવા નીકલયા છેઓ તે શું દુઃખ જેવું દુઃખ છે? નહીં રે શીરીનમાય, તું કાંઇ તારા મનમાં ના લાવતી, ને જા જઇને પોહોરી જા; બધી થાકીને લુસ થઈ ગયલી જેવી લાગે છે."

મને બી એજ જોઈતું હતું, અને તેથી હું તુરત ત્યાંથી જતી રહી, કેમકે મને ભય થયો કે તે ધણી ધણીઆંણી વચ્ચે જલદીજ એક ઝઘડો જાગશે, ને તે જોવાને ઉભું રેહેવું સભ્યતાના કાનુનોથી

વેગલું હતું. એટલામાટે હવે સઘલા નોકરનફરો ભેગી હું બી ત્યાંથી વગેસગે થઈ ગઈ, અને જયારે હું મારા ઓરડાના એકાંતવાસમાં પાછી એક વાર એકલી પડી ત્યારે મારા શેઠની હેમકાત અને નજીસ કંજુસાઈ તરફ જેમ ધીકકારની તેમજ મારી ભલાં દીલની શેઠાંણી તરફ સરીયાંમ માન અને હેસાંનની લાગણીઓથી મારી છાતી જાબજા ઉંચકાતી જતી હતી.

હવે મેં સુવા માગ્યું, ત્યારે મને ઉંઘ આવી નહીં! તે આખી રાતના બનાવોએ દમબદમ મારાં મગજ ઉપર દબાણ ચલાવ્યા કીધું, અને તેની બેજારી વચ્ચે હું જરાબી ઉંઘાયા વના બે કલાક સુધી મારાં બીછાંણાંમાં સુસ્ત પડી રહી. તે પછી હું જાગતી હતી એમ જાંણી મારી શેઠાંણી નાંધલી તેહમીને ગોદમાં લઇ મને મારા ઓરડામાં મલવા આવી. તે મારાં પાસામાં બેઠી, એક બેહનનેજ છાજતી મમતાથી તેણીએ મને કોટી કરી, અને પોતાના ભરથારની બેકદર ચાલ માટે પોતા તરફથી હજારો માફ માંગી લીધી. ત્યાર બાદ હું નાંધલી તેહમીને કેમ મેલવવા પાંમી હતી તે જાણવાને તે અતીશય આતુર હતી વાસ્તે મેં સઘલી વાત વીગતે બ્યાંન કરી. મેં તેણીને સઘલું કહયું— ફકત ભલા બેહેલઈની મરજી સાચવી તેણે મારી પાસે લીધેલા કોલ મુજબ તે બાલક ચોરનાર બદમાસોનાં નામનીશાંન આપવાના અખાડા કરયા, અને તેમ કરવાનું કારણ બી તે ભલી બાનુને મેં પ્રમાણીક વીશ્વાસમાં આપી દીધું. બચ્ચીત, એ વાત તેણીએ કેવી અજાયબી વચ્ચે અને કેવા ભારે ઉમંગ સાથે સાંભલી તે મારે સમજાવવું પડશે નહીં. એ સઘલી વીગતોમાં કાંઇ એવું તો નહીં માનવા જોગ, એટલું તો અસંભવીત આવતું હતું કે તેણીની અજાયબી કરતાં મારી પોતાની અજાયબી કાંઇ થોડી ન હતી, અને તેથી તેણીની અજાયબી તરફ હું પોતે કોઇ રીતે અજાયબ થતી નથી.

મેં આદમમીયાનું કેટલુંક કરજ કીધું હતું, વાસ્તે તે કરજ ઉપરાંત તે ગરીબ ડોસોડોસી રાજી થઈ જાય એવી એક રકમ મારી વાત સાંભલી લેતાંજ મારી શેઠાંણીએ એક નોકર સાથે તેમને પોહોંચતી કીધી, અને ત્યાંજ એ સઘલી વાત ઢબ પડી, કેમકે સઘલાંઓને સમજાવવાને મને મુસકેલ પડયું નહીં કે એ વાતની સુ-

નોચેરા વધારતાં તે બદમાસોને અમારે વીશે કદાચ કલ મલી જશે, અને ત્યારે તેઓ મારી ઉપર પોતાનું વેર વાલવા કરપીણુમાં કરપીણુ કીનાના અનેક પ્રપંચો ઉભા કરશે. વલી આટલું તો ખરૂંજ હતું કે અમો બંને કોણ હતાં તે વીશે તે બદમાસોને જરાબી વેહેમ ગયો નહીં હોય, અને અમોને ખરેખરાં સીધીભાઇ આદાંમુડી સમજીને અમો તે બચ્ચાંને એ રીતે શું કરવા ઉપાડી લઈ નાઠાં હોઈશું તે વીશે તેઓ ભારે ગુચવાડાભરયા વમાસણુમાં પડયા હોવા જોઈએ. એથી મેં જે કારણ આપ્યું તે વાંચનાર જોશે કે કોઇ રીતે ખોટું આપ્યું ન હતું, અને હવે બચ્ચું મલેલું હોવાથી નાહક વાત વધાર્યા જવામાં જરાએ શાણપત હતું નહીં, વાસ્તે તે બચ્ચું મેલવવાની મારી વીપતોની વીગતો મારાં શેઠ શેઠાંણીએ પોતાનાં અંગત દોસ્ત આશનાવો ને વીશ્વાસુઓની હદની બાહાર જવા દીધી નહીં; પણ એ વીપતોની વીગતો આસપાસનાંઓ જેટલી જલદીથી વીસરી જઈ શકયાં તેટલીજ જલદી હું તેની આપદાઓમાંથી મુકત થઈ શકી નહીં. હું તેજ દહાડાથી માંદી પડી, અને એક પખવાડીયું સુધી ઘણીજ બેમાર રહી, કે જે દરમ્યાંનની મારી શેઠાંણીની માવજત અને મારે માટેની કાલજી એક કદરદાંન બેહેનથી આલે હતી. વલી તેણીએ મને જણાવ્યું કે હું સારી થતાંજ તે મારી હાલતમાં ફેરફાર કરનાર હતી, કેમકે ત્યાર પછી મારે તેણીની ખીદમતમાં એક નોકર તરીકે રેહેવું નથી પણ એક બેહેનપણી તરીકે રેહેવું છે. આ મેહેરબાંની મોટી હતી. સારે સારે ઘેરની બાઇઓની બેહેનપણી તરીકે ઘણીક અબલાઓને રહેલી અને તે ઘરમાં તે શેઠાંણીના જેટલોજ વગ ધરાવતી હું જાંણુતી હતી, અને તેથી મારી પદવીમાં બી તે કીસમનો સુધારો થનાર હતો તે જાંણી મને ઘણો સંતોશ થયો—જોકે મેં મારી ભલી શેઠાંણીને ખાત્રી આપી કે તેણીની એવી અનેક મેહેરબાંનીઓ વગર બી તેણીની કદરદાંની હું કોઇ રવેસે ઓછી સમજતે નહીં.

મારી શેઠાંણીની સહીયર તરીકે હવે તેથી જયારે મારે તેની સાથે ફરવાનું અને બેસવા ઉઠવાનું થયું ત્યારે તેણીની પદવીને હું પાત્ર થાઉં એવી રીતના પોશાકો મારે માટે લેવાનું અવશય થઇ પડયું, અને એ પોશાકની ખરીદીઓમાં મારી શેઠાંણી જોકે તહરેવાર રંગની ઉંચી

સારીઓ વગેરે અપાવવાને બોંહસ લઇ બેઠી હતી તોબી મેં ઘણા આગ્રહથી ફક્ત મારી જીંદગીની હાલતને અનુસરતીજ ખરીદીઓ તેની અકસર સાદાઇમાં વધારે ધ્યાંન ખેંચતી હતી. ફ્રીલ ફ્રુલના પોલકા કે ચતાપતાનાં વાસ્કુતો-ઝગઝગતા રંગોની સારીઓ કે ચકચકતા રંગના વેસ્તકોટો-અરધી છાતી ઉંઘાડી રેહે એવા કાપો કે આંગ દેખાય એવા જીણા પોસાકો એવું કશું તે નવી ખરીદીઓમાં હતું નહીં.-જે હતું તે સાદું અને સોભઇતું, સસતું, પણ સુઘડ અને સફાઇ ધરાવનાર હતું. જરયાંનના સંબંધમાં બી તેમજ થયું. મારી શેઠાંણીએ મને તહરેવાર આપવા અપાવા કાઢયું, અને તેના સંબંધમાં બી ઘણીજ બોંહોસ કીધી, પણ એ સઘલું ક્યાં તક નીભે તે હું જાંણતી ન હતી અને વલી એ જાતનો મને કશો શોખ બી ન હતો, વાસ્તે મારી શેઠાંણીની એ મેહેરબાંની બી મેં ઘણાં માન ને હેસાંન સાથે ના પાડી, અને તેના નેક સુખનને ખાતર ફક્ત એક સાદી સુનાની વીટી માન્ય કીધી, જે તેણીની યાદને ખાતર હું હંમેશ મારી આં-ગલીએ પેહ્રી રાખી ફરતી હતી.

એવી રીતે વાંચનાર જોશે કે મારી શેઠાંણી મેં તેનાં વ્હાલાં બચ્ચાંના સંબંધમાં તેની કરેલી સેવાનો અવેજ આપતી હતી. તે હવે જ્યારે શેઠ તેની સાથે ગાડીમાં નહીં જઇ શકે ત્યારે મને પોતાની સહીઅર તરીકે સાથે ગાડીમાં છચોક ફરવા લઈ જતી, અને વલી ઓલખીતાં પીછાંણતાંમાં હું જાણે તેની બરોબરનીજ હોઉં તેમ વગર શરમાવે મને ઓલખાવી આપતી. તે તો હંમેશ મને કેહેતી કે મારી અદામાં કાંઇક સ્વભાવીક એવી વલાંણ હતી કે જે મને બચ્ચાં રમાડનારી એક દાયા કરતાં વધારે ઉંચી પદવી અને પંકતીને લાયક બતાવતી હતી, અને સભ્યતા અને રીતભાતોનો મેં ખાશ અભ્યાસ નહીં કરેલો હોવા છતાં હું તેમાં એક પૈસામાં પોખાયલી મોટે ઘરની અબલાને શરમાવતી હતી. આ તેનાં ઉંચા મતમાં તે ઠગાય નહીં તેની હું હમેશ કાલજી કરતી, ને તેનાં નામને મારાં સહીયરપણાંથી જરા બી ખોટું ન લાગે તે માટે હું ઘણી તપાસથી તેના સાથ ફરતી હરતી હતી.

પણ એમ તેની સાથે ફરવા હરવાથી મને ઘણું નવું જોવા અને શીખવાનું મલતું હતું, અને તેનીજ હરોલમાં મેં જોઈ લીધું કે

મારી શેઠાંણી પોતે પોતાના પઈસા ઉપર કાંઈ થોડો ભાર નાખતી ન હતી. દાખલાતરીકે તે કોઈબી ગરીબ આદમીને માનમરતબો કે પઈસા મલેલા જોઈ શકતી નહીં હતી, અને અમો ફરવા ગયા હોઇએ તો રસ્તે જેટલાં મલે એટલાંની તે કાંઈ ને કાંઇબી ગીનસ કાઢયા વના રેહેતી નહીં. એ સઘલું મેં જોયું કે તેણીના પઈસાના લાડનું માંઠુ પરીણામ થયું હતું. તેણીનો જાતી સ્વભાવ ઘણોજ મીલનસાર ને નમાનો અને ખુદરતી ખવાસ ઘણોજ સખી દયાલુ અને હેસાનમંદ હતો, પણ એ સઘલા સદગુણો પઈસાના લાડને લીધે ઉપ્યોગ વના કાટ ખાતા હતા, કે જયારે દુરગુણો તેણીની ઉપર સરદારી મેલવ્યા જતા હતા, અને કાંઇ બી અસાધારણ તક કે ટાંકણાં વગર તે મંદ થઇ ગયલા સદગુણો ઉપર તરી આવવા પામતા ન હતા. વલી ખાનગી તારીમારી અને નીંદા એ તો મેં મારા અનુભવથી જોયું કે ઘણાંખરાં મોટાંઓની જીંદગીની જાંણે એક ફેશનજ છે ! જો એકાદ સનીવારની સાંહજે મને મારી શેઠાંણી સાથે બેંડસ્તેંડ કે એવીજ કોઇ ફરવા હરવાની જગ્યાપર જવું થયું તો મારી શેઠાંણીની ગાડીની આસપાસ તરેહવાર કીસમના પઈસાવાલા ઇતર અને ચીબાવલા જવાનો જલોની માફક ઉભાઈ જતા, અને તે વારે જે વાતચીત થતી તે હું જોતી કે નીંદા ઉપરાંત વધારે કશી ન હતી. "ફલાનો ફડું ફડું થઇ રહયો છે"—"પેલાના સકાર બલે"—"ઓલાની તે દહાડેની પારતીમાં બધો તમામ રકાશ થયો"–વગેરે વગેરે એકથી અનેક તહરેની એક હજાર નીંદા તે પઈસાવાલાંઓની વાતચીતનું મુખ્ય વસ્તુ થતું હતું ! એવી વાતચીતનો એકાદ ભાગ તેની રમુજી વીગતમાં અતરે ઉતારવાની મને ઘણી લાલચ થાય છે, પરંતુ મારી વારતા અત્યંત લંબાણ થઇ જવાનો મને ભય છે, અને તેના વધુ રસીલા અને ધ્યાંન રોકનારા ભાગો ઉપર ઉતાવલે દોડી પોંહોંચવાની મને ફેસ્ટ થાય છે, વાસ્તે એ વાતચીતો કલ્પી લેવાનું હું મારાં સુગ્ન વાંચનારાંઓનીજ મુનસફી ઉપર સોંપી અતરે આગલ ચાલું છુ.

---

## પ્રકરણ ૪૯ મું.

### નવી શોધ.—એક જોખમ.

ઉપલી વાતોને થોડીક મુદ્દત ગુજરી જવા પછી મને ટપાલમાં કાગલ મલ્યાં, જેમાં એક મારા વ્હાલા ભાઇ દારાબ તરફથી લખાઇ આવ્યો હતો, અને બીજો મારા છેલ્લા શેઠ બીખાજી કલ્યાંણીવાલાની રાંક પરણેતરનો લખેલો હતો. બંને કાગલો વાંચનાર યાદ કરશે કે મારાં પોતાનાં કાગલના જવાબમાં લખાઇ આવ્યાં હતાં. તે મારા ભાઇનું કાગલ સરેસ્તાની પ્યારભર ખેરઆશીએતથી ભરપુર હતું. તે લખતો હતો કે ખુશરો કયાં ને કેમ હતો તેની તો તેને કશી ખબર મલી શકતી ન હતી, પરંતુ તે પોતે તો ઘણો સુખી અને સારી પેઠે હતો. વલી તેણે લખી વાંલ્યું હતું કે દાદાભાઇ દાકટરપર જે કાંઇ આવી પડયું હતું તે આફતમાંથી બી એક કદરદાંન દોસ્તની મદદથી તેઓ મોકલા થઇ ગયા હતા, અને એક વાર ફરીને જે ને તે આબરૂ સાથે પોતાના ધંધામાં મંડાઇ જવાથી તેઓ ઘણુ સારૂં પેદા કરતા હતા, કે જ્યારે દરાબને બી તેથી મનમાંનતો પગાર આપી તેવણે પોતાનો વીશ્વાસુ અને મદદનીસ બનાવ્યો હતો. વલી દારાબ લખતો હતો કે એદલકાકાનાં હમાયજીને ત્યાં મારી નાઘલી બેહેનો જર ને નાજાં બી ઘણાંજ સુખથી રેહેલાં હતાં, અને તે બંને બચ્ચાં પોતાનાંજ હોય તેટલાં બધાં વાહાલથી હમાયજી પોતાની સરેસ્તાની અરધી ચગદોલ રૂપે તેઓની કેલવણી અને તરબીયત વીગેરેપર મુંગે મોંહે ધ્યાંન આપ્યાં જતાં હતાં. આ બધા ખુશીના સમાચારથી મને પોતાને ઘણી ધીરજ અને એ કાગલથી તે વ્હાલાં ભાઇ બેહેનોને પોતાને જાતે જઇને મલી આવવા જેટલો સંતોશ થયો, કે જ્યારે અફસોસ માત્ર બોહાર થયલા ખુશરો વીશેનો હતો, જેને વીશે મને જે બલાપા સાથના વીચારો થયા તે નવી રવેસ ફરી ફરીથી અતરે વરણવી હું નાહેક મારાં વાંચનારાંઓને કંટાલો ખવાડશ નહીં.

બીજો કાગલ જે મેં ઉપર કહ્યું તેમ મારી જુની ભલી શેઠાંણી તરફનો હતો, તેમાં પેહેલાં કાગલથી ઉલટી કીસમે સઘલા ખાનાખરાબીનાજ સમાચાર હતા, તેમાં તે બચારી લખતી હતી કે તે ને તેનાં બચ્ચાં ઘણાં માદાં ચાલતાં હતાં, અને તેણીને

દયાહીણુ ભરથાર તેઓપર જરા બી ધ્યાંન આપી શકતો ન હતો, સબબ તે પેલા સાંમેના જમસેદજી હાટઉસ સાથે કસાકસીમાં એટલો બધો ઉતરી ગયો હતો કે તેની દુકાંણુને દાબી નાંખવાને એકથી અનેક ઉપાયો યોજવામાં તે સહવારથી રાતસુધી રોજ રોકાઇ રેહતો ! વલી તે બચારીએ શરમાઈ શરમાઈને મને ખબર આપી હતી કે એક દીવસ તો તે જમસુ ને મારો શેઠ ભીખાદારૂ રસ્તાપર ઉતરીને હાથોહાથ થઇ ગયા, અને પોલીસમાં બંને જણુ દંડ આપી દામીજ થઇ આવવા ઉપરાંત તે લોકના સુલેહ રાખવા માટે સરકારને હાથ મચકડા લખી લેવા પડયા ! એવા એક બેવકુફ અને વગરના દયાના વરની પરણેતરપર ખુદા રેહેમ કરે !

તે બીચારી કાગલ લખતાં નવધાર આંસુએ રડી હશે, કેમકે તેણીનું તે કાગલ બધું આંસુઓના સબબે છેકાઈ ગયું હતું, અને હું તે મુશકેલાઈએજ વાંચી શકતી હતી. તે બચારીની માંદગી બી હજી જારી હશે તે દીસતુંજ હતું, કેમકે કાગલ જોકે ટુંક હતું તોબી ચાર પાંચ કટકે બેસીને પુરૂં કરેલું હોય તેમ જણાતું હતું, ને તેનાં ઘેરમાં જે રોજનો ભુખમરો જારી હતો તેજ એક સબબ પુરતો હતો કે તે અને તેનાં બચ્ચાં બીમારીથી બેજાર હતાં.

એ કાગલો મલવાની વાતને બે ચાર બીજા દીવસો ગુજરી જવા પછી મને ખબર પડી કે વાડયાનો જાંહાંગીર એક અઠવાડયું સુધી અમારે ત્યાં રેહવા આવનાર હતો. તેને મારાં શેઠ શેઠાંણીને ત્યાં પુશકલ પઠીંગો અને આવનજાવન હતી તે તો આગલ હું લખી જઇ ચુકી છું. તે કુટુંબનો એક હોય તેમજ આવતો અથવા જતો હતો—તે એટલે સુધી કે વાંચનાર યાદ કરશે કે અમીનાએ તો તેનાં આવવા જવાના સંબંધમાં મારી શેઠાંણી પીરોજબાઇની ચાલ-ચલણ ઉપર બી એક શક બતાવ્યો હતો, જે શકની વાત સાંભલતાંજ મેં તેણીને એકદમ હરકાટી કાઢી હતી. એમ છતાં મને પોતાને બી જાંહાંગીરની એ આવનજાવન જરા બી પસંદ ન હતી. તે મારા પોતા સાથે એવો બુરો ચાલયો હતો—એરચશાહ પટેલને ત્યાં હું કોલાબે નોકરી હતીં તે વખતે તેણે મને એટલી બધી સતાવી હતી કે તેને વીશે મને જરા બી સારૂં મત હતું નહીં, અને તેથી તેવા એક બદમાસને મારી ભલી અને જવાંન શેઠાંણી સાથે એટલા

એખલાસમાં જોવાનું હું જરા બી પસંદ કરી શકતી ન હતી. તેટલા વાસ્તે જ્યારે મેં જાંણ્યું કે તે પાંચ સાત દીવસ રેહવા આવે છે ત્યારે હું સ્વભાવીક રવેસે દલગીર થયા વના રહીજ નહી.

અને તે આવ્યો. તે હમેશ એકલો આવતો હતો પણ આ વખતે તો પાંચ સાત દીવસ લાગત રેહવાનો હોવાથી સાથે પોતાના વીશ્વાસુ નોકર પેસીને બી લેતો આવ્યો હતો. આ પેસીનો દેખાવ બી તેવોજ લટખટ ને લુચ્છો હતો, અને તે તેના શેઠનાજ જેટલો બેહયા ને ફાટી ગયલો કેહવાતો હતો. અમો નોકરનફરોના વરગમાં તે જરા બી માંનીતો ન હતો, અને જોકે મારાં એ નોકરીએ રેહવા પછીથી તો તે આ પેહેલોજ આવ્યો હતો, તોપણ આગલ એ કીસમે ઘણી વાર આવી ગયલો હોવાના સબબે મારાં શેઠ શેઠાંણીનાં બીજાં નોકરનફરોમાં તે ઘણો અણગમો થઈ પડેલો હતો.

તેઓનાં આવવા પછી બીજી સાંહજે હું શેઠાંણીને કાંઇ કામસર મલવા નીચે ઉતરી, અને શેઠ તે વેલાએ ઘરમાં ન હતા એ વાતની મને ખબર હોવાથી તેણીને એકલી જાંણી હું બારણું ઉંઘાડી તેણીના ઓરડામાં જવા કરતી હતી તેટલાં અંદરથી ધીમા સાહાદનો કાંઇક હોજાતોજીનો મને સાહાદ આવ્યો, અને મેં ઘણી અચરતી વચ્ચે તે સાહાદમાં મારી શેઠાંણીનો અને વાડયાના જાંહાંગીરનો સાહાદ પીછાંણ્યો! આથી તેમની ખાંનગી વાત સાંભલવાની બીહીકથી હું બારણાં આગલથી ખસી જતી હતી, તેવામાંજ વલી મેં તે હોજાતોજી દરમ્યાંન પ્રગટ મારૂં પોતાનું નામ સાંભલ્યું, અને ત્યારે મારી મરજી અને વકી ઉપરાંત હું એટલી થસ થઇ ગઈ કે ત્યાં થાંમલાની પેરે ઉભી રહી જે અંદર વાત થતી હતી તે સાંભલવા પડી:—

"તે હું કાંઈ માનતી નથી," મારી શેઠાણી ગુસ્સાના સાહાદે બોલતી હતી. "હું તો એમજ સમજુ છું કે ખોદાએ એક નહીં પણ અનેક રસ્તે મને નવાજવા એ ભલી છોકરીને મારે ત્યાં મોકલી આપી. તમે એને કોલાબે એ એક ઠેકાંણે ચાકરી હતી ત્યાં ઘણી સતાવીતી એ વાત મને માસીના રૂસતમે વીગતથી લખી હતી, ને જોકે રૂસતમે મને તમારૂં નામ નહીં આપ્યુંતું તોબી તે દહારે આપરે ઉપર છોકરાંઓને મલવા ગીયાં તે વખતે તમોને જે ગભરાત થઇ આયો તે ઉપરથી હું બધું તે પાંમી જઈ શકી."

"હા, પણ હવે તમે તેથી કેહેવા શું માંગોચ, પીરોજબાઈ ?" જાંહાંગીરે કગલીને પુછયું.

"એટલુંજ કે હવે તમારે મારે કશો એખલાસ રહયો નથી," મારી શેઠાંણીએ ઠડાવથી કહ્યું. "હું તમારી લભાંસપર લોભાઈ હતી ખરી, પણ ખુદાના હજારોહજાર શુગરાનાં મારે કરવાનાં છે કે શીરીનની વાતની મને ખબર થવાથી મને તમારી ચાલ વીશે ચોંકવાનું થયું, ને તેથી એટલેથીજ હું તમારાં બદમાસપણાં વીશે હેબત ખાઈ અટકી ગઇ. હું ઘણું બી ચાહુંચ કે મારા ગાય જેવા ધણીને હું સઘલી ખરી વાત કહી દેઉં, પણ તે બધાં કરતાં જો હવે તમે અમારે ત્યાંની આવનજાવનજ બંધ કરશો તો તે બી પુરતું છે. અને જોકે હું કોઇ રીતે મારા ધણીની તકસીરવાર નથી તોબી તમારી હોરમતનો નાશ કરવાને મને જરૂર રેહશે નહીં."

"ઠીક છે ત્યારે એમજ છે તો—" અને જાંહાંગીર કાંઈ ઉસકેરાઇ આવીને આગલ બોલવા જતો હતો તેવામાં નીચેથી કોઈ ઉપર આવતું હોય તેમ પગલાં વાગવાનો મને દાદરપરથી સાહદ આવ્યો, અને છુપાઇને કોઈની વાત સાંભલવાની નામોશી વચ્ચે પકડાઈ આવવાના ભયની એકદમ મને સુધ આવી, જેથી મારા પગને પાંખ મલી હોય તેમ હું ત્યાંથી તે વાત સાંભલવાનું અધુરૂં નાંખીને ઉપર નાહાઠી.

પણ દાદરની વલાંણ લેઇને ઉપર જતાં મેં તે બાજુના કટેરા-માંથી જોયું કે જે ઓરડામાં એ હોજાતોજી થતી હતી તેની પાસેની એક નાધલી ચાલમાંથી તેનું બીજું બારણું હતું તે બારણાંની કઢણ-માં ભરાઈને કોઈ બીજો તે સઘલી વાત સાંભલતો હતો, જે મને જોતાંજ ચોંકીને બારણાંનાં ખાંચરામાં ભરાઈ ગયો, ને તોબી મેં સારી રવેસે જોઇ લીધું કે તે ચોરી છુપીથી સઘલી હોજાતોજી સાંભલનાર કોઇજ નહીં પણ જાંહાંગીરનો વીશ્વાસુ નોકર પેસી હતો !

મેં એકાદ બે પલ એ હોજાતોજી સાંભલી તે બી એક પાપ હતું, પણ તેમાં તો ઈનસાફ એટલો બી હતો કે તે વાતનાં વલાં-માં મારૂં નામ આમેજ હતું એમ અચબુચ જાંણવાના ઓચંબાથી મનની ઉપજતી અરધી બેભાંની વચ્ચે મેં તે વાતનો થોડોક ભાગ સાંભલી લીધો હતો, કે જયારે પેલો પેસી તો સરયાંમ પાપનીજ

મકસદથી એક નીચ આદમીની પેઠે બારણાંપર કાંન રાખી સઘલું ઉંચે દમે સાંભલ્યો જતો હતો !

હું મારા ઓરડામાં ગઈ અને બેઠી. મેં આ જે જોયું ને જેટલું સાંભલ્યું હતું તે મને રગેરગ ધ્રુજાવા બસ હતું. મારી શેઠાંણીને મેં જેટલું બોલતાં સાંભલી હતી તેટલું બતાવાને બસ હતું કે પેલી અમીનાનું અનુમાન કાંઈ છેક ખોટું ન હતું. સારાં ભાયગે મારી શેઠાંણી નીતી કે નેકીની નોંકપરથી ગબડી પડી ન હતી, પણ તે એવા બુરા બદમાસને બસ પડેલી હતી કે જો વચ્ચે મારે લગતી સતાવણીની વાત તેણીની જાંણમાં ન આવતે તો ખચ્ચીત ખરાબી થતે ! એ તેણીનો પોતાનો એકરાર હતો, અને એ એકરારમાં જે સૌથી સરસ સધ્યારો આપનારૂં હતું તે એ હતું કે હવે એક વાર તે લુચ્છાની ખરી વર્તણુંક વીશે તે નબલી અબલાની આંખ ખુલતાં તે પોતે પોનાની નબલાઈનો જોખમ તેની ખરી હદમાં જોઈ શકતી હતી, અને તેથી હવે તે પોતે લુચ્છા જહાંગીરને હરધુત કરી ઘરમાંથી હાંકી કાઢતી હતી ! પણ તે સઘલું છતાં એ એકરાર લુચ્છા જાંહાંગીરનો નોકર પેસી સાંભલવા પામ્યો તે મને જાલમ અફસોસ થઇ પડયો, ને તેથી હવે કાંઈ બી ગંભીર ખરાબી થવાનો મને નકકી જોગ જણાયો. મેં ઘણું ચાહ્યું કે મારી શેઠાણીને હું ખરી વાત જણાવી પેસી વીશે ચેતાવી રાખું, પણ મેં પોતે એક બી પલ કોઇ બી કારણે તેણીની છુપી વાત સાંભલવાની બેઅદબી કરી હતી એમ તેની આગલ કબુલ કરવાની મારી છાતી ચાલી નહીં, અને તેથી મેં જે જોયું અને સાંભલ્યું હતું તે મારી છાતીમાંજ છુપાવી રાખવાના હું નકકી ઠરાવપર આવી.

પેસી છુપાઇને તે વાત સાંભલતો હતો તે પોતાના શેઠ તરફથી સાંભલતો હતો એ તો બનેજ નહીં, કેમકે મેં જોઈ લીધું કે પેસી ગમે એવો તેના શેઠના વીશ્વાસમાં હોય તોબી તે એમ તેને પોતાની છુપી વાતની-અને ખરી રીતે કહીએ તો પોતે બેહોરમત થતો હતો તે વાતની–બાતમી મેલવવા દીએ એ બનવા જોગ હતું નહીં, અને ત્યારે રખે કાંઇ જુદું રૂપ આપીને અથવા ટકા ચઢાવીને ઠગારો પેસી મારા બુજોર્ગ શેઠને મારી બાઈ વીશે ભંભેરે તેનો મને ઘણો ગંભીર ભય થયો, ને તેથી જોકે મારી શેઠાંણી તમામ નીરદોશ

હતી તે છતાં, પરીણામોનો ડર કરી હું તેને માટે દયાથી ધ્રુજવા લાગી. મને મારી શેઠાંણીનું ઘણુંજ લાગતું હતું.. તેણીની ખીદમતમાં રહીને મેં તેના ખવાસમાં અવલથી આખેર વેર કાંઇ એવું અમીરી—ચાલચલગતમાં કાંઈ એટલું બધું ઉચાં મનનું જોયું હતું કે સામટી રીતે તેના તરફ મને ઘણું વ્હાલ છુટતું હતું, અને તેથી જોકે તેણી એક બદમાસના બસથી વગર ખોહાર થવે બચી જઇ શકી હતી, ને તે બી મારી પોતાનીજ નીતીના દાખલાથી બચી જઇ શકી એ ખ્યાલથી મારી છાતી હરખે ઉભાતી હતી, તોબી જેમ તેને ખોહાર કરવાની પ્રપંચી જાલ માંડનાર મુજીને મારેનો મારો ગુસ્સો ને ધીક્કાર હું દુર કરી શકી નહીં, તેમજ તેણીના ઉપલા એકરારથી કાંઇ બી ભયભીત ખરાબી મોડે વ્હેલે થવાનાં ગમખાર અનુમાનને બી હું મારાં મગજપર દબાંણ ચલાવતું અટકાવી શકી નહીં.

બીજી સાંહજે મને હોકમ આવ્યો કે નાધલી તેહેમીને તૈયાર કરીને મારે નીચે આવવું, કેમકે શેઠ શેઠાંણી સાથે ફરવા જવાનાં છે, ને તેહેમીને બી લઈ જવાની શેઠની મરજી છે. આથી હું ઘણી અચરત થઇ—અચરત એટલા માટે કે એમ છોકરાંને સાથે લઈને ફરવા જવાની શેઠની તબેહ મુતલગ હતીજ નહીં, અને ઘણું થાય તો મોટાં છોકરાંને લઈ જાય, પણ તેમને પડતાં મેલી નાધલી તેહેમીને લઈ જવાનું તેઓને કેમ ભાવી આવ્યું તે મને મુતલગ સમજાયું નહીં. એમ છતાં મને હોકમ આવ્યો એટલે હું તુરત તૈયાર થઈ, અને તેહેમીને તૈયાર કરી નીચે ઉતરી. ત્યાં મારાં શેઠ શેઠાંણી ઉપરાંત વાડયાનો જાંહાંગીર બી ફરવા જવાને તૈયાર હતો. તેને જોઇને હું કોઇ રીતે અચરત થઇ નહીં, કેમકે જોકે મારી શેઠાંણીએ તેને પોતાના ઘરમાં આવતો બંધ થવાનું કહ્યું હતું તોબી હવે હમણાં તે આવ્યો ને તે બી નોકરને સૌ લઇને પાંચ દીવસ રૈહેવાનુંજ જાહેર કરી આવ્યો ત્યારે તો આવે તેવો પાછો જાય તે બને નહીં. એટલા માટે હું જોઇ શકતી હતી કે અંદરથી તો હવે મારી શેઠાંણી વાડયાના જાંહાંગીરને જોકે ખરાં દીલથી ધીક્કારતી હતી તોબી બાહેરથી પોતાના ધણીની હાજરીને દરમ્યાંન તો તેને વેહેમ પડી જવાના ડરથી કશું બન્યું ન હોય તેમ તેનાસે અસલ પેરે

ખુશમીજાજ દેખાવાની કોશેશ કરતી, અને તેથી હાલ તુરત તો તે ધરમાંજ હતો, અને ધરમાં હતો માટે શેઠે તેને ફરવા જવા નોતરયો હતો.

"એ લેઓ શીરીન બી આવી," મારા શેઠે મને જોતાંજ કહ્યું, અને તે દોસો આજે કાંઈ એવી અસાધારણ ઉલટમાં આવેલો મને જણાયો કે તે જોઇને હું કાંઇ થોડી અચરત થઇ નહીં.

"પીલાં, તારીથી ને મારીથી ઘોડાને પીઠ કરીને બેસાશે નહીં," મારા શેઠે ગાડી આગલ જતાં કહ્યું, "ને જાંહાંગીર ને શીરીન ઘોડાઓને પીઠ કરીને બેસશે."

આ બોલવાની શી જરૂર હતી? જો મારો શેઠ નહીં બોલતે તોબી અમો તો એમજ ગોઠવાતે—જોકે વાંચનારે ખાતરી માનવી કે જાંહાંગીર જેવા એક બુરાની સોડમાં બેઠક લેવાની ફરજયાત જરૂર માટે હું મારાં મનમાં ઘણીજ દલગીર થઈ.

બારણાં આગલ બે શોહાંમણા તેજી ઘોડાની એક મોટી ઉઘાડી લેંડો ઉભેલી હતી. તેમાં શેઠ ને શેઠાંણી પેહેલે બેઠાં, અને પછી જાંહાંગીર બેઠો. તે બાદ હું મારા હાથ માંહેલા તેહેમીના બોજા સાથે બેસવા જતી હતી તેવામાં શેઠે કહ્યું, "હં: જો સમાલ શીરીન, તેહેમી પડી જશે. જાંહાંગીરજી એને જરા હાથ આપો."

હાથ લેવાની મને જરા બી જરૂર ન હતી. હું ઘણીજ આસાંનીથી ગાડીમાં બેસવા જતી હતી, અને તેથી જાંહાંગીરને મને હાથ આપવા મારા શેઠે કહ્યું તે બનાવથી હું એટલી અજબ થઇ અને ગભરાઈ ગઇ કે નહીં ધારેલી રીતે એ લુચ્છાનો હાથ મારા હાથમાં લેવાની જે અચબુચ ફરજ આવી પડી તે ઉડાવા મેં વધારે ઉતાવલ કરી, અને તે ઉતાવલમાં હું એવી ગાભરી ને બેફાંમ બની કે જાંહાંગીરનો હાથ ખરેખર મને કબુલ કરવો પડયો, કેમકે નહીં તો એકજ બીજી પલ થતાં હું જરૂર તેહેમીને લઇને નીચે પડી જતે!

અંતે અમો સઘલાં ગોઠવાયાં, અને શેઠે કોચમેનને ધીમે ધીમે માહાલક્ષ્મીનાં બાનપર હાંકવાનો હોકમ આપ્યો, અને ગાડી ત્યાંથી ઉપડી ગઇ.

---

## પ્રકરણ ૫૦ મું.

## વેહેમાયલો ભરથાર.

" તમુને ખબર કે જાંહાંગીરભઈ," ગાડીમાં બેઠા પછી તે બુઢ્ઢાએ તાહેલું તવાંણું ચલાવ્યું. " પીલાં તો આજે ફરવા આવવા ના કેહતીતી. ખોદાએ જાંણે શું થયુંચ તે ગઇ કાલનો કંઇ એનાં મોંનાપરથી રંગજ ઉડી ગીયોચ, કેમ પીલાં ? "—અને તે દોસો કાંઇ એવી ખોટી ઢપથી હસવા લાગ્યો કે દગાયલે ચેહેરે મારી શેઠાંણી તેના ભણી આતુરતાથી જોવા લાગી. હવે મારાં મનમાં બી શંકા થઇ ચુકી કે પેસીએ દગો કરેલોજ છે, અને તેણે મારા શેઠને તમામ ઉલટાવીને અથવા તો ટકા ચઢાવીને વાત કહેલી છે, જેનાં પરીણામમાં પોતાની ઓરતને બેવફા સમજી તે દોસો વેર લેવાની આ એક તક લેતો હતો. મને પેસીએ દાદરપરથી ઉપર જતી રેહતી જોયલી હતી, ને મારા ચેહેરાપરથી અથવા તો અનુમાનથી તે લુચ્છાએ નક્કી કીધું હતું કે તેનાજ પેરે મેં બી તે બધી વાત છુપાઈને સાંભલી હતી, અને બુચી તેહેમીને મસે સાથે મને ગાડીમાં લેવાનો મારા શેઠનો સબબ તેથી હવે પ્રગટ સમજાતો હતો કે તે મને મારી શેઠાંણીના વીશ્વાસમાં માનતો હતો, અને તેથી તે તેણીને જે કહે બોલે તે લગોલગ મને બી સઘલું સંભલાવા માંગતો હતો ! પણ મારી શેઠાંણી અને વાડયાના જાહાંગીરને પોતાને તો મારા શેઠની એ અચબુચી વર્તણુંકમાં ઘણું અજબ થવાનું હતું, સબબ તેઓને પેસીનાં કાવત્રાંની કશી માહેતી ન હતી, અને તેથી એકાએક શેઠને એ શાંનું ફીફરું ચઢતું હતું તે તેઓ કાંઇ સેહેલથી સમજી શકતાં ન હતાં.

"કેમ, તમો લોકો આજે બધાં મુગાં મંતર કેમ થઇ ગીયાંચ, કાંઇ સમજ પરે ?" તેને કોઇએ જવાબ નહીં દીધો એટલે તેણે પાછું પુછયું. "હું હસુચ બોલુંચ ને તાહેલાં કરુંચ પણ તમે લોક તો મોંનું બી નથી ઉઘારતાં ?"

" મુરબ્બી કાંઇ વાત કરવા જોગું યાદ નથી આવતું તે શું વાત કરીએ ? " અંતે જાંહાંગીરે જેમ તેમ કહ્યું—અને તોબી તે એવું ફજેત ચેહેરે એટલું બી બોલ્યો કે તેનાં મનની અકરવકર તેથી સાંમી વધતી પ્રગટ પડી !

મારી શેઠાંણીના રોખશાર બી વધુ ને વધુ લાલ થયા જતા હતા. ખરી રીતે તો વાંચનાર જાંણે છે કે તે તકસીરવાર ન હતી, તોપણ વાડયાના જાંહાંગીરને પેહેલી શરૂઆતમાં વીચારોનું વટીક કશું બી ગેરકાયદે ઉતેજન આપ્યું હોય તે માટે પોતાના બુર્જોર્ગ ખાવંદનો ડર કરી ભીતરે તે એટલી ધ્રુજતી જણાતી હતી કે તે અંતરનો ગભરાટ આયના પેરે જાહેરમાં પ્રગટ પડતો હતો, અને તે ગભરાતપર મારો શેઠ કાંઈક સેહેતાનીયત મોજ અને ગમત સાથે ટીકતો હતો.

"લેઓ, હવે તમારો બચાવ એમ નીકલ્યો કે તમો લોકને કાંઇ વાત યાદ નથી આવતી," મારા શેઠે જાંહાંગીરે જે કહ્યું તેનાં જવાબમાં કહ્યું, "તો ચાલો હવે અમેજ ગામગપાટાની તમોને યાદ આપ્યે. આજનાં "ગેઝટ"માં પોલા કોઈ કેપટન મેડોકસનો કેસ આયોચ તે તમો લોકોએ વાંચ્યો તો હોશે? તેણે પોતાની બઇરી ઉપર બેવફાઇની ફરયાદી માંડીચ ની?"

"નહીંજી, મેં નથી વાચ્યું," જાંહાંગીરે કાંનપર હાથ મુકયા, અને તોબી તે એટલું માહ મુશકેલીએ બોલી શકયો હોય તેમ લાગ્યું.

"ને તેં, પીલાં?" હવે મારી શેઠાંણી તરફ ફરીને તેણે પાધરો સવાલ કીધો. "તું ગુજરાતી પેપરો બી તો વાંચેચ? તું તો આજે સહવારના બેસીને એજ કેસ વાંચતીતી, નહીં વારૂં?"

"હાજી, મેં વાંચ્યુંતું," પીરોજબાઇએ કહ્યું.—અને તે પોતાના ભરથારના ચેહેરાસમ જોવાની હીંમત કીધાવના જીવપર જોરાવરીએ ધીમે સાહાદે એટલું બોલી શકી.

"એ કેપટન મેડોકસ કોઇ ખરો ઉજબખ ગધેડો હોવો જોઇએ," મારા શેઠે પાછું ચલાવ્યું. "એમ એવી ઓરતોને સજા કરવાનો એકજ રસ્તો નથી. કોરટ દરબારમાં જઇને પોતે પોતાનો હુરયો કરે ને કરાવે તે કરતાં તેવાંઓના તોટા પીસવાના એકથી એક હજાર રસ્તા છે. ખરેખર પીરોજા મારી ઘણી મરજી છે કે જો તું સલ્લાહ આપે તો એ વીશે હું તો એક ખાસ્સી મજેની ચોપડી છપાવી નાંખું."—અને તે દોસો વલી ખડખડ હસ્યો પણ તેનાં હસવાનો અવાજ એટલો ખોટો—એવો કાનને ઉડીને વાગનારો લાગ્યો કે હું પોતે વટીક મારાં જીગરના અંતર ભાગથી ધ્રુજવા પડી.

"કોરટ દરબાર શું બરીય ?" જરા વાર થોબીને મારા શેઠે પાછું ચલાવ્યું. "એવા કેસોમાં કોરટ દરબાર હોયજ નહીં. કોરટ ઘણું કરીને કુટુંબોમાં સલો પેદા કરનાર મુજીઓને દંડ કરે, ને તે દોરયાંવાલો હોય તો દંડ આપીને નીકલી જાય. નહી; કોરટ દરબારથી ઉલટીજ રીતે તે એઉનાં કલેજાં ચીરાઈ પસાઈ જાય ને દીલમાં આગના સોલેસોલા ઉઠે, તે અહીં સુધી કે પોતાની બેવફાઈનાં પાપ માટે તે લોક તોબા બોલી બોલીને રીબી રજણાઈને પુરાં થાય એવી જાતની લખો જુદી જુદી સજા મને ખબર છે,"—અમને તેણે મને બોલપર ઘણો ભાર નાંખ્યો.

જાંહાંગીરની અકરવકર હવે મેં જોયું કે ભયભરેલી હદ સુધી વધી ગઇ. તે પોતાના હાથમાંની લાકડી ને રૂમાલ સાથે ચેડાં કાઢવામાં ઘણો રોકાઈ ગયો, ને આસપાસ નજર વટીક ફેંકવાની હીંમત ન કરતો હતો તેજ તેનું દાબેલ દીલ બતાવા બસ હતું—કે જ્યારે પીરોજાની લાગણીઓ તો તેણી પોતેજ રાંક અને શરમાલ હોવાથી એટલી અસહય થઇ પડી હતી કે તે જરા વારમાં રડી દેશે એવો મને નકકી સંભવ જણાયો !

"હેં, પણ જાંહાંગીરભાઈ, તમો શું ધારોચ ?" મારા શેઠે તે તકસીરવાર લુચ્ચાને પાંસરો સવાલ મારયો. "તમારૂં શું મત છે ? આએ બધું હું જે કેહુંચ તે એવાં આસામીઓ માટે બરહક છે કેની ?"

"જી, હાજી, નહીંજી," જાંહાંગીર આ નહીં વકી રાખેલા સવાલથી એકદમ ગભરાઇને ગુંચવાઇ પડયો." હું કાંઇ મત આપી શકતો નથી, સાહેબ."

"હા, પણ તમે મત કાંહાંથી આપી શકો ?" મારા શેઠે પોતાના ચચરાવનારા ચોબા ચાલુ રાખ્યા. "તમે બી ભલા આદમી હજુર પણુતા નથી તે ? શું મારા ભાઇ તમે બી, અરધું ઘડપણ તો આયું—પણ અરે હાજે "–કાંઇ યાદ આવી ગીયું હોય તેમ તેણે કહ્યું, "મેં તો તે દાહારેજ સાંભલ્યું કે તમોને પીલાંના મશયાઈ ભઈ દાદીશેઠના રૂશતમ સાથે કાંઇ ઝપાઝપી ને ખટપટ થઇચ ?"

"હં: હા, શેઠ તે નાપસંદ ગઇ ગુજરી યાદ કરવાનો આએ સમો નથી," આ નવો પટકો કેમ દુર કરવો તે કાંઇ સમજમાં ન આવ્યું એટલે જેમ બોલાયું, ને જે બોલાયું તે જાંહાંગીરે કહ્યું.

"અરે છટ," મારા શેઠે કહ્યું, "એમાં નાપસંદ ગેઇ ગુજરી જેવું શું છે?"

"પણ જ્યારે એવણને તે વાત નથી ગમતી ત્યારે કાંઇ બીજી વાત કરો ની?" મારી શેઠાંણીએ જેમ તેમ હીંમત કરી કહ્યું—કેમકે મારે ખાતર બી તે એ વાત બંધ પડેલી જોવાને આતુર હતી.

"એ તમે લોક આજે દેવાનાં કેમ થયાં?" મારા શેઠે તમામ અચરતીનું ડોલ ઘાલી કહ્યું. "એમાં છે શું? આપરે તો બે ઘરી રમુજને વાસ્તે તાહેલાં કરીયેચ."—અને તેણે ખુબ હસીને વધારયું,—"કેહેજે એ ઝપાઝપીનો સબબ તો એ ઉતો કે આપરા આએ જાંહાંગીરજી શેઠે તાંહાં કોઇ ચાકરડી પોરી ઉતી,—અરે સબુર, ખરેખર! કેટલું અજબ જેવું! તેનું નામ બી શીરીન કેહેચ, ને તું કેહચ શીરીન જે તું કોલાબામાં નોકરી હતી, ત્યારે શું તારા સાથે આએ જાંહાંગીરજીએ લાંબાં ટુંકાં પગલાં લીધેલાં કે?"

હું માથાનાં તાલક સુધી તમામ લાલ થઈ—એટલી બધી ઓશકાઈ ને ગભરાઈ ગઈ. દેખઈતી રીતે આ છેલ્લાં વાકયમાં તે અમો ત્રણેપર એકહું વેર લેતો હતો! મને અને મારી લાગણીઓને તેમાં તે બુબખ બુઢો કેવો હરડતો ગેરઈનસાફ કરતો હતો તેનું તેને ભાંન કાંહાં હતું? દેખઈતી રીતે તે તેની પરણેતરને બેવફા માનતો હતો, અને તેમાં મને મસલતી સમજવાની થાપ ખાતો હતો, અથવા તો ખાખસુસ તેને બદમાસ પેસીએ તેવી થાપ આપી હતી, જેથીજ તે હવે મારી વાતપર ઉતરી પડી મારાપર ઉખરયો હતો.

"કેમ શીરીન, જવાબ દેની?" તેણે હવે હોકમના રોબથી કહ્યું. "દુકતી, બોલતી કેમ નથી?"

અને તોબી મેં જવાબ દીધો નહીં, કે જ્યારે મારી આંખમાંથી હવે એ સઘલું નહીં સાંભલી શકાવે આંસુ નીકલી પડયાં.

"હેં, જોયું, એનાનાથી રરઇ જવાયું?" જાંણે શુંએક ફતેહ મલી હોય તેમ તે કીનાખોર દોસાએ દેખીતી મોજથી કહ્યું. "હવે બેઉ પકરઇ ગીયાં, પીલાં.—પણ કેમ તુંને શું છે, પીરોજા? તારી શીરીન રરેચ તેથી તારી બી આંખમાં આંસુ આવી ગીયાં, શું?"—અને તે ઘાતકીપણે હસવા લાગ્યો.

"નહીં, મારો જીવ ઘણો ફ્રેચ," મારી શેઠાંણીએ હવે ધીરજ ખોહી દઇને કહ્યું." મારી તબીએત ઘણી બગરી આવીચ."

"ઓ, ત્યારે આએ રેડીમનીના બંગલામાં આપરે ઉતરી પરીએ," અને મારી શેઠાંણીના જવાબને વાસ્તે જરાબી થોભ્યા વના તેણે કોચમેનને હાંક મારીને કહ્યું, "મહમદ, ગાડી રેડીમનીના બંગલામાં લઇ લે."—અને તુરત તે ગાડી તે બાજુના એક કુસાદે બંગલાના મોટા કંપાઉંડમાં વલી.

---

## પ્રકરણ ૫૧ મું.

### "દોરડી બલે પણ વલ નહીં મુકે."

ને બંગલો બી દરયાના મુખડાપર રોણકદાર દેખાવનો હતો, પણ તેની રોણક કે તે દેખાવ તપાસવાને મને જરાએ ભાણ ન હતું. મેં જોયું કે મારી બાઇનો જીવ ખરેખર બીગડી આવ્યો હતો, ને જીવ બીગડી આવ્યો તેમાં નવાઇ બી જરાએ નથી નજદીક પોણો કલાક સુધી અમારી ગાડી ધીમે કદમે ચાલ્યા કીધી હતી, જે બધા અરસામાં મારા શેઠનું તાહેલું મારી શેઠાંણી માટે તેટલા કારી જખમો હતા, ને તેથી જ્યારે રેડીમનીના બંગલા આગલ જઇને ગાડી ઉભી ત્યારે મારી શેઠાંણી ખરેખર તેમાંથી અરધી બેભાંન હાલતેજ નીચે ઉતરી.

ગાડી જઇને ઉભી રેહતાંજ અંદરથી ઘણીક અબલાઓ ને છોકરાંઓ દોડી આવ્યાં, અને "આવોજી, આવોજી"ના ઉલટભેર આવકારથી છેક નીચે ગાડી વેર ઉતરી આવ્યાં.

"અમારાં પીલાંબાઇનો જીવ એકાએક ગારીમાં બગરી આયો," મારા શેઠે પોતે ઉતરીને પોતાની પરણેતરને હાથ આપતાં કહ્યું, "ને તેથી જરા કલાક બે કલાકની તમોને તજદી આપશું."

"નહીંરે જી," પીરોજબાઇએ હવે સાવધ થઇ પોતાના ભરથાર તરફ ફરીને કહ્યું. "હું તો હમણાં હોસ્યાર થવશ. તમે અમથી ગાડી અહીં લેવરાવી એ લોકને તજદી આપી."

"કાંએ, કાંએ, પીલાંમાય એમ કાંએ?" કોઈ તનદરોરત બાવા ભાખરા જેવાં રંડાયલા પણ સુનાની બાંગરી ને સુનાની ફ્રેમના

ચસમાનાં દોસાંએ નરમ ગુસ્સો કીધો, "કંઈ અહીં લોકઇ ઓકઇ સમજોચ કે શું ?"

"હા માયજી, પીરોજબાઇ તો આપરા સાથે એમ લોકઇજ રાખેચ," એક બીજી જવાંન અબલા—જે બી મેં કાંઈક દુઃખથી જોયું કે એક વીધવાજ હતી તેણે ફરયાદની રૂપે પોતાની માતાને ટેકો આપ્યો.

"નહીંરે જી, લોકઈ શું કામ ?" પીરોજબાઇએ તેણીને તુરત ખુરસી આપવામાં આવી તે પર બેસતાં બચાવ કીધો, ને કલાક બે કલાક પોતાના જુલમગાર વરના બસથી બચવા એ બી ઠીક પડશે કરીને વીચાર થવે તેણીએ હવે તુરત ત્યાં રાતસુધી થોબવા કબુલ કીધું. એ જોઈ હવે હું બી ગાડીમાંથી તેહેમીને લઈને ઉતરવા જતી હતી, પણ મારા શેઠે મને મના કરી. "નહીં, શીરીન, તું બેસી રેહ, તેણે કહ્યું. "તું આપરા જાંહાંગીરજી શેઠ સાથે બંગલે જા. જાંહાંગીરજી શેઠને બી અહીં અજાણું લાગશે તે ગમશે નહીં, ને બુચી એનાં દુધનો ને સુવાનો ટાઇમ ચુકશે તો રરમાં પરશે, વાસ્તે તમે બેઉ ઘેરજ સીધારો."

મારો શેઠ આ દેખીતી રીતે એવી તો નરમીથી ને લાયકીથી બોલતો હતો કે તે "ભલાંની ભલાઈ" જેવુંજ લાગતું હતું, કે જયારે એમ અમોને એકલાં મોકલવાની તેની ખરી મકસદ વાંચનારને સમજાવવી પડવાની નથી. તે પોતાની પરણેતરને અને એટલી બાલી મારવાજ એમ અમોને એખલાં મોકલવા માંગતો હતો એ મતલબ અમો બધાં સમજી ગયાં, પણ કરવું શું ? જાંહાંગીર જેવા એક મુજી સાથે એકલી ઘરે જવા હું પોતે તમામ નાખુશ હતી, પણ તે નાખુશી હું ખુલ્લી રીતે કેમ દરશાવી શકું ?

"નહીં, મુરબી સાહેબ," જાંહાંગીરે હવે માંગી લેવાની અગત જોઈ—"મને 'વાક' પસંદ છે—હું ચાલતો જવશ."

"અરે કાંઈ વાત છે ?" મારો શેઠ એ તકરાર જાંણે જાહાંગીર માટેનાં કેવાંક હેત ને માનથી નામંજુર કરતો હોય તેમ કહ્યું. "કાંઈ વાત છે ? આપરે ઘેરથી બે માઈલ દુર છૈએ, ને ચાલી શું જાય ? નહીં બેસી જાઓ— મારા સમ છે"—અને જોકે રેડીમનીવાલાંઓએ તેવણુને બી થોબારવા ઘણી બોહસ કરી, તોબી તે વાત

બી મારા શેઠને પસંદ નહીં આવતી હોય તેમ "એવણુને સોહવારો નહી," "એવણુને સાત વાગતે બંગલે એક ફ્રેંડ મલવા આવવાનો વાયદો છે" એવાં પોતેજ કાઢેલાં જુઠાં બાંહણાંઓથી તેણે જાંહાંગીરને શરમાવ્યો, જે બાંહણા નરસ લાગવાથી જાંહાંગીરને બાહાલ રાખ્યા વના ચાલ્યુંજ નહીં, ને તેથી છેવટે હું અને જાંહાંગીર પાછાં ગાડીમાં બેઠાં.

"મહમદ બંગલે પાછો જા," મારા શેઠે હવે કોચમેનને વરદી કરી, "અને ગાડી ૮॥ વાગતે પાછી અહીંજ અમુને લેવા લાવજે."

હયાં મહમદ ગાડી હાંકતો હતો; પણ હજી જાણે પોતાનું માગતું લેહેણું પુરૂ થયું ન હોય તેમ શેઠે ગાડી થોબાવી. "સરદીનો વખત થયો છે ને શીરીનના હાથમાં નાધલી બચકલી થથરી જશે," મારા શેઠે ઘણીજ મમતાના દેખાવથી કહ્યું. "ધમનો ચઢાવ,"—અને ઘોડાવાલાઓએ તુરત શેઠના હોકમપર તાકીદની તાબેદારીથી અમલ કીધો કે ગાડી ઉપડી ગઈ. એ રીતે એક બંધ ગાડીમાં જાંહાંગીર જેવા એક લુચ્છા સાથે સાંહજને વખતે હું એકલી પડી તેથી મારૂં કલેજું ધ્રુજતું હતું, પણ જાંણે હું દરકાર નહીં કરતી હોઉં તેમ હીમતથી બેસી રહી. મેં મારી નજર મારા ખોલામાં ઉંઘતી તેહેમી ઉપરજ ટીકેલી રાખી, કે આસપાસ જોતાં તે લુચ્છા સાથે નજર એક થાય નહીં.

"શીરીન," અંતે અચબુચ જાંહાંગીરે વાત છેડી, "એ શું હોશે ? મારીજ પેઠે તું બી પ્રગટ જોઇ તો શકે છે કે હીજુશેઠ આજે કાંઇ ઉંડી મતલબમાં દોડે છે, પણ ખુદા જાંણે તે મતલબ શું હોશે."

હું કાંઇ બોલી નહીં. બોલું શું ? પેસીની ચાલની મારી માહીતી બોલું તો કોઇની છુપી વાત સાંભલવાની નાહેક હીણપરતીમાં આવી પડું, ને તે ઉપરાંત જો કાંઈ ભલતુંજ મત આપું તો હું એ બદમાસ સાથે વાતચીતમાં ઉતરવા ખુશી છું એવું અનુમાન થવે તેને છુટી પાય, માટે એક તડાકે એ સઘલા વીચાર કરી લઇ જાંણે કશું સાંભલ્યુંજ ન હોય તેમ ખામોશ રેહવામાં મેં શાણપત માન્યું.

"કેમ બોલતી નથી, શીરીન ?" તે પટાંમણા લુચ્છાએ પટાંમણી ઢપથી—દોસ્તી કરી નાંખવાના હેતુથીજ કહ્યું. "રૂસ્તમ સાથે તારે વીશે મને ખટપટ થઈ તે એ દોસાને કોણે કહ્યું હોશે ?"

"હું નથી જાંણુતી," મેં ટુંકો ને ટચ મીજાજમાંજ જવાબ દીધો.

"નથી કેમ જાંણુતી ?" જાંહાંગીરે અનકાથી કહ્યું. "જાંહાંવેર તેં પોતે એ વાત મોટી ઉકમઇ ને મોટાઈ લઈને શેઠને કહી નહીં હોય ત્યાંવેર એ વાત કદી બી બાહેર જવા પામેજ નહીં."

"તમે આએ મને ગેરકાયદે અપમાન કરોચ," મેં ઘણી ગુસ્સે થઈને કહયું, કે જ્યારે મારા ગાલ વટીક મને લાગ્યું કે લોહી જેવા લાલ અને ગરમ થઈ આવ્યા. "તમે ધારોચ તેવી હું કાંઈ હલકી નથી કે મારા શેઠ આગલ એવી એવી વાત કરૂં."

"અરે શેઠ આગલ નહીં ને તારી સાથનાં બીજાં નોકરનફરો આગલ—પેલી અમીના આગલ તો ખરી કેની ?" તે કપટીએ મને ખીજવવાનીજ મકસદથી કહયું, "ને એક કાનથી બીજે કાંન તે વાત પછી થઈ હોય તેમાં નવાઇ શું છે ?"

"તમે પોતાના જેવાં બધાંને સમજોચ," મને હવે બોલ્યા વના ચાલ્યું નહીં. "હમણાં ગાડીમાં જે બોલાયું તેથી મને કેવું દુ:ખ થયું તે મારા ખુદાને ખબર છે."

"અરે હા જો, હું ભુલ્યો, તમુને તો રરાં સૌ આવી ગીયાંતાં," અને તે બદમાસ અનકાથી હસી પડયો. "રાંડયાંઓને જેટલાં ચરતનાં રરવાનાં આવરેચ કેની તેટલાં હું તો ધારૂંચ જે કોઇને નહીં આવરતાં હોશે."

"હું તમારી સાથે વધારે વાત કરવા નથી માંગતી તેથી હું ઉતરી પડીને ચાલી જવશ."–મેં હવે તમામ ધીરજ ખોહી દઇ કહ્યું. અને હું ગાડી થોબાવા દોકું બાહેર કાઢવા જતી હતી, પણ મને તેણે રોકી.—

"તે નહીં બનશે," મારો એ ઠડાવ સાંભલી તે કાંઇક બીહીધો હોય તેમ તેણે કહ્યું—અને પછી તુરત હું બેઠી હતી તે બાજુનો કાચ તેણે ચઢાવી લીધો. "હવે જો એ દેવાની," તે પછી તેણે કહ્યું, "હું તારા સાથે કાંઇ કજીઓ કરવા માંગતો નથી. હું ખરાં દીલથી ખરેખરૂંજ કહુંચ કે તેં મને એચરશાહા પટેલને ત્યાં કરેલા અપમાંન પછી તુંને વીસરી જવા–તુંને ધીક્કારવા વટીક મેં ઠડાવ કીધો, પણ ખુદા જાંણે તારી ખુબસુરતીમાં એવું તે શું એક છે

કે જેથી તુંને જોતાંજ મારૂં માંથું ફરી જાય છે. જો શીરીન,” અને હવે તે લુચ્છો કાલાવાલાથી ગાડીમાં વાંકો વલ્યો, કેમકે વાંચનારને સમજાવું પડશે નહીં કે હું જ્યારે ઘોડાવાલા ભણી પીઠ કરી બેઠેલી હતી ત્યારે તે મારી સાંમેની સીટપર હતો. “જો શીરીન, તું નાદાન ના થા ને મારૂં કહ્યું માન ?”

“તમોને ખચ્ચીત શરમાવું જોઇએ છે,” મેં વધતી ગુસ્સે થઇને લગભગ ધ્રુજતે સાહાદે કહ્યું. “એક નાવારેસ છોકરી સાથે એમ બેમહલાજે તમારો દરજજો ભુલીને વાત કરતાં એક ગ્રહસ્થ તરીકે તમોને ખચ્ચીત શરમાવું જોઈએ.”--અને હું અજબ થઇ, ખરેખરી અચરત થઈ કે ‘ દોરડી બલે પણ વલ નહીં મુકે ’ તે કીસમનો આ કોઇ બદમાસ હતો. મારી શેઠાંણી તરફથી હરધુત થયો તે તો હજી ગઈ સાંહજેજ બન્યું હતું-વલી આજે ગાડીમાં સાંભલ્યું તેટલું ઓછું ને તેના જખમો તો હજી તમામ તાજા હતા, ને તે છતાં તે સઘલું એટલી જલદીથી વીસરી જઈ તે પોતાની નવી પાપવાસનાઓ હવે વલી મને સંભલાવવા પડયો હતો !

“અરે એમાં શરમ શાની ?” હું જે છેલ્લું બોલી તેના જવાબમાં તેણે કહ્યું. “તું ખુબસુરત અને ચેહેરેનમુન છે, અને છે તેથી હું તેમ કહું તેમાં મેં ખોટું શું કીધું જે મારે શરમાવું જોઇએ ? પણ છોકરી”—વલી તેણે ગંભીર બની કાલાવાલા ને પટાંમણીની સતાવણીઓ જારી કીધી—“જો મારૂં માન ! જો તું ચાહે તો વાડી ગાડી નોકરનપર સૌ એક લેહેજામાં તારૂં થશે. આવી દલદ્દેશરીમાં ને હીણાયલી ઢપે એક નીચ ચાકરડી તરીકે રેહવા કરતાં તું શેઠાંણી થઇને રેહશે.— ફકત મારી સાથે નાહસી આવવા—”

હું તેને હવે વધુ સાભલી શકી નહીં. હું ઉસ્કેરાઈજ એટલી આવી કે ચઢાવેલા કાચ આગલ તેનો હાથ હતો તે એક અછાતથી ખસેડી નાખી મેં તે કાચ તે મને અટકાવે તે આગમચ ઉતારી નાખ્યો.

આથી તે ઘણો ગભરાયો. “હવે હું કાંઇ નહીં બોલશ,” તેણે કાલાવાલાથી માંગી લીધું; “ચાલ તુંને નહીંજ ગમતું તો હું ચુપ બેસશ.”

“નહી,” મેં કડાવથી કહ્યું, “હવે હું તમારી સાથે આએ ગાડીમાં આગલ વધવાની નથી.”

"વારૂં ત્યારે પણ હું ઉતરી જવશ—ખુદાને ખાતર તું બેસી રેહ"—તેણે કહ્યું, ને એકાદ બે પલ થોબીને મેં જોયું કે તેણે તેવી હીલચાલ કશી બી કરી નહીં, એટલે મેંજ ઘોડાવાલાઓનાં સમજી જવાના જોખમે બી મારી પવીત્ર હોરમત ખાતર ગાડીમાંથી દોકું બાહેર કાઢી તે ઉભી રાખવાનો હોકમ આપ્યો.

તે હોકમ થતાં ગાડી તુરતજ રસ્તાની એક બાજુએ ઉભી કરવામાં આવી, ને બીજી પલે પછવાડેથી કુદી મારી બંને બારણાં આગલ બેઉ બાજુએ અકેક ઘોડાવાલો આવી હાજર થયો, કે મેં મારી બાજુનું બારણું ઉંઘડાવ્યું.

---

## પ્રકરણ ૫૨ મું.

### જાંહાંગીર.

ગાડી ઉભી રેહતાંજ હું બારણું ઉંઘાડાવી બુચીને લઈ ઉતરી પડી, અને ગાડી હાંકી જવાનો હોકમ આપ્યો. વાડયાનો જાંહાંગીર કાંઈ બોલ્યો નહીં. તેને ખસ્યાંણું એટલું લાગતું હતું કે જાંણે કશું જાંણતોજ ન હોય તેમ તે અખાડા કરી બેસી રહયો, પણ હું પોતે એટલી ઉસકેરાઈ આવેલી હતી કે મને ગાડીમાં જાંહાગીરે કાંઈ બી ગેરકાયદે અપમાન કરયું હશે એમ મારા ચેહેરા ઉપરથી અટકલ કરવાને કોચમન કે ઘોડાવાલાઓને જરા બી મુશકેલ પડયું નહી હોય.

સારાં ભાયગે હજી કીનારાની બોરદુએજ ગાડી હતી, અને તેથી હું ઉતરી પડી તેવી ગાડીને જવા દઇને કીનારાની બાજુએ જઈ એક પથરા ઉપર બેઠી, અને ત્યાં એકાંતમાં મારી ભરાઇ રહેલી છાતીને આંસુઓ વચ્ચે ખલાસી આપી. મને અફસોસ થયો કે આ બોહોલી દુન્યામાં મારા જેવી કેટલી બધી કમનસીબ જવાન અબલાઓ બાલક વયે માબાપનો મીઠો-માનીતો-પનોતો આશરો ખોઇ દઇને એ રીતે રવડી પડતી હશે, અને જાંહાંગીરની કીસમના બદમાસો ઉપરાંત સંસારની બીજી સેહેંકડો લાલચો સામેની લડતો ને જોખમો દરમ્યાંન જીવસતોસત જીંદગી ગુજારતી હશે! ખુદા એવી કમનસીબ અબલાઓપર દયા કરો, અને તેજ તેમનો રાહબર અને રાહનુમા થાઓ!

રડવાથી જેમ થવું જોઈએ તેમ મને ધણીક ધીરજ મલી, અને પછી મારાં મનનું સમાધાન થવે હું ઉઠીને નાકાપર જઈ એકાદ ભાડેની ગાડીમાં જલદી ઘેર પોંહોંચવાનો ખ્યાલ કરતી હતી તેટલાં મારી બાજુએ એકાદ પથ્થર ખખડયો, ને મારાં ચકચુર ધ્યાંનમાંથી ચમકીને મેં પાછું ફરી જોયું તો વાડયાનો જાંહાંગીર પાછો મારી બાજુમાં ઉભેલો હતો !

તેનો દેખાવજ જોઇ હું દબાઇ ગઈ. તેનો ચેહેરો ફીકકો ફચ થઇ ગયો હતો, અને તેના ડોલા તે કાંઈ ખીજવાયલો હોય—ખુંનપર ચઢવા જેવો ઉસકેરાઈ આવેલો હોય તેમ લાલ ચમકતા હતા ! તે શું દરયા કીનારાનાં આ એકાંતમાં મારૂં ખુંન કરવાજ આવ્યો હતો ?

"શીરીન," તેણી ધીમે—ખોખરે અવાજે કહ્યું, "તુંને એક વખત હું કેહું તે હવે તો સાંભલવુંજ પરશે."

"તમે શું કરવા મારા જેવી એક ગરીબ નાવારેસ છોકરીને સતાવોચ ?" મેં દયા આવે તેમ તેને સમજાવી—વીનવી—કગલીને કહ્યું, "મને જવા દેઓ"—અને હું ઉઠવા જતી હતી.

"નહીં," તેણે બજદાઈથી મારૂં કાંડું ભચડી-પકડીને મારી જગ્યાપર મને પાછી બેસાડતાં કહ્યું, કે જ્યારે પોતાની લાગણીઓનાં જોસ સાથે તે પોતે બી પગથી માંથાવેર ધ્રુજતો હતો. "તું જયારે હમણાં ગાડીમાંથી ઉતરી પડી ત્યારે મને લાગ્યું કે તારા જેવી એક હલકી દુકતીપર શબ્દો ગુમાવવા કેવલ મુરખાઈ હતી, પણ તું જવાને ગાડી પાછી ચાલવા પછી મને લાગ્યું કે હું મારા વીચારોમાં ઠગાયો હતો. તારી સોહાંમણી સુરત મારાં મનમાં પાછી એક વાર એટલાં જોસ સમેત ખડી થઇ કે પાછી એક વાર તને સોધી કાઢી આજનાં એકાંતમાં મલવાના મારા ઠડાવને હું કોઈ બી જોખમે અટકાવી શકયો નહીં. છોકરી," તેણે હવે ગંભીર સાહાદે વધારયું, "હું એક ખરાબ માણુસ છેઉં, પણ વીચાર કરતાં મને લાગેચ કે ફકત તારી પવીત્ર અસરથી હું સુધરીને જરૂર સારો આદમી થવશ, વાસ્તે બોલ તું એમ નહીં તો મારા સાથ પરણી આવવા ખુશી છે ?"

"નહીં, નહીં," મેં એવા એક બુરા આદમી સાથ સદા સુધી જોડાવાના ખ્યાલેજ ગભરાઇ જઇ લગભગ ચીચ્યારી પાડી કહ્યું,

"જો તમારામાં મારે માટે જરા બી માન કે જરા બી દયા હોય તો મને અતરેથી જવા દેઓ."

"તે નહીં બનશે," જાંહાંગીરે ઠડાવથી કહ્યું. "તું એમ સમજતી હોશે કે હું તુંને લગનની 'આફ્રર' કરૂં છું તે ખરાં દીલની નહીં હોય, પણ હું પાક ખુદાના કસમથી કહુંચ કે હું તમામ ખરાં દીલથી એ 'આફ્રર' કરૂં છું. અલબત એવાં એક લગનથી મારા દોસ્તોમાં મારી હસી થશે, ને જે ઉંચાં સરકલોમાં રાતદીસ મારૂં ફરવું થાય છે તે બધાં મને ખરતો કરશે, પણ તે બધું હું તારી સોબતમાં બેહસાબ સમજશ, કેમકે તેં મારામાં કાંઈ અજબજ લાગણીઓને જનમ આપ્યો છે."

હું ખરા જોખમમાં હતી. મેં જોયું કે જો હું ધસીને સાફ ના કહીશ તો જાંહાંગીર ખરેખર હમણાં એટલો ઉશકેરાયલો હતો કે તે મને કાંઈ બી બેજારી આપશે, અને તોબી જે વાત સાથ હું કદી બી એકમત ન થઇ શકું તે વાત મંજુર તે કેમ કરી શકાય? એટલા વાસ્તે મેં પુર હીંમત કરી કહ્યું." જાંહાંગીરજી એ વાત કદી બી નહીં બનશે. તમે મને લગનની પ્રમાણીક આપ્ફર કરી તે માટે હું ઉપકાર માનું છું, પણ—"

"પણની વાતજ નહીં," તેણે મારી ખાંધ ઉપર પોતાનો ભારી હાથ નાખી મને પકડીને કહ્યું." ટુકતી બસ હા કે ના કેહ, ને તું ના કેહેશે તો હું ખચ્ચીત ખુંનપર ચહરશ."

મેં દહ્વાઇને તેના તરફ જોયું, કે જ્યારે મારા હાથના આંચકાઓથી બીહીને બુચી બી કલ ખાઇ રડવા પડી. "ઓ ખુદા ત્યારે શું તમે અહીં મારૂં ખુંન કરશો?" મેં દચકાંઓથી ગુંગલાતા સાહદે કહ્યુ. "મારી મદદે અહીં કોણ આવશે ત્યારે?"

"હું આવશ," એક અવાજ પછવાડેથી બોલ્યો, ને બીજી પલે અમે બંનેએ ચમકીને પાછું ફરી જોતાં હાદીશેઠનો રૂસતમ અમારી પાસે ઉભેલો હતો!

---

## પ્રકરણ ૫૩ મું.

### રૂસ્તમ.

દુન્યામાં નવાઈ ઉપજાવનારા હજારો સંજોગો રોજ થાય છે, અને તેમાં આ બી શું ઓછી અજાયબી ઉપજાવનાર એક સંજોગ

હતો કે દાદીશેઠનો રૂસતમ જાંણે મારા સવાલનો જવાબ કરતો આ-સમાનમાંથી તુટી પડયો હોય તેમ જે વારે તેના જેવા એક સદ્દગુણી જવાંનની બેમુલી મદદની મને ઘણીજ જરૂર તે વારે ને તેજ પલે તે મારી મદદે નીકલી આવ્યો ! જાંણે દાદીશેઠના રૂસતમને વાડયાનાં જાંહાંગીરનું જોર તોડવા ને તેના પાપી બસથી મને બચાવી લેવાજ ખુદાએ સરજાવ્યો હોય તેમ બીલકુલ મનમાં ચીતમાં નહીં તેવે વખતે તેવી જગ્યાએ બી તેનું પ્રસંગોપાત આવી લાગવું થાય એ શું ખુદરતની એક અજાયબી નહીં ગણાય ? હું નાવારેસ હતી અને ખુદા વતરોગ મને મારી હોરમત ને જાંનના બચાવ માટે બીજા કોઇનો બી ઓથો ન હતો, તે ઓથો આપનાર આએ એક-જ—એકલોજ બાહાદુર ખુબસુરત લાયકીવાલો જવાંન શું મારેજ માટે જનમ્યો હતો, કે એક નહીં પણ અનેક વખતે જ્યારે જ્યારે બી વાડયાનો જાંહાંગીર એકાંતમાં મને સતાવા કે બીહીધરાવાની તક સોધતો, ત્યારે તે જાંણે વાદલ કે આસમાંનમાંથી ફુટી નીકલી તક ને તાકણું સાંધતો મારી મદદે આવી લાગતો હતો !

વાડયાના જાંહાંગીર સાથ સરખાવતાં દાદીશેઠનો રૂસતમ ઉંમરમાં ઘણોજ જવાંન હતો, અને તોબી દલેરીમાં તે પેહેલા કરતાં જ્યાદા ખુબ્જોગ હતો. જાંહાંગીર એક બદમાસ હતો, ને એવાં દાઘેલ દીલના બદમાસો બાતેનમાં હંમેશ હીચકારા હોય છે, કે જેઓ નાકૌવત અબલાઓને સતાવા કે બીહીધરાવામાં ભલે પોતાની બાહાદુરી સમજે, પણ પોતાથી ઉતરતા બી એક દલેર હમનબરદની રૂબરૂ એક હીચકારાં કોહોલાં કુતરાં પેરે હીંમત હારી હીણપસ્તી વચ્ચે પ્રગટ પડે છે; અને તેમજ હમણાં થયું.

જાંહાંગીરે આગલ મને કરેલાં અપમાનોની સજામાં રૂસ્તમે તેની પુઠ પકડી તેની કલબમાં બી તેનો હુરયો બનાવ્યો હતો, ને તેને ત્યાંથી બી "રીઝાઇન" થવાની ફરજ પાડી હતી તે વાંચનાર વીસરી ગયાં ન હોય, અને ત્યાર પછીથી તેઓની દોસ્તીમાં આજ સુધી ખલલ થયલી હતી. તે બંને એકમેકને હવે ધીક્કારતા હતા—રૂસતમ જાંહાંગીરને તેનાં હીચકારાપણાં અને બદમાસપણાં માટે, કે જયારે જાં-હાંગીર તેને તેનાં પ્રમાણીકપણાં ને તેની ખરી દલેરી માટે; અને તેથી જો એ રીતે અત્યારમાંજ તેઓ વચ્ચે વેર વસેલું હતું તો આ નવા

બનાવ—નવા દેખાવ—આ નવી મુલાકાતથી તેમાં કેટલો વધતો વધારો થયો તે વાંચનારે સમજી લેવાનું કોઇ રીતે કહણુ થઇ પડશે નહીં.

રૂસતમને જોતાંજ જાંહાંગીરનાં પાણી મરી ગયાં, કે જયારે મારો ચેહેરો ખુશીથી ખીલી નીકલ્યો. વાડયાના જાંહાંગીરનાં અપમાનથી હવે બચાવ થયો એજ ખ્યાલની તે ખુશી મારા મોં ઉપર પ્રગટ પડી હતી એમ નહીં, પણ કાંઇ વધારે—મારી છાતીમાં તે સોહામણી સુરતપર ચસમ ઠરાવતાં બીજી બી કાંઇ હરખની હું નહીં સમજી શકું એવી લાગણીના ધપકારા દમબદમ ચાલુ થયા !

"એ શું બનાવ છે ?" રૂસતમે આવતાંને વાર થથરાવી નાખનારા રોબથી આસપાસ જોઇ પુછ્યું: "પણ મારે પુછવાની બી જરૂર નથી"—તેણે તુરત વધારયું. "હું જોઉંછ શીરીનબાઇ કે આએ હીચકારો તમોને અપમાન કરતો કદી બી ધરાતો નથી."

"હીચકારો બોલ હું તારાં મોંનામાં છુટો મારૂંચ," જાંહાંગીરે પવનથી હીલતાં ઝાડ પેરે તનબદને ધ્રુજતાં કહ્યું. "મેં એ દુકતીને હમણાં અપમાન તો નહીં પણ માન આપયું છે, કેમકે મેં એને લગનની આફર કરી છે, અને એ દદા તે કબુલ કરી નહીં શકવાનાં જે ચરત ચલાવે છે તેનો ખરો સબબ હું હવેજ સમજી શકું છું કે એ દુકતીએ બીજા એકપર દીલ લગાડયું છે. તે બીજો એક તે કોણ તે હું ખુલ્લું કરી કેહવાની જરૂર જોતો નથી, પણ તે બીજો એક તેમજ એ દુકતી પોતે આજથી મારાં વેરસી મુદઇઓની ટીપમાં આમેજ થાય છે, ને તેમને મારા કીનાનો સવાદ કેમ ચખાડવો તેજ આજથી મારો અભ્યાસ થઈ પડશે."—અને એટલું બોલી જવાબને માટે થોભ્યા વના જાંહાંગીર ત્યાંથી ઉતાવલે કદમે ચાલતો થયો.

રૂસતમનું ઘણું મન થતું જણાયું કે તેની પુઠ પકડી તેને તેની એ ધમકીઓનો સવાદ ચખાડે, પણ એ ધમકીઓથી મને એટલી બાહીઘેલી તેણે જોઈ, ને હું ખરેખર આ ધ્રુજાવનારી ધમકીઓથી એટલી બધી આજેજ થઈ ગઇ કે તે મને એકલી એ રીતે છોડી નહીં જતાં મારીજ પાસે બેઠો, ને મને ઘણીક ધીરજ આપવા લાગ્યો.

"પણ એ લુચ્છો કોઇ બીજા વીશે બોલી ગયો," અંતે વાત પરથી વાત ફેરવી રૂસતમે કહ્યું, "ને તે કોણ હોશે? હા શીરીન," તેણે હવે તદન ગંભીર બની કહ્યું, "જો તે મારે વીશે બોલ્યો હોય ને

ખરેખર તારાં દીલમાં મારે વીશે એક બી રૂડો વીચાર વસેલો હોય તો જાંહાંગીર જેવાં સેહેંકડો જાંહાંગીરના કીનાઓ માટે હું તૈયાર છું."

હું કાંઇ બોલી નહીં, પણ મેં ખુશીની શરમથી લાલ થતો મારો ચેહેરો ને તેજ ખુશીથી ચમકતી મારી ચશમો નાખલી તેહેમીના ચેહેરાસમ ટીકલી રાખી. તેનો એકેએક સુખન હોરમત અને મીઠાસથીભરેલો મારે કાંને વાગતો હતો, અને તેવા એક લાયકીવાલા, કેલવાયલા, કુલવાંન જવાંનપર જરાબી ગુસ્સો બતાવવો કે તેનાં બોલવાથી જરાબી પોતાને અપમાન થયલું સમજવું એ ગેરસલુકાઇજ નહીં પણ ચરત કરવા જેવુંજ થઈ પડે.

"શીરીન," તેણે જરા થોભી કહ્યું, "આજના આ મેલાપનાં સુખનો મને જરા બી ખ્યાલ ન હતો. મેં તુંને પેહેલે જોઈ તે વખતથી તારી ખુબસુરતીએ અને અગત કરી તારી નીતી, નેકી ને સાલેસઇએ મારાં મંનપર એક નહીં ભુસાય એવો છાપ મારેલો છે, ને તેથી લગનને વાસ્તેની મારી અરજ નામંજુર નહીં કરવાને હું તારા પાસ હવે કાલાવાલાથી માગી લઉં છું. તારા વગર મને જરાબી ગમતું નથી, તેથી મારાં દીલની એ ખરી હકીકત તુંને જાહેર કરી તારો જવાબ મેલવવા હું તુંને તારી નોકરીવાલી જગ્યા ઉપર બી આવી મલતે, કેમકે મને ખબર છે કે તું હીજીશેઠને ત્યાં હમણાં રહેલી છે–"

"હા," મેં હવે હીંમત પકડી ઉપર જોઇ કહ્યું, "ને મને જરાબી માઠું નહીં લાગે તેવી સીફતથી મને એ સુખની નોકરી મેલવી આપનાર બી તમેજ છેઓ તે વાત મને બી ખબર છે."

"અંતે એ વાત તુંને ખબર પડી ખરી," રૂસતમે કાંઈક હસીને કહ્યું, "ત્યારે તો તુંને એ બી ખબર હોશે કે તારી એ નવી શેઠાંણી ને હું માસી માસીનાં થઇએ છીએ."

"હા, મને તે ખબર છે," મેં કહ્યું.

"ને તે છતાં હું તાંહાંબી આજ વેર નહીં આવ્યો," રૂસ્તમે પોતાનો ખુલાસો આગલ ચલાવ્યો, "તે એટલાજ માટે કે તારાં મનમાં મારા વીશે કશું બી બુરૂં વમાસણ થાય નહીં. બોલ શીરીન, તું મને ચાહી શકશે?"—ને તેણે મારો હાથ પોતાના હાથમાં લીધો.

તે મેં ખેંચી લીધો નહીં તેજ તેના સવાલનો મારો મુંગો પણ અસરકારક જવાબ હતો, કેમકે હું જવાબમાં બોલી કશું નહી.

"તું બોલતી નથી, શીરીન ?" રૂસતમે કાંઈક નરમ ટપકાની ઢપે કહ્યું.

"રૂસતમજી, હું તમોને શું જવાબ આપું ?" મેં કહ્યું. "તમારા ને મારા વચ્ચે દરજ્જાનો ને પઇસાનો એટલો મોટો અંતર છે કે આપણે એકમેકને એક વાર કબુલ થયા પછીનાં પરીણામો માટે હું વીચાર કરતાં ધ્રુજું છું."

"એ દરજ્જાની વાતની ફકર તારાં દીલમાંથી કાઢી નાંખ શીરીન," રૂસતમે ઓઝરખાઢીથી માંગી લીધું. "હું ઓર બી ચાહુંચ કે હું છેઉં તે કરતાં હજી દરજ્જામાં ને પઈસામાં સેહેંકડો દરજજે વધારે ચઢતો હોતે, કેમકે ત્યારે તેજ પ્રમાણમાં તુંને હાલ કરતાં બી વધતી સુખી કરવાને મને બની આવતે."

"હા, પણ આપણે પરણવાની ઉંમરને માટે હજી બેઉ કેટલાં નાદાંન ને નાલાયક છીએ !" મેં તકરાર કરી. "વલી તમારાં માબાપ એ લગન કદી બાહાલ રાખવાનાં નથી, ને ત્યારે મારે ખાતર મને પરણીને નાહેક તમે દુઃખી થાઓ ને તમારા સુખી સંસારની ધુલ કરો, તે કરતાં તમારા મુબારક હાથ ને તમારાં કુલવાંન ઘેરને પોતાની ચાલચલણ ઉપરાંત પોતાનાં નામ ને કુલથી બી શોભા આપી શકે એવી કોઈ અબલા પરણીને સુખી થાઓ, ને મને ભુલી જાઓ."

"તે કદી નહીં બની શકે એવું છે, શીરીન," રૂસતમે કગલીને કહ્યું. "ગોયા મારૂં મોહત જીવત તારે હાથ છે. જો તું મને જેમ તેં હમણાં જાંહાંગીરને હરધુત કરી હાંકી કાઢયો તેમ નાસીપાસી સાથે પાછો જવા દેશે તો મારૂં શું થશે તે હું કહી કે સમજી શકતો નથી."

"જો એમજ છે તો મને સાંભલી લેઓ રૂસતમ," મેં હવે ઠરાવથી કહ્યું. "તમારામાં મેં એવો તો ઉંચો ગુણ અને અમીરી ખવાસ જોઇ લીધો છે કે જો કશાંને ખાતર નહી તો તેને ખાતર બી તમારા સાથ મને પીછાંણ પડી તે દીવસથી હું તમોને ચાહતાં શીખી છું. મારી ફુરસદના વખતમાં તમારી સોહાંમણી સુરત મારી

નજરે બાર મારી મરજી ઉપરાંત આવી હમેશ ખડી થાય છે, અને પછી તમારા ને તમારાજ ધકારામાં મારા કલાકો કેમ ગુજરી જાય છે તે બી મને ખબર પડતી નથી. એ બધો પ્રમાણીક એકરાર સાચ્ચાં દીલથી આજે તમારી આગલ કરવાને હું જરાબી શરમાતી નથી–ઓર એ સાચ્ચો એકરાર કરવાને મને હીમત અને સુખ પેદા થાય છે!'

અને એ એકરાર સાંભલતાં રૂસતમને જે સુખ થતું હતું તેનું બયાંન કઈ કલમ કરી શકશે? એક સાચ્ચાં દીલના પવીત્ર ઉ-મરા સાંભલતાં ને કેહેતાં મને જે મોજ મલતી હતી તેથી જયાદા મોજ ને હરખ વચ્ચે રૂસતમ મારૂં કેહવું સાંભલ્યો જતો હતો, કે જયારે તેનો સદાનો હસતો મુખડો તે ખુશીનાં હસવા સાથે વધતો ચમકી રહયો હતો.

"પણ આપણે હજી એક પરણીને ધણી ધણ્યાંણી થવાને વાસ્તે નાદાન છીએ," મેં જરા થોબીને કહ્યું, "અને તે ઉપરાંત હાલ તમે તમારાં માબાપથી બી પુરતા સ્વતંત્ર નથી થયા, એટલા વાસ્તે મારી ખાહેસ એમ છે કે આપણે એક આખું વરસ એ વાત વીસરી જઈએ."

"એક આખું વરસ?" રૂસતમે લગભગ ગભરાઇને કહ્યું.

"હા," મેં કાંઇક હસીને કહ્યું. "એ વરસમાં તમો તમારી પોતાની પરીક્ષા બી પુરતી રવેસે કરી શકશો. એ એક વરસ સુધી-માં જો આએ તમારો પ્યાર ખ્યાલી કે તકલીદ હોશે તો તમો મને પુછતા આવશો નહીં, અને કદાચ એ એક વરસના મોટા અંતરમાં ધીરજથી ખ્યાલ કરતાં મારા જેવી એક નાવારેસ અને ગરીબ પંક-તીની છોકરી સાથે પરણવાનો એક વાર ઘેલોચેરો ખ્યાલ દીલમાં વસાવવા ખાતર તમો તમારાં મન સાથે હસશો અથવા ઓશકાશો, પણ જો એથી ઉલટું તમારો પ્યાર તમામ સાચ્ચોજ હોશે તો તે વખતે બી આજના જેવા અથવા આજથી વધારે લાયક હાવભાવ સાથે તમો મને અહીંજ મલજો, અને ત્યારે પરણવા અદરાવાના વીચાર કરવા માટે આપણા હાથમાં પુરતો વખત રેહશે."

"તારા આએ બધા વીચારો માટે," રૂસતમે જવાબમાં કહ્યું, "હું જાંણી શકતો નથી કે મારે અફસોસ બતાવવો કે આફરીન બજાવવી. તું મારા પ્યારને એટલો ખોટો કે તકલીદ સમજવાનો ગેર-

ઈનસાફ કરે છે એ જોકે એક હાથપર ઘણું દુઃખભરેલું છે, તોબી બીજા હાથપર તારી આટલી ઉંમરે તું આવું પુખ્ત દાહાપણુ બતાવી શકે છે, ને એવા ઉંચા વીચારો ધરાવી શકે છે તેની જેમ મને વધારે માહીતગારી થાય છે તેમ હું વધતો ગોયા તારાપર દીવાનો બનું છું. એટલાવાસ્તે જોકે તારી એ એક વરસની મેહેતલ સાચવતાં મારા જીવપર આવશે, તોબી તારા એવા નેક વીચારને ને નેક સુખનને દીલોજાંનથી માન આપવા હું બાખુશી તુંને એકમત થાઉં છું."

"હવે એક બીજી સરત," એક ફતેહથી ખુશી થઈ મેં આગલ વધતાં કહ્યું. "એ આખાં વરસના અરસામાં આપણે મ-લશું ભેટશું નહીં, એટલુંજ નહીં, પણ અરસપરસ કાગલપતરો બી લખશું નહીં. એ બધું માંગી લેવામાં, વહાલા રૂસતમ, હું કોઈ રીતે સાધુ દેખાવાનો ફરેબ કરતી નથી, પણ મને જેટલું તમારાં તેટલુંજ મારાં ભલાંને માટે જે વાજબી ને ડાહપણ ભરેલું લાગે છે તેજ હું સુચવું છું. એ રીતે તમારી આગલ મારી પવીત્ર મોહ-બતનો સાચ્ચો એકરાર કીધા પછી એ આખાં વરસની જુદાઈને માટે મને પોતાને થોડું લાગવાનું કે થોડું ખમવાનું નથી, પણ ઉતાવલે પરણીને તમોને પસ્તાવાનું થાય, ને મને શરમાવાનું થાય તે કરતાં એક વરસની અવધમાં આપણાં દીલની પુરતી પરીક્ષા થવા દઇને આપણે એક ઘડીએ એટલુંજ હું માંગી લઉં છું. તેથીજ આપણે અરસપરસ મલશું ભેટશું નહીં અથવા કાગલપતર બી લખશું નહીં, ને તે એક વરસ પછી આપણાં દીલ અરસપરસ ઠંડાં થાય છે કે એજ અગનમાં બલતાં રહે છે તે આપણુને જોઇ લેવાને પુરતી જોગવાઈ થશે."

"એ બી મારે મંજુર છે," રૂસતમે કહ્યું. "તારા જેવો ખરો ખજાનો કોઇ બી જોખમે ખોહી નહીં બેસવા ખાતર એ સરત બી હું કબુલ રાખું છું. હું જેમ તારાસે વધારે વાત કરૂં છું તેમ તેમ તારાં મગજની ખુબી જોઇ તું ઉપર હું વધતો રીઝા થાઉં છું. એવા પ્યારની જોત એક વરસ તો શું પણ એકસો વરસે બી બુજાઈ જશે એમ તું મારે માટે ધારતી હોય તો, મારી વહાલી શીરીન, તેમાં તારી સરચાંમ ભુલ છે. એ આજનો દહાડો મારી જીંદગીની માલામાં એક બેમુલ મોતી મીસાલ ચમકતો રેહશે, અને હવે

પછીનાં એ એક વરસનાં સીહા અંધારાંને દુર થયલું જોવા હું આ-વતાં વરસના તે રોશણુ રોજના નુરમંદ ખુરશીદને તલુ થવા વાસ્તે તપી આવતાં જીગરની અધીરાઇ સાથે રાહ જોવશ. તે દીવસ તલુ થતાં હું તારા દાવાદાર તરીકે તું વ્હાલી આગલ હાજર થવશ, અને જો કોઈ સંજોગોથી હું નહીંજ આવી શકશ તો તું તે વખતે જ્યાં બી હશે ત્યાં હું તુંને સોધી કાઢી કાગલ લખી વાલી એ મારો મા-નીતો પ્યારો દાવો રજુ કરશ.''

"અને ત્યારે તે દાવો હું બેવડા ને ચોવડા હરખથી અદા કરશ,'' મેં હવે પછીની જુદાઇના ખ્યાલથી છેક ગલગલતે સાહાદે કહ્યું—અને પછી મારી લાગણીઓ વશ નહીં રેહવાથી મારી આં-ખમાં ભરાઇ આવેલાં આંસુઓ સાથનો મારો ચેહેરો ફેરવી નાંખ્યો.

તે પછી ઘણું અસુરૂં થવા આવેલું હોવાથી અમો છુટાં પડવા ઉઠયાં. તે વખતે અમો બંનેને જે લાગણીઓ થઇ, અને જે દુઃખ ને આંસુઓ વચ્ચે આ નહીં ધારેલી–સ્વપ્ને નહીં વકી રાખેલી સુખભરી મુલાકાત પછી અમો છુટાં પડયાં તે બધાનું વીગતે બ્યાંન કરી હું વાંચનારને નાહેક કંટાલો ખવાડીશ નહીં. વલી કેહેવાને હું શરમાઇશ નહીં કે છુટાં પડતાં રૂસતમે વાંકો વલી મારાં કપાલ-પર એક પાક પ્યારની ચુમી લીધી–અને પછી અમો એક વરસ સુધી ફરી નહીં મલવાના નકકી ઠડાવથી અંતે છુટાં પડયાં !

---

## પ્રકરણ ૫૪ મું.

### મારી શેઠાંણીનો સંતાપ.

હું ઘેર પોહોંચી ત્યારે જોઇને અજબ થઈ કે મારાં શેઠ શેઠાંણી બી તુરતનાં પાછાં ફરેલાં હતાં. તેઓએ રેડીમનીને ત્યાં ગાડી તો રાત્રે આંઠ વાગતે માંગી હતી, અને તે છતાં એટલાં જલદી તેઓને અહીં પાછા ફરેલાં જોઈ હું અચરત થઇ ખરી, પણ મને માનવાને મુશકેલ પડયું નહીં કે મારા શેઠની સતાવણીઓથી બચવા મારી બાઇ અધીરી પડી ઘેર આવતી રહી હશે.

પણ જેમ હું તેઓને એટલાં જલદી પાછાં ફરેલાં જોઇને અચરત થઈ, તેમજ તેઓ મને એટલી અસુરે અને એકલી એક ભાડુતી ગાડીમાં આવેલી જોઇ અજબ થયાં. એ જોતાંજ મને લાગ્યું

કે તે બેઉ સમજી તો ગયાં કે મને ગાડીમાં કાંઈ બી અપમાન થવાના સબબે ઉતરી જવું પડયું હશે, તોબી મને શેઠાંણીએ ઈસારતથી તેઓ હતાં તે ઓરડામાં બોલાવી એટલે મને જવું પડયું.

"એ તું કાંહાંથી આવી, શીરીન ?" મારી શેઠાંણીએ પુછયું.

"જી મને આપરી ગાડીમાં આવવાનું સારૂં નહીં લાગું તેથી અધવચ્ચે હું ઉતરી પડીતી," મેં કાંઈક ઓશકાતાં જવાબ દીધો.

"ઓહો !" મારા શેઠે શરમભરેલી બેહયાઇથી હસી પડતાં કહ્યું. "ત્યારે તો જાંહાંગીરજીએ તમોને—"

"એ શું ઘેલાં જો, હીજીશેઠ ?" પોતાના ભરથારને તેની દેવાંન્યતમાં ટપકાની ઢપે અટકાવી નાંખતાં મારી બાઇએ કહ્યું. "કોઇનો બી મહલાજો કરવો કે નહીં ?"—અને પછી મારી ભણી જોઇ વધારયું, "તું જા શીરીન, તારા ઓરડામાં."

આ રજા થતાંજ હું ત્યાંથી જતી રેહતી હતી. પણ મારા શેઠે સતાના રોબથી કહ્યું, "નહીં ઉભી રેહે, શીરીન. એ શું બીના છે તે વીગતવારે અમુને કેહવી પડશે."

"તે હું પછી એકાંતમાં બાઈને બધું કેહવશજી," મેં મજબુતાઈથી તોબી માનથી ટુંકમાં જવાબ દીધો.

"અરે વાહજી વાહ !" તે દોસાએ ગુસ્સાના દેખાવથી કહ્યું, "મારાં નોકરનફરો મને હવે તો નાગા જવાબથી "ડોન કેર" કરતાં શીખ્યાં છે ! એ નહી બનશે. હું હોકમ કરૂંચ, દુકતી, કે થોબ ને મને જે બન્યું હોય તે બધું કેહે."

પણ તેના એ ગેરકાયદે હોકમની મેં કશી બી દરકાર કરી નહીં, ને બીજી પલે તેહેમીને લેઇને હું ત્યાંથી પાધરી મારા ઓરડામાં જતી રહી.

તે પછી અરધે કલાકે મારી શેઠાંણી મને મલવા આવી ને એ શું બનાવ હતો તે પુછયું, જેના જવાબમાં જે બન્યું હતું તે મેં સઘલું વીગતે સમજાવીને કહ્યું. તે સાંભલતાં મારી શેઠાંણીને નહીં સહન થઇ શકે એટલું દુ:ખ ને નહીં તામોશ થાય એટલો ગુસ્સો લુચ્છા જાંહાંગીરની એ વરતણુંકથી પેદા થયો. તેણીએ તોબી મારી નીતી ને નેકીની તો જાબજા વખાંણુ કરી, ને વાડયાના જાંહાંગીરને માટે બન્યું એટલો ધીક્કાર બતાવ્યો.

એ વખતે મને લાગ્યું કે મારે ભેદ ભાંગીને જાંહાંગીરના નોકર પેસીની વાત મારી શેઠાંણીને કેહવી જોઈએ, અને તેથી હું કેવી રીતે તેઓની વાતચીત સાંભલવા પાંમી હતી તે, અને પછી મેં પેસીને તેજ વાત ભરાઇને સાંભલતાં દીઠો હતો તે સઘલું વીગતે સમજાવીને કહ્યું.

"હવે ત્યારે મને બધી બરાબર સમજ પરેચ," મારી શેઠાંણીએ અચરતી વચ્ચે મને સાંભલી લેઇને ઘણુંાંજ દુઃખથી કહ્યું. "તે મુવા એ બદામના કુતરાના તેવાજ હેરેમન નોકરની હેરેમંદીથી મને મારા હીરા જેવા ભરથાર સાથે વેર પડવાનું થયલું છે, પણ હવે હું કરી તે શું શકું? મારો વાંક નથી એ વાત કાંહાં છે? હું તે મુવા લુચ્ચાની લતરાજપર ઠગાતે એવું તો ઉતુંજ, ત્યારે તેટલું બી હું મારા વર આગલ કેમ કબુલ કરૂં? વરી કબુલ કરૂં બી તોબી મારો વર પાછલથી હું તદન બીનતકસીરવાર છેઉં એમ માનવાનોજ કાંહાંથી?"—અને એ ખ્યાલ નહીં ખમાવાથી મારી કમનસીબ શેઠાંણી તે જે ખુરસીમાં બેઠી હતી તેના હાથાપર માંથું નાંખી રડી પડી.

તેણીનું દુઃખ તે કીસમનું હતું કે જેમાં દીલાસાથી પુરતી હાંસલ થતી નથી, અને તેથી હું ખાંમોશ રહી. તેણીની એકજ નજીવી નબલાઇનાં પરીણાંમની આ તેને લાયક કે નાલાયક સજા થતી હતી તેમાં વચ્ચે હું સધ્યારનિ માટે તુરત બોલી તે શું શકું?

"તે મુવા એક દેવ હવે આએ મકાંનમાંથી પોતાનું પલીદ પગલુ દુર કરી આજે કારૂં કરી ગયા છે," મારી શેઠાંણીએ જરા વાર પછી આંસું નુછી કહ્યું, "ને તેથી જોકે મારૂં ઘેર તો ચોખ્ખું થયું છે તોબી તે લોક પોતાનાં કરતુકનાં પરીણામ અહીં છોડી ગીયા છે. દેખીતી રીતે તે મુવો પેસી મારા વર પાસે પઇસા કઢાવાનો થયો હોશે તેથી તેણે જે થોડું ઘણું મારી નાદાંન્યતનું સાંભલ્યું હોશે તે ઉપરથી એકનાં ચાર કરી પાટયાં ગોહવી મારા વરની નજરમાં મને હલકી ને પાપી ઠડાવી ગીએલો છે, ત્યારે હવે એ ખ્યાલ એવણનાં મનમાંથી હું કેઈ રીતે દુર કરી શકું? ને એ ખ્યાલ દુર નહીં કરી શકાશે તો બધો જનમ એવણની તાંનાજાંણીનાં દુઃખમાં જશે બી તે કેમ?"—અને વલી તે અબલા રડવા લાગી.

"તેઓ કયારે ગયા ?" શું બોલવું અથવા પુછવું તે સમજ ન પડવાથી વાત વીસરાવાના હેતુથી મેં સવાલ કીધો.

"અમે આયાં તેની આગમચ," મારી શેઠાંણીએ કહ્યું. "તે ગાડીમાંથી ઉતરી પડી તેને હરધુત કીધો તે ચાંઈ થઈને તે મુવો મનથી બીહીધો હોશે તેથી અમે આવ્યે તે આગમચ "અગતનાં કામ"નું બાંહાણું બતાવી હીંજીશેઠપર એક ચીઠી લખી તે પોતાના મુવા ચાકરને લઈને અહીંથી નાહસી ગીઓ. તે મુવા હવે ફરીથી અહીં પોતાનું નેહેસ્ત પગલું લેઈને કોઈ દાહાડે બી કાડ મોંનું બતાવા આવશે તો નહીંજ, પણ તોબી હવે તે બેઉ મારાં સદાનાં હસતાં ને સુખી ઘેરમાં જે બગાડ કરી ગીઆ છે તે કદી બી સમરવાનો નથી."

હયાં મેં દીલાસાનું કાંઇ બી કેહેવાને જરૂર જોઇ, અને તેથી બન્યો એટલો સધ્યારો આપ્યો. મેં તેણીને સમજાવ્યું કે તેણીની વરતણુકમાં તે શુધ્ધ અને સાફ હતી એટલે પેસીના કીસમના બદમાસો પેહેલી હરોલમાં થોડો ઘણો બગાડ કરી–કરાવી ફાવી જશે ખરા, પણ અંતે સચ્ચાઇ પ્રગટી નીકલ્યા વના રેહશે નહીં, અને ત્યારે તેણીનો ખાવંદ પોતાની ભુલ તુરત જોઇ શકશે.

મારી શેઠાંણીનો અફસોસ એ હતો કે તેણીને એક બુઢા, વેહેમી, અને સરયામ કાચા કાનના ભરથાર સાથે કામ લેવું હતું તેણીએ કહ્યું કે "એઓને સઘલી ખરી વાત અવલથી કહી દેવાની બી એક વાર હું હીંમત કરૂં, પણ એઓ એવા તો વેહેમી થઈ ગયા છે કે મારા સુખન કરતાં પેસીની સમજાવતપર ચોવડો એતબાર લાવે, ને હવે મારી વાતને ટેકો આપવા હું જાંહાંગીર જેવા એક માહા બુરાને આશરે કદી જાઉં નહી. એટલે અંતે મારી વાત બેવજન ને ખોટીજ ઠડે."

આ તકરાર મને ઘણી હદ સુધી ખરી લાગી, અને તેથી જોકે તુરત વેલા તો મારી શેઠાંણીને હીંમત ને ધીરજ આપવાને મેં બાહેરથી જેટલું બન્યું એટલું કીધું ને કહ્યું, તોબી આ ધણી-ધણ્યાંણીનાં શાંત સુખમાં ખલલ કરવા સલાનો જે સેહેતાંન લાગુ થઇ ચુકયો હતો તેની દેખીતી ખરાબીઓ ને દુ:ખભરેલાં પરીણાંમોનો ગંભીર ખ્યાલ કરી હું પુશકલ ફીકરમંદ થઇ.

---

# પ્રકરણ ૫૫ મું.

## એક નવી પીછાંણ.

પણ બીગાડ વધતોજ ચાલ્યો. એ સુખી ઘરમાં સંતાપનો સલો જે એક વાર લાગુ થયો હતો તેમાં સુધારાને જગ્યે બીગાડાની આયપત વધતી થતી ચાલી—અને સૌથી અફસોસ કરવા જોગ તો તે દરમ્યાંન એ થઇ પડયું કે પેલો લુચ્છો પેસી પોતાના પાપી શેઠ વાડયાના જાંહાંગીરનો પડખો પડતો મેલીને મારાજ શેઠની નોકરીમાં આવ્યો. તેને વાડયાના જાંહાંગીરે કાઢી મેલ્યો કે તે પોતે રજા લઇ નીકલી આવ્યો તે કાંઇ સમજાયું નહીં. મને તો લાગ્યું કે તે ખાખસુસ જાંહાંગીરની નોકરી મુકીને આ નવી નોકરીમાં આવ્યો, ને જુઠા કાન ભરવાથી મારા કાચા કાનના શેઠનો તે માંનીતો થઈ પડયો હતો, માટે આ નવી સુખની નોકરીમાં તે મનમાનતા પગાર સાથે પોતાનો પાપી પગપેસારો કરવા પાંમ્યો હતો.

એ રીતે પેસીનાં અમારે ત્યાં નોકરી રેહેવા પછી ત્રીજે ચોથે દીવસે હું સહવારે સરેસ્તા પ્રમાણે બેબીને લેઈને એકલી બાહેર નીકલી. બીજાં છોકરાંઓની તબીયત ઠીક ન હતી, એટલે અમીના તેમને સમાલવા જયારે ઘેરમાં રહી, ત્યારે હું પાસેજ બેબીને કીનારે ફેરવી લઈ આવવાના એરાદાથી બાહેર પડી. એમ કરતાં હું થોડેક દુર ગઇ નહીં તેટલાં મેં બાજુમાંનાં એક ઝુપડાંરોકાં ઘર તરફથી એક પારસી જવાંનને ધીમે કદમેં આવતાં જોયો. તેની મુખમુદ્રા પરથીજ તે કોઈ અસીલ આદમી જણાતો હતો, અને તેનો પેહેરવેશ સઘલો પગથી માંથા સુધી ગરીબ અને સાદો તોબી તમામ સુઘડ ને સફાઇભરેલો હતો. તે નીચી નજરે અને વીચારવંત ઢપે ધીમે કદમે આવતો હતો. તે બાજુએ એક ટેકડા જેવો ઢલ હતો, ને તે ઢલને બીજે નાંકે એક ઝુપડાંરોકું ઝાવલીનું હોય તેવું બેઠી બાંધણીનું એક નાહનું ઘર હતું તે તરફથી તે આવતો હતો. આ ઘર કોઇ પારસી કુટુંબનું હતું એ તો હું જાંણુતી હતી કેમકે અવારનવાર તે બાજુથી જતાં હું તે ઘરનાં આગણામાં કોઇ પારસી અબલાઓને જોતી હતી, પણ આ જવાંન કોણ હતો ને તે તે ગરીબ ઘરમાં રેહવાવાલાંઓ સાથ શી સગાઇ અને સંબંધ ધરાવતો હતો તે મને ખબર ન હતી.

સામટી રીતે એ કોઈ જવાંન તે ચોક્કસ કીસમનો આસામી હતો કે જેવાં આસામીઓ તેમને પેહેલીજ નજરે જોનારાંઓનાં દીલ જીતી લે છે, અને પોતા વીશે સામેવાલાંઓને ઘણું સારૂં મત બેસાડી દેવાને વગર ઓલખાંણ પીછાંણે બી શકતીવાન થાય છે. તે પતલો અને ઉંચો હતો, અને ચેહરે બી ચસમ ઠડી રહે એવી કીસમનો ખુબસુરત હતો. તેવા એ જવાંને મારૂં ધ્યાંન રોકયું હતું તેવામાં પછવાડે ઝડપમાં આવતા બે ઘોડાઓનાં પગલાં વાગ્યાં અને હું બીહીને મારા હાથમાંના કીંમતી હવાલા સાથે તે ઢલાવવાલી બાજુએ થઇ ગઇ. એતેપ્શક મારી આગલ આવતાંજ તે ઘોડેસ્વારો માંહેલા એકના હાથમાંનો ચાબુક સરી પડયો, ને તે આપવા પેલા તુમાખદાર તવંગરે ઘોડા ઉપરથી પેલા જવાંનને હોકમ કીધો ત્યારેજ મેં જાંણ્યું કે તે બંને ઘોડેસ્વારો ઈંગ્રેજી પોસાકમાં પારસીઓ હતા. તેઓ કાંઈ ઇંગ્રેજ જેવા લાગતા ન હતા. ઇંગ્રેજી લેબાસ ઘોડા ઉપર બેસવામાં દેખઇતી રીતે ઘણી સગવડ ભરેલો છે માટે એ સગવડને ખાતર તેઓએ તે પોસાક પેહેરેલો હોય તો ભલે, પણ જો ઈંગ્રેજી પોસાકમાં ઇંગ્રેજી રોબ બતાવા ને ઇંગ્રેજ દેખાવાના હેતુથીજ તે બેઉ પારસીઓએ તે ઈંગ્રેજી પોસાક પેહેડયો હોય તો તેમને તેમની સમજણ શકતી જબરીથી થાપ આપતી હતી એવું મારૂં મત છે. તેના સબબ ઉંધાડા હતા. તે બેઉ લેવટા જેવા કાલા ને ફુગાયલા દેડકા જેવા દીલે બેડોલ હતા. તેમાં વલી ઈંગ્રેજી લેબાસ પેહેડેલો હોવાથી તેઓ મોરનાં પીછમાં કાગડા તરત પરખાઇ આવતા હતા. તેમને જોકે પેહેલી નજરે જોઇને હું બી એકાદ પલ છેતરઇ એ તો ખરૂં, પણ તે કાંઇ ઇંગ્રેજ સમજીને નહીંજ પરંતુ કોઇ ફીરંગી બટલરો કે કોલીઓ સમજીનેજ છેતરઈ હતી, ને તેથીજ હું કહું છું કે જો અક્કડને વાસ્તે તે બેઉ એ ઇંગ્રેજી લેબાસ લટકાવી નીકલ્યા હોય તો તે તેમનાં પઇસાની ગરમીથી તવાઇ ગયલાં ભેજાંની એક નબલાઇ માત્ર હતી.

પણ વલી વધારે ધ્યાંન ખેંચનારો બનાવ તો એ થયો કે તે બેઉ મારી પીછાંણના નીકલ્યા. તેઓ મારતે ઘોડે પીઠ પછવાડેથી આવ્યા એટલે પેહેલી હરોલમાં હું તેમને "સાબ લોક" સમજી એ ખરૂં, અને વલી બાજુ થયા પછી એક જણનો ચાબુક હાથમાંથી સરી

પડવાથી જ્યારે બેઉ જણુ ઘોડા થોભાવી ઉભા રહયા ત્યારે તેઓને હું લાલ્યા કે ફીરંગી બટલર સમજી એ બી ખરૂં, પણ લગાર જીવ ઠેડવીને જોતાં તેમજ તેમના સાહાદપરથી બી પછીથી તેમને ઓલખી લેવાને મને મુશકેલ પડયું નહીં. તેઓ બેઉ શેઠયા હતા, ને શેઠયા હતા માટેજ મારા શેઠયા શેઠના તેઓ માનીતા મીત્રો હતા, ને અવારનવાર અમારાં ઘરમાં આવતા જતા મારાં જોવામાં આવ્યા હતા. તેઓમાં એક કાલા પેસીના બદલુને નામે ને બીજો માંકીદલાલના ખટલુને નામે પોતાના લાગતાવલગતા વર્ગોમાં ઓલખાતા હતા.

કાલા પેસીના બદલુના હાથમાંથી ચાબક સરી પડતાંજ તેણે ઘોડો થોભાવ્યો જે જોઇ માકીદલાલના ખટલુએ બી તેમ કીધું, અને પછી પેલા કોઇ જવાંનને બડેખાંઓને બરની તુંદાઇ ને તોચ્છડાઈથી હાંક મારી તેણે તે ચાબુક ઉંચકી આપવા કહ્યું. "જોરે એઈ—હોત—સીત," તેણે પોતાના ધારા ધોધારી સાહાદે પોકાર મારયો, "એ પોરયા, એઈ છોકરા, પેલો ચાબુક લાવ."

પણ ધન છે, આફ્રીન છે તે જવાંનની હીંમત અને સ્વતંત્રાને! જાંણે તેને કોઇ પોકારતુંજ ન હોય અથવા એટલી તુંદાઇથી તેમના બાપનો પગાર ખાતો ગુલામ હોય તેમ પોકારનારા તે હેમકોનું બોલવું સાંભલવાને તેને કાંન હોયજ નહીં તેમ નભરવસ બીલકુલ ઠંડે કલેજે ને ગંભીર અદા સાથે તે ચાલતો હતો તેમજ તે ઢલ ઉતરતો પોતાના રસ્તે ચાલ્યા કીધો. આ તે શેઠયાઓથી કેમ ખમાય? રાતદીસ "હાજી હા" ને "હાજી સાહેબ" કરનારાં ટોલેટોલાં માંખની પેરે જેમની આસપાસ ભમનારાં તેવાઓને પોતાનો પડતો બોલ ઉંચકાવી લેવાનો એક જાતનો તુખામી તોર કાયદા સમાન થઇ પડે છે, ને તેવા પઈસે પોખાયલા એ બે શેઠયાઓને પેલા જવાંનની તે હીંમતવાન અદાથી મારાં દેખતાં બહુજ માંઠું ને વસમું લાગ્યું. "કેમરે એઈ ગદ્ધા," હવે તે બેમાંથી પેલા ખટલુએ બરાડો મારયો, —જોકે તે બરાડામાં મને તો માણુસાઇ કરતાં હેવાંન્યત, મરદાનગી કરતાં બાયલાપણું વધારે જણાયું—"એઇ ગદ્ધા," તેણે કહ્યું, "કાન ફુટી ગીયાચ કે આએ શેઠ હોકમ કરેચ તે?"

હવેજ તે જવાંન ગંભીર થરસાથી એક પલ ફરયો, ને તે બેઉના રોબને લરજાવે એવા જોરેમંદ તુમાખથી બોલ્યો, "એવા

શેઠયાઓને અને તે લોકના હોકમને હું ગજવાંમાં લેઇ ફરૂંચ. શેઠયા? કોણના શેઠયા? શાના શેઠયા? તમને શેઠાઇ કોણે આપી? ખાઇ ખાઇને દુંબા બનવું અને બાપના પઇસે ગરીબોને સતાવવાં તેમાં શેઠાઈ છે શું?"—અને તે તુચ્છકારથી હસ્યો.

"અરે એ તો કુમાનો દીનો દેખું, ખટલુ," કાલા પેસીના બદલાએ તે જવાંનને હવે ઓલખી કાઢતાં કહ્યું, અને બીજી પલે તેણે આપેલાં અપમાનથી તે છેરાયલા વાઘની કાંની ઘોડો દપટાવી તે કોઈ દીનશાહના આંગપર આવ્યો. "નીમકહરામ ચંડાલ," તેણે કહ્યું, "તેં મને હમણાં એટલા બધા અપમાંનના સુખનો કહયા?"

પણ દીનશાહ હઠયો નહીં. મને ધુજરાં વચ્ચે લાગ્યું કે તે ઘોડો હમણાં તેને કચડી નાંખશે કેમકે ઘોડાનું મુદું તેનાં મોંની છેક લગોલગ આવી ગયું. પણ તે દલેર જવાંન પોતાની જગ્યાપરથી એક કદમ વટીક હઠયો નહીં. "હવે જા, હવે જા," તેણે કહ્યું, "તારે રસ્તે જા, નહીં તો મારો સ્વભાવ મારા હાથમાં નહીં રેહે-શે."—અને વલી પાછો તે પેલા શેઠયા બોલપર ઉખરયો. "શેઠયા?" તેણે તુચ્છકારથી કહ્યું, "મારાં ખાનદાંનનું નખ્ખોદ વાલનાર આએજ શેઠયો કે?"—અને તેણે બદલુ તરફજ હાથ બતાવ્યો. "એક ટુકડા જમીન ઉપર જુઠો દાવો લાવા રીટનો ઉભો કીધો, ને પછી પઇસાનાં જોરે મારા ગરીબરા બાપનો કબજો કાઢી નખાવી કચરડો કાઢી નાંખ્યો તે આએજ શેઠયો કે?"

હયાં હવે મને સમજ પડી. મેં જોઇ લીધું કે આ કોઈ જવાન અને પેલા શેઠયાઓ કાંઇ અકેકને તદન ત્રાહીત ન હતા. દીનશાહનાં બોલવાપરથી સમજ પરતું હતું કે તેઓને ઘણાં વરસોની પીછાંણ હોવી જોઇએ, ને વલી બદલુએ એજ દીનશાહનાં કુટુંબ તરપ કાંઈ નાલાયક ચાલ ચલાવેલી હોવી જોઇએ, કેમકે દીનશાહ તેનાં શેઠયાપણાપર ટીકકા કરતાં કાંઇ અસાધારણ હીંમત ને હદ વગરના કડવાસથી બોલતો હતો.

"અરે એક લપરાક ખેંચી કારની એ ટુકતાને, બદલુ." હવે ખટલુએ દુરથી ને દુરથી બદલુને સલ્લાહ આપી. "એ દુકતો તે આજે છેક પવારે જાયચ."

"મને હાથ તો લગાડ," દીનશાહે કહ્યું. "મને હાથ લગાડ ને હું તુંને ઘોડાપરથી ઉંચકીને ફેંકી દઉં."

"અરે પેલો હોમલો જાયચ," ખટલુએ દુર જોઇને ખુશી થઈ કહ્યું, "અરે હોમલા, હોમલા, એમ આવ તો."

હોમલો આવ્યો. તે કોઈ લુચ્છો લટખટ જેવો કોઈનો કારભારી કે નોકર હોય તેવો આસામી હતો, અને રગેરગ ખુસામત ને તાબેદારીની હવાથી ભરાયલો હોય તેવો જણાતો હતો. તે પોતાનું નામ પોકારતાં સાંભલી દુરથી દોડતો આવ્યો, પણ હવે ફેસાદ વધી જવાની નાપસંદગીથી અથવા ત્યાં લોક જમાવ થવા લાગ્યું તે તેને નહીં ગમવાથી દીનશાહે ત્યાંથી ગુપચુપ ચાલવા માંડયું, અને તેજ આગલી ગંભીર અદા ને ધીમાં કદમે તે ત્યાંથી ચાલતો થયો.

"મુરબી સાહેબ કાંઇ હોકમ છે ?" બીજી પલે તે કોઈ હોમલાએ આવી પુગતાં હાથ જોડીને પુછયું.

"હા, પેલા ચંડાલ દૂકતાએ અમુને ગાલો દાધી છે," ખટલાએ કહ્યું. "પકડ તેને અને—"

પણ હોમલો તેનો "મુરબ્બી સાહેબ" વાકય પુરૂં કરે ત્યાં વેર બી થોભ્યો નહીં. તેને હોકમ થયો એટલે શું એક માન મલ્યું હોય ને તે માનથી તેને શું એક શુર અને ઉલટ આવી હોય તેમ તે દીનશાહની પુઠે દોડયો ને તેને બોચીમાંથી પકડયો, પણ હું ધારૂં છું જે દીનશાહને ખબરજ હશે કે પછવાડેથી હોમલો આવે છે, કેમકે હોમલાએ તેની ગરદન પર હાથ નાંખતાંજ તે ફરયો, અને દબદબાભરેલા ગુસ્સાથી એક એવી તો મુકકી હોમલાનાં મોંહ ઉપર કકડાવી કાઢી કે તેની નરકોરી ફુટી ગઇ, અને તે જમીનપર બકરાંની કાંની બરાડ મારીને તુટી પડયો. બીજી પલે હોમલાની મદદે તે બંને ઘોડેસ્વાર શેઠયાઓ દોડી પોંહોંચ્યા, કે જયારે જાંણે કશું બન્યુંજ ન હોય તેમ બીજા હાથપર દીનશાહે વલી પાછું તેજ ગંભીર અદા ને તેજ ધીમાં કદમથી ત્યાંથી ચાલવા માંડયું !

---

# પ્રકરણ ૫૬ મું.

## ગુલાં.

હવે જોવાને મુશકેલ ન હતું કે વાત ઘણી વધી જવાની, અને વલી હવે જયાં હોમલો પડયો હતો ત્યાં લોક બી ઘણું જમાવ થયું એટલે ત્યાં વધુ વાર ખોટી થવાનું મને શોભ્યું નહીં, જેથી તે બાજુનું રમખાણ સઘલું નરમ પડી જાય ત્યાંવેર હું તુરત વેલા પેલાં ઉપર કહેલાં જુપડાંરોકાં ઘરમાં જતી રહી. ત્યાં જતાં આ હોનાતોજી ઉપર મને ઘણા વીચારો થયા. મેં ખોલ્લે ખોલ્લું જોઇ લીધું કે દીનશાહની વરતણુંકમાં અવલથી આખેર વેર ઠપકાભરેલું કાંઈ બી ન હતું. દેખીતી રીતે કાલાપેરીના બદલુએ તેના બાપનાં વાલેલાં નખ્ખોદની અગન તેનાં દીલમાં હજી પજરતી હતી, અને વલી તે અરસામાં તેને ઓલખ્યા વગર બી પણ ચાબુક આપવા તેને બદલુએ જે હોકમ ફરમાવ્યો તે સરયાંમ ગેરકાયદે, બીલકુલ ગ્રહસ્થના દરજાથી ઉલટી કીસમનો, તુંદ અને તોછડો હતો. એ રીતે કજીઆની ચીંગારીઓ પજરાવનાર પેલા શેઠયાઓ પોતેજ હતા, ને પેલા ગરીબરા જવાંનનો તેમાં કાંઇજ વાંક ન હતો એવું મારૂં મત હતું.

તે ઝુપડાંમાં હું ગઈ. આગલ બાહેર તો કોઈ હતું નહીં પણ અંદર એક દાચાં બેઠેલી દોસી પોતાના ધ્રુજતા હાથો વડે કાંઇ રાંધણીનું કામ કરતી હતી, ને તેને એક ઘણીજ ખુબસુરત જવાંન અબલા મદદનો હાથ આપતી હતી. આહા! ગરીબનાં ઝુપડાંમાં બી એવી ખુબસુરતી વસે છે તે જોઇ ખુદાના ઇનસાફપર મેં આફરીન કરી, કેમકે જે જવાંન અબલા વીશે હું હાલ લખું છું તે એક ખરેખરી સુંદરતાનો નમુનો હતો.

તે મને જોઈને વેહેલીવેહલી ઉભી થઇ, અને મને નહીં પીછાંણુવાની અજાયબી વચ્ચે બી તે બેઉએ આવકાર આપ્યો. તે બાપડાં ઘણાં ગરીબ હશે, કેમકે રાંધણીમાં એકાદ પાટલો બી નહીં હશે વાસ્તે એક ઓરરયો મને બેસવાને તે જવાંન અબલાએ આગલ ખેંચ્યો, ને તે ઉપર મને બેસાડી મારી મુલાકાતનો મીઠાસથી સબબ પુછયો. મેં તે ટુંકમાં સમજાવ્યો. કેવી રીતે તે બાજુથી પસાર

થતાં હું એક કજીઓ ને પછોથી હાથ ચાલાકી બી ઉભી થયલી જોવા પામી હતી તે મેં ટુંકમાં સમજાવ્યું, ને તે ફેસાદ પુરો થઇ જાય તેટલાં હું ધીરજ પાંમવા તે મકાંનમાં દોડી આવી હતી તે મેં કહ્યું. આથી તેઓ જો બની શકે તો મારી મદારતમાં વધુ કાલજી-મંદ થયાં, ને પછી સગવડથી હું કોણ હતી તે સઘલું પુછી લઇ મને તે મારામારીની વધારે વીગતો બઇરાંઓને છાજતી આતુરતા વચ્ચે પુછી. મેં તેથી નામ નીસાણો જે સાંભલ્યાં હતાં તથા હું જે આગમચથી જાંણુતી હતી તે સુધ્ધાં સઘલી વાત કરી, અને ત્યારેજ મેં મારી ઘણી અચરતી વચ્ચે તેઓના બેહદ ગભરાતથી જાંણ્યું કે તે મારામારી દરમ્યાન મારૂં ઉચું મત જીતી લેનાર દીનશાહ તો પેલી જવાંન અબલાનો અદરાયલો ભરથાર થતો હતો !

તે દોસી તે જવાંન અબલા જેનું નામ ગુલાં ( ગુલબાઈ ) હતું તેની મમાઈ થતી હતી. ગુલ પોતાનાં માબાપનો મીઠો સાહયો આટલી ટુંક ઉંમરમાં સદા સુધીનો ખોહી બેઠી હતી, અને તે કમ-નસીબ છોકરી આ ગરીબરી મમાઈને આસરે પડેલી હતી,કે જેણે વલી સારા દીવસ આગલ જોયલા હતા. તેણીનો મરનાર ખાવંદ પાછલથી વખતનાં દબાંણમાં આવી જતાં જે ટુંક પુંજી મુકી ગયો હતો તે ઉપર અને કોઈ કદરદાંન પઇસાવાલાંઓની અવારનવારની છુપી મદદ ઉપર આ મમાઇ દીકરાંનો હવે ગુજારો થયો જતો હતો. તેઓનો વલી મેં જોયું કે પરસ્પર પ્યાર ભારી હતો. ગુલ પરથી મમાઇ મરી ફીટતી હતી, અને મમઇપર માબાપ વનાની ગુલ પોતાનો જાંન કાઢી આપતી હતી.

"મુવા દુવાર, મરી ગીયા ચોર," દીનશાહ સાથની સઘલી રકજીકની કેફીઅત ઘણા ગભરાત વચ્ચે સાંભલી લીધા પછી તે દોસાંએ બદલુ ને ખટલુને સેખટી ભરવા માંડી, "મરી ગીઆ જનમે જનમથી નરતા આયાચ તે આજની ધરી વેર."—અને પછી જયારે ગુલ દોડીને બાહેર ફેસાદ હજી ચાલતો હતો કે નહીં તે ધરકતી છાતીએ ને ઉલટમંદ કદમે ઓટલા ઉપર જોવા ગઇ ત્યારે તે ડોસાંએ પોતાના ગુસ્સાના બાહાર વચ્ચે બદલુ ને દીનશાહ વચ્ચેની ખટપટનો મને ટુંક સારાંશ સમજાવ્યો, જે મારી અવલ અટકલને મલતોજ હતો. તે સારાંસમાં એજ હતું કે ટુકડા

જમીનને લગતો ખોરો વાંધો ઉઠાવી બદલુએ દીનાના બાપને ફરયાદીની ખટપટમાં નાંખ્યો, ને ત્યાં પછી કેસ એવી રીતે વધારી મેલ્યો કે તે બચારો પોતાનો હક મેલવવાને બદલે સામો ખરચમાં તણાઇ જઇ બાલેબાલ કરજદાર થઈ અંતે છેલ્લે મારગ લાગ્યો. ને જમીન ને તેની ઉપજ તેના આખા સંસારનો આધાર હતો, ને તેથી તે જીતવાની પુર આશામાં હતો વાસ્તે તે બચારો નાંણું કઢાવી કઢાવીને કજીઆની ખટપટમાં પડયો, પણ પછીથી બદલુએ પઈસાનાં જોરે તે કજીઆને એવી વલાંણ આપીને એટલો રીબાવ્યો કે તેમાંથી દીનાનો બાપ પોતાનો હાથ અલગ કરી શક્યોજ નહીં, ને કરજના ટોપલા વધારી અંતે કમોહતે તેની હાય અફસોસમાં મરી ગયો.

એ રીતે આ નાધકલાં ગરીબ કુટુંબની કાંહાંણીની વાતોમાં હું એટલી ગુંટાઇ ગઇ કે જોકે ઘણા વારથી અમોને ગુલાંએ તો આવીને કહ્યું હતું કે રસ્તા ઉપર જરા બી ગરબડ નથી ને ત્યાં તો બધાં વગેસગે થઇ ગયાં છે, તોબી હું ઘણો વખત સુધી તેમના સાથની વાતચીતમાં રોકાઈ રહી, ને જ્યારે ત્યાંથી રજા લેઈ જવા ઉઠી ત્યારે જાંણે કેટલાંક વરસોની અમને પીછાંણ ને પ્રીત હોય તેમ હું તે લોક સાથ—અગત કરીને ગુલાં સાથે—ભેલાઇ હતી! એ વખતે ગુલાંએ વલી મને એકાંતમાં માહીતગાર કરી હતી કે તે જેટલી બદલુ કે ખટલુને માટે નથી ડરતી તેટલી પેલા લુચ્છા હોમલાને માટે બીહીતી હતી, અને મેં તેનો સબબ પુછયો ત્યારે તેણીએ મને તે નીચે મુજબ સમજાવ્યો :—

" એ મુવા લુચ્છાને મારાં મમઇની સાથે કંઈ દુરની પીછાંણ હોશે તેથી આગલ તે અહીં અમારાં ઘેરમાં અવારનવાર આવતો જતો હતો. તે પછી એક દીવસ તેના સાથે મારાં લગન કરવાની તેણે મમઇજીને માંગણી કીધી, જે મેં તેમજ તેવણે છછણીને હરકાટી કાઢી. તે દીવસથી તે અમારાં ઘેરમાં આવતો જતો બંધ થયોચ ખરો, પણ તે દીવસનો તે અમે બધાંપર દાંત કચકચીયાં કરી રેહેલો છે, ને મને ઘણી ફીકર લાગેચ કે મુવો હવે મારા દીનુપર વેર લેવાનું કંઈ બી કરશે ખરો."

મેં તેને આ ઉપરથી ઘણી ધીરજ આપી, ને પછી અવારનવાર તે લોકને મલવા ભેટવા આવ્યા કરવાનું તે લોકે મારા પાસથી

માગ્યું તેમ ઘણી ખુશીથી વચન આપી હું તેમના આગલથી ઘેર જવા નીકલી. એ વખતે આખે રસ્તે મને વલી તહરેવાર વીચારો થયા. બે કલાકની વાતપર ગુલાં જેવી કોઈ અબલા કે દીનશાહ જેવો કોઈ જવાંન હસ્તીમાં છે એ વાત બી મને ખબર ન હતી, ને હવે જાંણે તેઓ બેઉ મારાં અતલગનાં બેસીઓ હોય તેમ તે લોક તરફ મારૂં દીલ દોડતું હતું ને તેઓ વીશે મારૂં મગજ રોકાઇ રેહતું હતું! મને સમજ નહીં પડયું કે પેલી મારામારીનું સેવટ શું આવ્યું હશે. તે લોકે દીનશાહને પકડયો હશે કે જતો મેલ્યો હશે તે જેમ ગુલાં ને તેની મમઇનો ગભરાત ને ગુંચવાડો હતો તેમજ મારી બી અજાયબી હતી.

તેને લગતા વીચારો વચ્ચે હું જ્યારે બંગલાના કંપાંઉડમાં આવી ત્યારે તેનાં એક ખુંણામાં મેં પેલા લુચ્છા હોમલાને પેલા જાંહાંગીરના બદમાસ નોકર પેસી સાથ ઘણી ગંભીર ગુફ્તેગોમાં રોકાયલો જોયો. તેઓએ મને કાંઈ જોઇ નહીં, પણ મેં તે બેઉને બરાબર જોયા ને ઓલખ્યા, ને જોકે હું તેમની વાતચીતનો તો એક હરફ બો શમજી શકી નહીં, તોબી તે બેઉ લુચ્છા ને દગલબાજ હતા એમ ખ્યાલ થતાંજ તેમને એમ ભેગા મલેલા જોઇ હું ખુદરતી રીતે ઘણી નાખુશ થઇ. હોમલાએ નાક આગલ પાટો બાંધી લીધો હતો, અને તેને થયલાં ને થતાં દુ:ખની અકરવકર વચ્ચે તે વાત કરતો હોય એમ જણાતું હતું, એટલુંજ નહીં પણ મને કાંઈ એમ બી લાગું કે તેમની તે વાત પેલા બચારા દીનશાહનેજ લગતાં કાંઈ કોહોતાં કાવતરાંની હતી!

---

## પ્રકરણ ૫૭ મું.

### તરકટ.

ઘરમાં ગયા પછી બપોરે જયારે એકાંતમાં હું મારી શેઠાંણી સાથે એકલી પડી ત્યારે મેં તેના આગલ સહવારની મારામારીની સઘલી વીગતે વાત કરી, અને તે દયાલુ દીલની ભોલી અબલાનું ગુલાં અને દીનશાહના લાભમાં હું એટલું બધું સારૂં મત જીતી શકી કે હું માંગુ તો પોતાની ગીરોથી તે લોકને રૂપ્યા પઈસાની મદદ કરવા બી તે તૈયાર થઇ. "તું પોતે એટલી ભલી છે, શીરીન,

કે તારી મારફતે જો એકાદું પુનનું કામ થતું હોશે તો હું ખરાં દીલની ખુશીથી તે કરશ. તેં મને જે કહ્યુંચ તે ઉપરથી તો મને લાગેચ કે એ કાલાપેસીના બદલુ ને માકીદલાલના ખટલુ ઉપરાંત હોમલા ને પેસી જેવા બે બદમાસો દીનશાહની સાંમે એકઠા મલેલા હોવાથી એ ચારની ચંડાલ ચોકડી તે બચારાને ટકવા દેશે નહીં. એટલા વાસ્તે મારી તો સલ્લાહ એજ છે કે હું ૩૦૦ રૂપીઆ આપું તે લઇ એ જવાંન ગુલ ને તેની મમાઇને લઇને કેઠે બાહાર ગામ જતો રેહે, ને તાંહાં પરણીને નીરાંતથી રેહે."

આવી ઉદાર, આવી ભલી સલ્લાહ ને કદરસનાસી માટે મેં મારી શેઠાંણીનો ગુલાં ને દીનશાહ તરફથી ઘણો ઉપકાર માન્યો, કેમકે એ સલ્લાહ અને તેની સાથના રૂ૦ ૩૦૦ ની ઉદાર બક્ષેસ તેઓને કેટલી આવકારદાયક ને કેટલી કીંમતી થઇ પડવી જોઈએ તે હું સેહેલથી સમજી શકતી હતી. તેથી ઠર્યું એમ કે બીજે દીવસે સહવારે મારે ગુલાંને ફરીથી જઇ મલવું, અને મારી શેઠાં-ણીના આપેલા ત્રણસો રૂપીઆ તેને સપુરદ કરી તેણીએ આપેલી સલ્લાહ બી તેણીને કેહી દેવી: પણ તેજ દહાડે સાંહજે બતીને વખતે મને હેઠલથી કાંઈ ઘણી ગરબડનો સાહાદ આવ્યો, ને હું ચમકીને બારી વાટેથી જોવા ગઈ તો મેં ઘણીજ અજાયબી સાથે જોયું કે હોમલાએ ને પેસીએ જવાંન દીનશાહને એક કેદી તરીકે પકડેલો હતો, ને ઘણાક બીજા નોકરનફરો ને અલપ્રાતુ લોકોનાં ટોલાં વચ્ચેથી તેઓ તેને ઘસડતા અંદર લાવતા હતા. આ ઉપરથી મેં તુરત જોઈ લીધું કે ઠગારા હોમલા ને નીચ પેસીનું આ કાંઈબી નવું કાવત્રું હતું, અને દીનાપર વેર લેવાના પોતાના ઠરાવને અમલમાં મુકવા તેઓ જરાબી ધીલ કે વીલંબ થવા દેતા ન હતા. તે પછી થોડે વારે મારી શેઠાંણી મારા પાસે આવી ને હું દીનાનાં પકડાવાની વાત નહીં જાંણુતી હોવશ એમ જાંણી તે લાય-કીવાલી અબલાએ ઘણી કાલજીથી સાંબી મને ખબર આપી. મેં તેણીને જવાબમાં જણાવ્યું કે તે કેદ પકડાવાની વાત તો હું જાંણુતી હતી, પણ શું નવું કાવત્રું રચાયું છે અથવા કીયા નવા વાંકસર તેને પકડવામાં આયોચ તે હું જાંણુતી નથી. "ત્યારે તું નીચે શેઠની લાયબ્રેરીમાં જા," મારી શેઠાંણીએ સલ્લાહ આપી. "શેઠ જસ્તીસ

ઓફ ધી પીસ છે ને તેથી એવણનાં મગજમાં કંઈ એવોજ પવન છે કે એવણને બી કેદીઓ તપાસવાનો એક મેજીસ્ત્રેટના જેટલોજ હક છે, ને તેથી પોતે હમણાં તે મુકરદમો સાંભલશે, ને પછી સહવારે પોતાના રીપોરટ સાથે તે કેદીને માજીસ્ત્રેટ આગલ મોકલાવશે."

શેઠના આ નવાઈ જેવા પવન ઉપર હું ઘણી અચરત થઇ, અને તોબી કોરટમાં કેદીઓને તપાસતાં મેં કદી જોયલા ન હતા વાસ્તે તેને લગતો આ ફારસીકલ તમાસો જોવા જવાને મને એવડી ઉલટ થઈ. એક તો કમનસીબ દીનાપર શું નવું વાદલ હતું તે તેને પોતાને અને તેની ગુલને ખાતર મારે તપાસવા અને જાંણુ-વાનો ઉમંગ હતો, અને વલી બીજું એ કે તેની નવાઇ તરીકે બી મારે એ ફારસ જોવો હતો. "પણ જો કોઈ એ તપાસ જોવા નહીં આવશે ને હુંજ જવશ તો બરચું નકકારૂં લાગશે, બાઈ," મેં શંકાશીલ પુછ્યું.

"અરે શાનું?" મારાં બાઇએ ધીરજ આપી. "બધાં નો-કરનફરો કેવારનાં ત્યાં ટગલા વલેલાં છે. અમીના બી કયારની ઉતરી ગઈ ને?"

આ ઉપરથી હું બી નીચે ગઇ. ત્યાં ખરેખર લાયબ્રેરીવાલા હાલમાં રોશણીની દીપક વચ્ચે કોરટની કચેરી જેવોજ બધો દમપર સુમાર હતો. મારો શેઠ તરતનોજ પોતાની મોટી પીઠની ખુરસીમાં આવીને ગોઠવાયલો હતો—બાજુએ કેદી જેવી હાલતમાં દીનશાહને ઉભો કરેલો હતો—અને બીજી તરફ નોકરનફરો ઉપરાંત કેટલાક પરવારતાં અલફાતુઓ બી ભેગાં થયલાં નજરે આવતાં હતાં.

હું ત્યાં જઈ ઉભી તેટલાં પછવાડેથી કોઈએ "અરે વાહરે પ્યારાં શીરીનબાઈ, તમે બી છેઓ કે?" કરી ધીમા અવાજે મારા કાનમાં કહ્યું, ને મેં ચમકીને પાછું ફરી જોયું તો તે પેલો લુચ્છો પેસી હતો. તે બદમાસ એમ અઘટીટ છુટથી મારા સાથ વરત્યો તે તેની નજીસાત પર મને પાર વનાનો કરોધ છુટો, અને તે છુપાવાની જરા બી કોશેશ કીધા વના મારાં ગુસ્સાનાં નેણુથી તેને તે પ્રગટ બતાવી દઈ હું તેના આગલથી ખસી ગઇ, ને તે હાલના છેક અં-દરનાં ખુંણામાં જઇ ઉભી. સારાં ભાયગે આ એક એવો ભાગ હતો કે જ્યાં લાલ સ્કીનના ઓથામાંથી હું સરવને જોઈ શકતી

હતી, પણ મને કોઇ જોતું અથવા હવે કોઈનું બી મારા પર ધ્યાંન ખેંચાતું ન હતું.

અને હવે કેસનું કામ ચાલ્યું. ફરયાદી હોમલાએ સોગંદપર જુબાની આપી કે "આજે સહવારે હું જતો હતો તેવામાં રસ્તાઉપર આએ બંધવો ભારી ઢીંગાણું મચાવતોતો ને કાલાપેસીના બરજોરજી શેઠ ને માકીદલાલના ખરશેદજી શેઠ સાથે ઘણા તોરમાં ઘણી જપાજપી કરતોતો. એથી મેં તેને લગાર આબરૂથી વાત કરવા કહ્યું વાસ્તે તેણે મને મુકકી મારી મારી નસ્કોરી ભાંજી નાંખી. એમ છતાં મેં તેને જવા દીધો, પણ આજે સાંહજે હું પેસી સાથ આએ બંગલાનાં કંપાઉંડનાં એક ખુણાંમાં નીરાંતે બે વાત કરતો બેઠેલો હતો તેટલાં એ ત્યાં ભરાતો છુપાતો દાખલ થયો. તેની નીસ્તા કાંઇ બી પાપ ભરી છે એમ સમજી અમો બાજુ થઇ ગીયા, તો તે કાંઇ ભરાવાની જગ્યા સોહોધવા લાગો, ને તેવામાં અચુક અચાનક અમારાપર તેની નજર પડી એટલે ત્યાંથી તે જીવ લઈને નાઠો. હવે અમે જોયું કે તે છટકી જશે કરી અમે તેની પુઠ પકડી, ને દરવાજા બાહારથી તેની ફેંટ પકડી અંદર ઘસરી લાવ્યા."

હું આએ ઘડી કાઢેલા વાંકનાં કાવત્રાંથી હેરત રહી. મને સમજવાને જરાબી મુશકેલ ન થયું કે જેમ સહવારની હોજાતોજીની વાત હોમલાએ સરયાંમ સહરાગતની ને જુઠી જોડી કાઢેલી કહી હતી, તેમજ પાછલો ભાગ કે જેમાં બચારા દીનશાહપર ચોરી જેવી (અથવા કદાચ તેથી બી ગંભીર) મતલબનો નામોશીભરેલો વાંક લાગુ કરવાની મેહેનત થતી હતી તે બી તેટલોજ હરફેહરફ ખોટો હોવો જોઇએ, પણ મારા સીવાય બીજાં ત્રાહીત લોકો શું જાંણે કે આ સઘલું એક ચંડાલ ચોકડીનું ઉભું કરેલું ચોકઠું ને કાવત્રું હતું? બીજાંઓ તો દીનાને જેવો ચીતારવામાં આવ્યો તેવોજ તુરત માનવા ને સમજવા લાગાં તેમાં અજાયબી શી છે?

પણ દીનાની પોતાની એ દરમ્યાંન હાલત કેવી હતી? તે ઉપલું જુઠું જ્યારે દમબદમ બોલાયું જતું હતું ત્યારે મારીજ પેઠે અવલ તો અચરતીમાં ગરકાવ થયલો જણાતો હતો—કેમકે દુન્યામાં એવાં અધમ બદમાસ લોકો આવે છે કે જેઓ કોરટ જેવી ન્યાયસનની પવીત્ર જગ્યાએ સોગંદ ઉપર દુરવાદ ને જુઠું

બોલવામાં બી કશું બાકી રાખતાં નથી એ કદાચ તેને પોતાને પેહેલોજ અભ્યાસ થતો હોય. ગમે તે હોય પણ આટલું તો નીશંક ખરૂંજ છે કે પેહેલે તે પોતાપર મેલાયલા તહરેવાર વાંકોથી ઘણો વીસમય થયલો જણાયો, પણ પછીથી ગંભીર ગુસ્સાના એવા ઠઠરાવી નાંખનાર થરસાથી તેણે તે જુઠા સોગંદ ખાનાર બદમાસપર ડોલા કાઢયા કે તે ઉંમરે ઘણો છોકરવન ને જવાંન છતે હોમલા જેવો પાપમાં પ્રવીણ થયલો એક હરડતો લુચ્છો બી એકાદ બે પલ દગાયલો જણાયો !

"બંધવા, તારે કંઈ આએ સાક્ષીને પુછવું છે ?" હવે દીનાને સવાલ થયો.

"સાહેબ," દીનશાહે ગુસ્સાથી ઉકલતી છાતીનો રોશ જેમ તેમ સમાવતાં કહ્યું, "જે બદમાસ ખોટા સોગંદ ઉપર પગથી માંથાંવેર જુઠું બોલવાની હામ ભીડે, તે મારા પુછેલા એકાદ બે સવાલના જવાબમાં તેવુંજ એકાદ બે વધતું જુઠું બોલવાની આનાકાની કરશે એમ હું ધારતો નથી, અને તેથી તેવા હરડતા જુઠાને"—

"કેમ બચ્ચા તું છેક ફાસ્ટ જાયચ ?" મારા શેઠે ગુસ્સાના દમામથી કહ્યું. "તારી તાકાત શું કે તું એ સાક્ષી સામે એમ ગંભીર આરોપો પાસ કરે ?"

"પણ સાહેબ મારાંપર ઓછો ગંભીર આરોપ લાગુ કરવામાં આવતો નથી ?" દીનશાહે કાકલુદીથી વધારયું.

"ચુપ ?" મારા શેઠે ચીચવાઇને પોકાર કીધો, "ચુપ, નહીં તો વધતી ખતા ખાશે."—અને પછી જરા વાર થોભી કહ્યું, "હવે બીજા સાક્ષીઓ બોલાવો."

બીજો સાક્ષી ઉસાનો ભઇ મુસો—પેસી આવ્યો. તેણે બી ઉપલીજ મતલબની જુબાંની આપી, અને તે પછી તૈયાર કરી રાખેલા બીજા ચાર બદમાસોએ એકેક પછી તેજ કીસમનાં જુઠાં સોગંદ ઉપર કહી સંભલાવ્યાં. ખુબી તો એ હતી કે કોરટોમાં એવી કીસમના સાક્ષીઓને જુબાંની લેતાંજ બાહેર જવા કેહેવામાં આવે છે કે તેઓ એક બીજાનું કહેલું સાંભલે નહીં ને પાટયાં ગોઠવી મેલે નહીં તેવું અતરે કશું બન્યું ન હતું. અતરે તો બધા સાક્ષીઓ

એકમેકને સગવડથી સાંભલવા પાંમ્યા હતા, અને તે ઉપરથી મનને ફાવતાં પોતાની જુબાંનીનાં ચોકઠાં ઉભાં કરી શકયા હતા.

"ચાલ બંધવા હવે તારો બચાવ શું છે?" સાક્ષીઓ પુરા થવા પછી મારા શેઠે દીનશાહને પુછ્યું.

"મુરબી સાહેબ," દીનશાહે કહ્યું, "મારા સામે આએ એક તમામ તરકટ થયલું છે. મારો બચાવ એટલોજ છે કે આજે સહવારે મેં એને એક મુક્કી મારી એની નસ્કોરી ફોડી નાંખી છે એ ખરૂં છે, પણ તે માટે એણે એના પેલા બે નેકનામ શેઠયાઓનો ઉપકાર માનવો છે, કેમકે તેમની હીમાયતે એ મને મારવા નીકલી આયો, ને ત્યારે મારા પોતાના બચાવમાં એ હીચકારાને જમીનપર પટકયા વના મને ચાલ્યું નહીં."

તે એટલું એવા તો થસ્સા ને રોબથી બોલ્યો, હોમલા તરફ કાંઇ એવા તો ઉંચ તીરસ્કાર ને ગુસ્સાના ઠાઠથી ડોલા કાઢી બોલ્યો કે સઘલાં સાંભલનારાં જાંણે તેનાપર ફીદા થઈ ગયાં, ને તેને અત્યારમાંજ નીરદોશ માનવા લાગ્યાં. મને લાગ્યું કે તેનાં એ રવેશનાં બોલવાથી મારા શેઠપર બી એકાદ બે પલ ગંભીર અસર થઈ ખરી, પણ બીજી પલે તે પાછો કરડો થયો. "તેં મોટા શેઠયાઓ વાસ્તે મારી સાંબે બી હમણાં ઘણું બુરૂં બોલવાની હીંમત કીધી છે, અને તે ઉપરાંત તું જેટલું બોલ્યોચ તેટલું એટલી બધી ગાલગલોચથી ભરેલું છે કે તુંને મારા રીપોરટ સાથે હું સખતમાં સખત સજા કરાવી શકશ, પણ વારૂં પેલી બીજી વાતનો તારો શું બચાવ છે? તું આજે મારા બંગલામાં રાત અવાર ચોરી કરવાની મતલબથીજ અતરે ભટકતોતો કે નહીં?"

"ખુદા કદી એવી બુરી મતીને મારાપર ફાવવા નહી દેઓ," દીનશાહે મારા શેઠના સવાલના જવાબમાં અરધું મોટે અરધું મનસે ખરાં દીલથી ખરી દુવા ચાહી. "સાહેબ, હું તમો ધારોચ તેવો નીચ બુનીઆદનો નથી. હું જાતવંત ફરજંદ છેઉં, ને એવું કોઇબી બેયાનતી કામ કીધા આગમચ હું મારા હાથ કાપી નાંખશ."

"એ બધું તારૂં ડાહપણ રેહેવા દે," મારા શેઠે ચીરડાઇ ઉઠીને કહ્યું. "એ ડાહપણ કાંઈ તારો બચાવ નથી, અને એ ડાહપણથી તુંને એક દોઢયાંનો બી ફાયદો થનાર નથી. એવું લાંબું

લાંખું ને સારૂં સારૂં તો બધા આરોપીઓ બોલી જાંણેચ. બસ તારો બચાવ શું છે તેજ ફકત કેહે."

"મારો બચાવ કશોજ નથી," દીનસાહે મારા શેઠનો વીચાર મારી કુટીને બી તેને તકસીરવાજ ઠડાવાનો હતો તે જોઈ હવે ગમગીન સાહાદે ટુંકમાં કહ્યું. "મારો વાંક નથી તેમ મારો બચાવ બી નથી. મારે જે કેહેવું હશે તે વધારે લાયક ઠેકાંણે હું કાલે કેહેવશ."

"ઠીક છે ત્યારે, તારાપર વાંક સરયાંમ પુરવાર થયોચ ને ઘણા આબરૂદાર સાક્ષીઓએ તે સાબીટ કરી આપ્યો છે," મારા હેમક શેઠે ચુકવ્યું. "એટલા વાસ્તે આવતી કાલે સહવારે હું તુંને મારા તુલોતવીલ રીપોરટ સાથે પોલીસને હસ્તક કરશ તેટલાં તુંને રાતોવાઈ મારેજ ત્યાં કેદ કીધામાં આવશે. લઇ જાઓ એને"—ને બીજી પલે દીનશાહને ત્યાંથી ઘસડી જવામાં આવ્યો, ને એ ફારસનું એ રીતે સેવટ આવ્યું.

પણ મેં જોયું કે ફારસ ઘણો કરૂણારસ હતો. એ ફારસથી એટલું તો સીધ્ધ થતુંજ હતું કે ઘણાક બદમાસો એક નાવારેસ ગરીબને કચડી નાંખવા બીડું જડપી બાહેર પડયા હતા, અને તેમનાં તે ઘાટકીપણાં ને દયાહીણપણાંનો સબબ જો જુઓ તો ફકત દીનશાહનો સ્વતંત્ર સ્વભાવ અને ખુશામતને તુચ્છકારનાર ખવાસ માત્ર હતો !

દીનશાહને ઘસડી જવા પછી ગરોગર બધાં નોકરનફરો તે ઓરડામાંથી નીકલી ગયાં, પણ હું મારી જગ્યાપરથી બે કારણોસર બાહેર જઈ શકી નહીં. એક તો પેલો બદમાસ પેસી મને પાછી સતાવે માટે તે બી ત્યાંથી નીકલી જાય ત્યાંવેર હું એકાદ ઘડી થોભવા માંગતી હતી, અને બીજું તો દીનશાહ સામેના આ હરડતા ગેરઈનસાફથી હું પોતે એટલી ઉશ્કેરાઇ આવી હતી કે બધાં નોકરનફરો કેસ તમામ થતાં જે ઝડપથી નીકલી ગયાં તે ઝડપમાં હું બી બાહાર નહીં ગઇ, એટલે પછીથી માંરા શેઠનું ધ્યાંન ખેંચાય તે રવેસે ત્યાંથી એકલી નીકલી જવા મને ગમ્યું નહીં. હું ધારતી હતી કે બીજીજ પલે મારો શેઠ, હોમસો તથા પેસી એ ત્રણ આસામી જે તે રૂમમાં રહી ગયા હતા તેઓ બી જરૂર ઉઠી જશે, પણ તેમ ન થતાં તેઓ તો કાંઇ છુપી ગુસ સુજમાં રોકાયા, ને જોકે વાત ઘણીજ હરૂસે

તહરસે થતી હતી તોબી તેમનાં તે કાવત્રાંની આસપાસની કેટલીક વીગતો હું આ નહીં ધારેલા સંજોગથી સાંભલવા પામી :—

"પણ તું કેહેચ કે રાત્રે દશ અગ્યારને સુમારે તેં પકેલી ગાડી અહીં આસપાસ કેઠે આવીને ઉભી રેહેશે," કેટલીક વાતચીત હું નહીં સાંભલી શકું એવે ધીમે સાહાદે થયા બાદ મારો શેઠ સંભાલ વગર હવે કાંઇ વધારે મોટે બોલવા લાગ્યો : "પણ એ પોરીને તું ઉપારી કેમ જશે ?"

"તે સઘલું સાહેબ મને સોંપો," પેસીએ જવાબ દીધો. "તમારા સેવકે એવાં ઘણાં કામ કરેલાં છે."

"હા તે તો હું જાણુંચ," મારા બદમાસ શેઠે તે લુચ્છાને ઉતેજન આપ્યું, "ને તેથી મને વીશ્વાસ તો છે પણ—" અને વલી ઘણાજ ધીમે સાહાદે વાતચીત થવા લાગી એટલે કેટલોક ભાગ હું સાંભલી કે સમજી શકી નહીં.

"પણ ત્યારે જોવ પેસી, હોમલા," વલી મારા શેઠને મેં બોલતાં સાભલ્યો, "આએ તમારે લોકને ખાતર પેલા પોરયા દીનાને હું કાલે સહવારે મેજીસ્ટ્રેટની મારફતે બે ચાર મહીના ધકેલાવી આપશ. દેખીતી રીતે તેનો વાંક તો કાંઇજ નથી, પણ હું મારું મત એવી ઢપથી લખાવી કાઢશ કે કોરટમાં સાક્ષીઓના જાસ્તી સુનચેરા વગર બધું સમાધાન થઇ જશે, ને એ પોરયો જરૂર બે ચાર મહીના હવા પાણી ફેરબદલ કરી આવશે."

"સાહેબની ઘણી મેહેરબાની છે," હોમલાએ કહ્યું. "એ દુકતાપર મને આગલનો બી ખાર ઉતો, ને તેમાં આજે સહવારે એણે મારી નસકોરી ફોરી નાંખવા પછીનો તો હું એને જીવતો કરડી ખાઉં એવો મને એનાપર ખાર આવતોતો."

"તે મને પેસીએ કહ્યુંતું," મારા શેઠે કહ્યું, "ને વરી જ્યારે એમ બી કહ્યું કે આજ રાતના અમારાં કામમાં તેં વીશ્વાસથી મદદ આપવા બી કહ્યુંચ ત્યારે તો તારા એ શત્રુનો કાંટો કાહારવા મેં ઘણી ખુશીથી માંથે લીધું."

"સાહેબની લાયકી છે," હોમલાએ કહ્યું. "મને પેસીએ સુરબીજી વીશે ખબર કીધી કે એવણ કેહેચ કે તે દુકતાપર કોઇ બી વાંક ઉભો કરી તેને ટક ને તાંકણું જોઇ પકડીને ઘસડી લાવો,

ત્યારથી અમો તેનો રસ્તો રોકીને બેહાતા, અને તેમ કરતાં છેક અત્યારે તે અમારા સપાટામાં આયો."

"એ ઠીકજ છે," મારા શેઠે કહ્યું. "એ પોરયાને હું ઓરખુંચ. એનાં ભેંજાંમાં રાઇ ઘણી છે. એ કંઈ એનાં મગજમાં એમજ પવન લેઇને ફરેછ કે મારા જેવાં મોટાં માણસોને નમીને ચાલવું એ ગુલામગીરી છે, ને તેવી ગુલામગીરીને વાસ્તે એ સરજાયો નથી. તમે લોક માનશો ? એ દુકતાએ રસ્તેથી ચાલી જતાં કોઈ દહાડે મને હાથ ઉંચકી કે વાંકો વરી સલામ તો કીધીજ નથી !"

"બે બદાંમનો કુતરો," જાંણે શું એક ફીલીંગ થયું હોય તેમ શેઠને વ્હાલો થવા ખુશામત્યો પેસી દાંત પીસી બબડયો.

"પણ તમે લોકે એને કાંહાં કેદ કરાવ્યોચ ?" મારા શેઠે પુછ્યું.

"સાહેબ નીચે આપરા ખાલી તબેલામાં," હોમલાએ કહ્યું.

"અરે પણ ત્યારે તો હજી ચોકીમાંજ ચાંચરા મારવા મોકલેલો ભલો," મારા શેઠે કહ્યું." અહીંથી તો નાહસી જશે."

"નહીરેજી, નાહસી શું જાય એના બાપનું કપાર," પેસીએ કહ્યું. "સત્યાનાશગીઆનાં હાથ દોરડાંએ સીકરીને બાંધેલા છે ને તબેલાનાં બારણુંને તો બાહેરથી મોટું તાલું મરાવ્યુંચ."

"ઠીક છે ત્યારે એ બી જાંણે પત્યું," મારા શેઠે કહ્યું. "હવે જે રહયું તે આજ રાતની તમારા લોકની સેવાનું બે આંણું મારે આપવાનું છે. અહીં જોવ, આએ પાંનસોની એક નોટ છે--" અને તેણે તે નોટ હોમલાને આપી તેવામાં એક નોકર અંદર આવ્યો અને કહ્યું, "મુરબી સાહેબ ખાનું તૈયાર છે."

"હા, જા હું આયો આએ ઘડીએ. પેસીને એક વરદી આપવીચ તે આપીને હું આઉં"—અને નોકર બાહેર ગયો કે તે બદમાસ શેઠયાએ પોતાના નોકરોને ગભરાઇને પુછ્યું," એણે તમુ લોકને એ નોટ આપતાં મને જોયો હોશે વારૂં ?"

"અરે નહીંરેજી," પેસીએ કહ્યું. "સાહેબે મને નોટ પાસ કીધા પછી એ અંદર આયો, અને એ અંદર આયો કે તુરત મેં નોટ તો મારા હાથમાં ભચરી નાંખી."

"ત્યારે તો કંઇ નહીં, બાકી નહીં તો એવી ચોરી માટે તમુને રકમ નોટ આપતાં જોઈ અહીં ચકચાર થઈ જતે," મારા શેઠે કહ્યું.

"વારૂં ચાલો ત્યારે હવે જઇશું. કામ જોઈ તપાસીને કરજો, મને કંઇ નક્કારૂં નહીં લાગે હો. ને જોવો—" અને વલી તેણે છેક કાંનપર પડીને વાતો કીધી, જે દરમ્યાંન મને વાડયાના જાંહાંગીરનું તેમજ ગુલાંનું (અને મને શક રહી ગયો કે મારૂં પોતાનું બી) નામ લેવાયલું સંભલાયું, પણ એ છેલ્લી બાબદપર હું ચોક્કસ ન હતી.

તે પછી તે લોક ઉઠયા, ને મારો શેઠ પેહેલે તે કચેરીના ઓરડામાંથી બાહેર પડયો. તેનાં જવા બાદ બી પેલા બેઉ બાંગરો કાંઈ છુપી ગુસસુજ ને મસલતો કરતા થોભ્યા, અને પછી પેસી બોલ્યો, "વારૂં ત્યારે હું ટકોરો થોકાતાં આવીને તે બાજુ ઉભો રહું, પછી કંઈ?"—અને તે લોક બેઉ ત્યાંથી બાહેર પડયા.

---

## પ્રકરણ ૫૮ મું.

### નવા જોખમો.

એ રીતે હું એક અતી ભયંકાર તરકટ પકડી શકી. એ શું કાવત્રું હતું તે કંઈ હું તમામ ખુલ્લું સમજતી હતી નહીં, પણ મારો વેહેમ મજબુત હતો કે આજ રાત્રે ગુલાંને ઉપાડી જવાનું આ કાવત્રું રચાયું હતું. તેજ સબબસર મોડી રાતને માટે ગાડી પઠી રાખેલી હોવી જોઇએ, ને તેનેજ લગતી આ સઘલી ધામધુમ હોવી જોઈએ—પણ એ કામમાં હાથ રાખી મારો શેઠ પોતે શું કરવા માગતો હતો તે મારો મસ મોટો ગુંચવાડો હતો.

હવે ત્યારે એ કાવત્રું પાર ઉતરે તે આગમચ તેના કરવૈયાઓને માહાત કરવાનું મેં બીડું ઝડપ્યું. હું જઇને મારી શેઠાંણીને મલી. તે લાયબ્રેરીવાલા રૂમમાંથી બધાં નીકલી ગયા પછી હું ભરાતી છુપાતી તપાસ સાંથે બાહેર નીકલી પેહેલાં તો મારા રૂમમાં જતી રહી, ને પછી મારી શેઠાંણીના ઓરડામાં ગઇ. સારાં નસીબે તે એકલીજ હતી. મેં તેને સઘલું વીગતે કહ્યું ને તેની સલ્લાહ માંગી. તે આ ભયંકાર કાવત્રાંઓની વાતથી કમકમીને હબકી ગઇ. એક શેઠયો પોતાનું મોટપણું ને વરસ વેચી નીચ નોકરોને હાથ વેચાયો જતો હતો, ને તે શેઠયો તેનો પોતાનો ભરથાર હતો એ વાતથી મારી ભલી શેઠાંણી ઘણી દુ:ખી થઇ, પણ તે

પછી હવે કરવું શું તે ઉપર અમે બેઉએ ધ્યાંન લગાડયું, અને અમો એજ ઠરાવપર આવ્યાં કે કોઇ બી રવેસે રાત્રે દશ વાગ્યા આગાઉ દીનશાહને તેનાં કેદખાંનાંમાંથી નહશાડવો કે તે રાતોવઇ ગુલાંને લઈ નાહાસી જાય. એમ થવાથી બીજી સહવારે તેને જેલમાં મોકલવાના ખ્યાલમાં જેમ તેના શત્રુઓ થાપ ખાઈ જાય તેમજ ગુલાંને આજ રાત્રે ઉપાડી જવાના તેમના કરપીણ વીચારમાં બી તેઓ માર અને હાર ખાય.

"એજ વીચાર મને દુરસ્ત જણાયચ," મારી બાઇએ કહયું. "મેં તુંને ત્રણસો રૂપીઆ એ જવાંનોને મદદ થવા આપવા કહેલા છે તે હવે આ એંટના વખતમાં વધારીને હું પાંનસો કરૂંચ, ને તે હું હમણાંજ તુંને આપુંચ. લાવ પેલી મારી ઈસ્કોટરી મને આપ."

મેં ઇસ્કોટરી આપી ને તે તેણે ઉંઘાડી. તેમાં કાંઇ કાગલ્યાં ને ચીઠીઓ ઉપરાંત નોટો ને રૂપાં નાણું પઈસાવાલાંઓને છાજતી બેદરકારીની અદા વચ્ચે વેરવીખેર પડેલું હતું. તેમાંથી તેણે મને સો સોના પાંચ તુકડા ગણી આપ્યા, ને મેં તે એક કાગલના ટુકડામાં વીટારી જે કોચપર અમે બેઠાં હતાં તેની ગાદી હેઠલ તુરત વેલા થાવા ઉંચા કીધા, એટલે મારી શેઠાંણીએ ઈસ્કોતરી પાછી બંધ કરી જગ્યાપર મુકાવી.

તે પછી હું કુદકો મારી ઉભી થઇ. "મારે ગુલાં ને તેની મમઇને તેમને માથે ઘેરાતાં એ વાદલની વખતસર ખબર આપવી જોઇએ," મેં કહ્યું.

"પણ તું હમણાં અત્યારે અંધારી રાતે એખલી કેમ જશે, છોકરી?" મારી શેઠાંણીએ અજબ થઈ પુછયું.

"તેનું કંઇ નહીં. તે મકાંન અતરેથી કાંઈ લાંબે નથી બાઇ," મેં ધીરજ આપી, "ને હું એક સપાટામાં જઈને કહી આવશ. બુચી તેહેમીને છોડાવી લાવવાના ને ખાહીમાં ગબડી મરવાના જોખમો મેં મારી ટુંક ઉંમરમાં અનુભવેલા છે તેથી મારી છાતી ઘણી ધારી થઇ રેહીચ," મેં હસીને વધારયું.

"ત્યારે તો જા, જો સમાલજે," મારી શેઠાંણીએ રજા આપી, ને હું કોઈનું ધ્યાંન ન ખેંચાય તેમ બાહેર પડી.

તે રસ્તો ઉલટની ઉતાવલમાં પસાર કરી જવાને મને ડર લાગ્યો નહીં, અને વલી હજી તો સફ્ફારૂં હતું ને લોકોની રસ્તાપર આવજાવ બી પુરતી હતી એટલે હું સગવડથી ચાલી ગઇ. ગુલાંની મમાઈનાં ઘરમાં જઈ મેં બાહેરનું બંધ બારણું ઠોકયું, ને હાથમ એક કોડયાંનો દીવો લઇ આવી તે તે દોસીએજ ઉઘાડયું. તે મને આવી મોડી રાત્રે આવેલી જોઈ અજબ અજબ થઇ ગઇ, ને તુરત બારણું ઉઘાડી મને ઘરમાં લીધી. તેજ પલે અમારા વાતચીતના સાહાદ સાંભલી ગુલાં બી ત્યાં દોડી આવી, અને મેં તેણીને દીનશાહ વીશે તેમજ તેના પોતા વીશે જે જે કહ્યું તે તેણીએ કેવી જાતેમ લાગણીઓ સાથે સાંભલ્યું તે સમજાવા જરૂર છે? તે ફ્રાકેફ્રાક રડી. પોતાના દીનશાહપર આ ભયનું વાદલ જોઇને તેમજ પોતાપર બી સંકટ આવવાનું છે તે ખ્યાલથી ડરી જઇ તે છોકરી ઘણું રડી, પણ મેં ને તેની મમાઈએ તેને ઘણી ધીરજ આપી, અને પછી મેં ને મારી શેઠાંણીએ તે લોકના બાબમાં ને લાભમાં શું કરવા ઠડાવ્યું હતું તે વીગતે સમજાવ્યું. તે બેઉ મમાઇ દીકરાં તે સાંભલી મારા-પરથી મરી મરી ગયાં, અને મારી શેઠાંણીની ઉદારતા માટે તેણીને પણ લાખોલાખ દુવા દીધી. અંતે ઠડયું એમ કે જેમ બને એમ જલદી પા અરધા કલાકમાં જે કાંઇ જીવ જીવણગારા જેવું જરૂરનું હોય તે લઇ તે લોક કોટમાં કોઇ અતલગનાં દોસ્ત રેહેતાં હતાં તેને ત્યાં જતાં રેહે. "અમે લોક તાંહાં જઈશું," મમાઈએ કહ્યું, "ને દીકરી તું જો દીનુને છુટો કરે તો તેને કેહેજે કે તે સાંઈના ધનજીને ઘેર આવે. તે તરત ઓરખશે. તાંહાં અમુને ઘણું ઘેરવટ છે, ને તાંહાંથી સહવારે ગારીમાં અમે દુમસ નાહસી જઇશું."

આ ગોઠવણ મને બી ઘણીજ પસંદ આવી, અને તે પછી હું તે બંનેને પુશકલ ધીરજ તેમજ તાકીદ આપી તેમના લાખોલાખ દુવાઓ વચ્ચે ત્યાથી બાહેર પડી. ત્યાંથી પાછી ફ્રરતાં મને રસ્તામાં કાંઇ સ્વભાવીક ડર લાગ્યા કીધો, ને હું બીહયા ચમકયા કીધી, પણ પછીથી હીંમત પકડી ઘસારામાં નીકલી ગઇ, ને કોઇનું બી ધ્યાંન ખેંચ્યા વના ઘેર પોંહોંચી ગઇ. હવે જે મુશકેલ કામ રહ્યું તે દીનાને છુટો કરવાનું હતું. તબેલાનાં તાલાંની કુંચી પેસીના ઝુરામાં હતી તે કેમ પડાવી લેવી તે મને સમજ નહીં પડયું. તે નીચ આદમી સાથે

એક હરફ્ બી વાત કરવા મારૂં દીલ ચાલે તેમ ન હતું, અને તેથી મારી મુશકેલ્યત બેવડી થઇ હતી. અંતે મારી શેઠાંણી સાથે મત કરી મેં નીચે નોકરોના જમવાના ઓરડામાં જવાનું નક્કી કીધું, કેમકે હું જાંણુતી હતી કે સુવા આગમચ ત્યાં બધાં એકઠાં થઇ એકાદ કલાક તહરેવાર ટોલટપા ચલાવે છે, ને તેમ ત્યાં જઇ ભેલાતાં કદાચ કોઇ અચાનક સંજોગથી કુંચીની ભાલ મલી આવે.

અને તેમજ થયું. નોકરનફરોના જમવાના રૂમમાં હું ગઇ ત્યારે ત્યાં બધાં એકઠાં થઈ બેઠેલાં હતાં, ને તેમાં લુચ્છો પેસી બી હતો. વલી વાતચીત ત્યાં જે ચાલતી હતી તે બી દીના વીશે હતી, અને તે ઉપર તહરેવાર તકરારો ને તરકો ચાલતી હતી. તે નોકર આદમીઓ મને પોતા વચ્ચે આવેલી જોઇ ઘણાં ખુશી થયાં. તેઓમાં હું ઘણી છુટથી ભેલાતી ન હતી તેથી તેઓ મને મીજાસી માનતાં હતાં, માટે આજે એમ હું મારી ખુશીથી ઉતરી આવી તે તે લોકને ઘણુંજ ગમ્યું, ને બધાંએ મને આવકાર આપી અમીનાએ પોતાની પાસે મને બેસાડી.

પણ મને જોતાંજ પેસી ઉભો થયો ને ઉંઘતું બગાસું ખાઈ બોલ્યો, "હું તો બાપા આજે હોમલાના શેઠના ઓટલાપર સુવા જાઉંચ. હોમલાએ મને તેરેલો છે, ચાલો સાબ મેરબાંન," અને પછી વલી જતાં જતાં આવીને વધારયું—"ને ખસરૂ પેલા મારાં વાસ્કુતમાં કુચીનો જુરો છે હો, જો કંઈ કામ પરે તો."—ને બીજી પલે તે જતો રહયો. આ કેવો ભાગ્યશાલી જોગ ! તેનાં જવા પછી આસપાસ થતી વાતચીતમાં દેખીતી રીતે ખુશીથી પણ ખરેખર તો નાખુશીથી ને ત્યાંથી ઉઠી જવાની અધીરાઈ વચ્ચે ધડક ધડક થતી છાતીએ મેં ભાગ લીધો, ને દસેક મીનીટ જવા પછી હું ઉઠી ગઇ.

ત્યાંથી બાહેર પડતાં ચાલમાં હારે કટાર ખુંટીઓપર નોકરોનાં કપરાં હતાં તે માંહેથી પેસીનાં ઓલખી તેનાં વાસ્કુતમાંથી કુંચીનો જુરો કોઈ નહીં જુએ તેમ ખેંચી કાઢવાને મને જરાબી મુશકેલ પડયું નહીં. તે પછીથી પાધરી હું સંભાલથી બાહેર પડી બાગમાં થઈ તબેલા ભણી ગઇ, ને અટકલથી એકાદ બે કુંચીઓ લગાડી જોતાં એક આબાદ લાગુ થઇ ને તાલુ ઉઘાડી મેં બારણું ખુલ્યું.

"દીનશાહ, જાગોચ કે ?" મેં ધીમે સાહાદે પુછયું.

"કોણ?" દીનશાહે ઘણીજ અચરતી ને ગભરાતથી પુછયું.

"એક દોસ્ત," મેં ફ્રેફ્રેસતી અંદર દાખલ થઈ કહ્યું.—અને પછી જેમ બન્યું એમ ટુંકમાં મેં પોતાને ઓલખાવી સઘલી વીગતો તેને કહી. તેણે કેવી અધીરાઈ, ઉલટ, ગુસ્સા વગેરે લાગણીઓથી તે સઘલું સાંભલ્યું તે વરણવા હું થોભશ નહીં. એટલુંજ કે મારા હજારો ઉપકાર માની તે ભલા જવાંને ત્યાંથી નાહાસવાની મારી 'આફર' નામંજુર કરી. "તે કેમ બને બેહેન?" દીનશાહે કહ્યું. "હું નાહાસશ તો ખરેખરો તકસીરવાર ઠહરશ, ને વગર વાંકે વાંક પુરવાર થશે."

"પણ એમ નહીં નાહાસવાથી કાંઈ ફાયદો નથી," મેં આગ્રહ કીધો. "તમારા શત્રુઓ તમોને મારવાજ બેઠાચ તે જરૂર ફાવવાના ને તમે એક વખત બી જેલમાં જશો તો બધું નખ્ખોદ વરી જશે. બચારી ગુલાં તે ખ્યાલથીજ એહબત ખાઈ મરી જશે."

"હા, મારી ગુલાં," તે જવાંન પોતાની નાચારીના ખ્યાલથી પોતાની મોહોબતપર હાય મારી બોલ્યો, અને પછી તે નાહાસવા કબુલ થયો. સારાં ભાયગે તેનાં ગજવાંમાં એક છુરી હતી એટલે મેં તેના હાથપર બાંધેલાં દોરડાંના ગાંઠ કાપી નાંખ્યા, (જેમ કરતાં મેં મારા અંગોઠાપર બી એક મોટો ચપકો મુકી દીધો, જેથી દીનશાહ ઘણોજ દુ:ખી થયો) ને બીજી પલે તે છુટો થયો.

હવે અમે બાહેર નીકલી બારણું પાછું બંધ કીધું, ને વલી કોઈનું ધ્યાંન ન ખેંચાય માટે તબેલાને પાછું તાલું મારયું, ને ત્યારેજ મને યાદ આવી કે હું મારી શેઠાંણીએ આપેલા પઈસા માલ ઉપર પેલી ગાદી તલે વીસરી આવી હતી! દીનશાહે તો તે લીધા વના નાહાસવા માંગ્યું, પણ મેં ના કહ્યું ને તે બંગલાના કંપાઉડના જોખમમાં તે ઉભો રેહે તે કરતાં બંગલાની બાહેર પચાસ સો કદમ દુર એક ઓઠામાં ઉભો રેહેવા મેં તેને વરદી કરી, ને હું તે રકમ લેવા દોડી. વલી ઉપર જતાં જતાં મેં પેલો કુંચીનો ઝુમખો પેસીનાં વારકુતનાં ગજવાંમાં પાછો સેરવી દીધો, ને એક પલકારામાં પૈસા લઇ પાછી હેઠે ઉતરી. ત્યાંથી હું બાહાર રસ્તાપર પડી ને થોડેક દુર ગઈ નહીં તેટલાં મને દીનસાહ મલ્યો, જેને મેં તે પડીકું આપી દીધું. તે રૂપીઆ લેઇને દીનસાહે નવેસર મને ને મારી શેઠાંણીને દીલોજાંન દુવાઓ માંગી, ને પછી મેં તેને કહી મેલ્યું હતું તેમ સાંઇના

ધનજીને ત્યાં કોટમાં પોતાનાં વ્હાલાંઓને જઈ મલવા ત્યાંથી ઉતાવલે નીકલી ગયો.

તે પછી મારી શેઠાંણી સઘલું ખલાસ થાય ત્યાંવેર જાગતી બેસી મારી રાહ જોવાની હતી તેથી, તેમજ હવે ઘણી મોડી રાત થઈ હતી વાસ્તે હું ઉતાવલે બંગલા તરફ ચાલી, પણ જરા આગલ નહી ગઇ તેવામાં સાંમેથી કોઇ બે કાલા આકાર આવ્યા, જેમને હું જોઉં અને પીછાંણું તે પેહેલાં તેઓએ મને એક આંખના પલકારામાં પોતાની બાથમાં ઉંચકી લીધી—હું ગભરાઈને ચીચ્યારી પાડું તે પેહેલાં મારાં મોંમાં ડુચો મારયો, ને બીજી મેરનાં એક ખુણામાં એક ગાડી તૈયાર ઉભી હતી તેમાં મને નાંખી, કે તે ગાડી ત્યાંથી ધસારા સમેત ઉપડી ગઈ !

---

## પ્રકરણ ૫૯ મું.

### ધરપકડ.

એ સઘલો બનાવ એટલો તો ઝડપથી—એવા તો વીજલીના વેગે બની ગયો કે જો મારાં મોંમાં ડુચો નહીં બો દાબી દીધો હોતે તોબી એ ભયભીત બનાવથી નીપજેલા સ્વભાવીક ગભરાત, અચરતી અને ધ્રુજારાંને સબબે મારી જબાં ખેંચાઇજ જતે, અને હું એક સ્વર બી ઉચરી શકતે નહીં. દીનશાહનું કામ તમામ ને સરંજામ કરી શકવાથી હું મનની શાંત સમાધાની અને દીલની ખરી ખુશાલી વચ્ચે ઉતાવલે કદમે બંગલામાં જતી હતી, તેવામાંજ કોઇ કાલા દેવોએ જાંણે જમીનમાંથી નીકલી આવી મને પોતાની બલવાંન બાંથમાં ફુલ પાંન પેરે ઉંચકી લીધી હોય તેમ થયું, અને હું એ અજબ બનાવથી ગાફેલ—બેભાંન, બેફાંમ જેવી બની ગઇ ! તે પછી એ અરધી હુસ્યારી—અરધી બેભાંની દરમ્યાંન મને ઉંચકી લઈ જઇને પેલી તૈયાર ગાડીમાં નાંખવામાં આવી, ને ગાડી ત્યાંથી પવનવેગે નીકલી નાહાઠી. ત્યાર કેડે જ્યારે હું હોસમાં આવી ત્યારે મેં જોયું કે મારી સાથે બીજા બે આસામીઓ બેઠેલા હતા, અને એક ગેસ લાઈટ આગલથી ગાડી પસાર થઇ જતાં મને જોઈ લેવાને મુશકેલ થયું નહી કે તેમાં એક તો પેલો નીચ પેસી ને બીજો તેનો તેના જેવોજ પાપી હમસરીક હોમલો હતો !

હવે તેથી મને એ તરકતીઓનું સરવે તરકત એક આયના પેરે પ્રગટ દીસવા લાગ્યું. મેં જોયું કે આજે સાંહજે દીનશાહને લગતી ગરબડનો ગેરઈનસાફભરેલો ફેસલો આપવા બાદ મારા નાલાયક શેઠે એક છોકરીને ઉપાડી જવાની એ બે બદમાસો સાથે જે મસલત ચલાવી હતી તે છોકરી હું જેમ ધારતી હતી તેમ દીનશાહની ગુલાં નહી પણ હું પોતેજ હતી ! પણ મને એણે એમ શું કરવા ઉપાડી જવાનો તાગરો રચ્યો હશે ને તે મને કયાં મોકલાવી શું કરવાનો હશે તે મને મુતલગ સમજાયું નહીં. વલી જ્યારે મેં યાદ કીધું કે એ નજીસ નાતરસ કામને માટે મારા બદમાસ શેઠે રૂ. ૫૦૦ નું તો એ લુચ્છાઓને ફકત બેઆણુંજ આપ્યું હતું ત્યારે એવી મોંઘી કીંમતે મારે લગતાં એ કાવત્રાંનું કામ લેવાને તેને જરૂર શું પડી હશે ને તેણે મતલબ શી ધરાવી હશે તે મને એક ગુંચવણ ભરેલો સવાલ થઇ પડયો.

એ સઘલા વીચારો અતરે વરણવતાં જેટલો વાર થયો છે તેથી બી અતી ઘણા ટુંક વખતમાં પુરી હોસ્યારીમાં આવવા પછી તે મને થયા, અને જે પલે હું મારી હાલતના જોખમો વચ્ચે સાવધ બની તેજ પલે પેસી તે જાંણી શકયો, કેમકે હું જે સીટપર બેઠેલી હતી તેજ સીટપર મારીજ સોડમાં તે બેઠેલો હતો. ખરેખર, તેવા એક હરાંમજાદાને મારી સોડમાં બેઠેલો જોવા ને જાંણુયા કેડે હું એટલી તો કમકમી કે જેમ બન્યું એમ દબાઈ ભરાઈને હું મારી સીટના બીજા ખુંણામાં ભરાઈ, કે એવા એક કંગાલ આસામી સાથે મારાં તન બદનનો તો શું પણ મારાં કપડાં વટીકનો અપવીત્ર સ્પર્શ નહીં થાય.

"તમે લોક મને કયાં લેઇ જાઓચ ?" અંતે મેં અરધા તોરથી અરધી નરમીથી પુછવાની હીંમત કરી.

"તે કેહેવાનો અમોને હોકમ નથી," પેસીએ ટંડે કલેજે કહ્યું. "એટલું તો ખરૂંજ કે અમે તુંને કોઇ રીતે હેરાંન કરવાના નથી."

"ખચ્ચીતજ નહીં," મેં કાંઈક હીંમતનાં જોસ્સા સમેત કહ્યું. "તમે મને કેહે લઈ જઈ મારૂં ખુંન કરશો એવા તમો લોક ખુંની તો નથીજ."

"ખુંની !" અને હોમલો એ બોલપર એટલો તો ચમકયો ને એવો તો ઉછલ્યો કે તે મારાં આંગપર તુટી પડતાં જેમ તેમ બચ્યો. ખરેખર એ બનાવ એટલો તો અજબ બન્યો કે હું એથી તમામ અચરત થઇ ગઇ. મારા ખુંની બોલ સમેત તે એટલો ચમકવો કાંય જોઈએ તે મને સમજાયું નહીં. ત્યારે શું તેઓ ખરેખર મારૂં ખુંન કરનારજ હતા, અથવા કોઇનું ખુંન કરીને આવ્યા હતા? પણ હોમલાએ તુરત જોયું કે પેસીએ કાચું કાપ્યું ને તેથી તેણે તેનો પગ જોસથી દાબ્યો તે મને બરાબર ખબર પડી શકી. એ શાંણુ થતાંજ પેસી પાછો સાવધ થયો, ને જાંણે તેને જે ગભરાત થયો હતો તે થયોજ ન હોય તેમ ખડખડ હસીને કહ્યું, "બેવકુફ છોકરી તું એમ શા ઉપરથી ધારેચ જે અમે તારૂં ખુંન કરશું? અમોને તો તેવો જરાબી ખ્યાલ નથી. જો તારૂં ખુંનજ કરવું હોય તો વરી તુંને ગાડીમાં નાંખીને શું કામ ઘસડી લેઇ જવી જોઇએ?"

હવે ગાડી કયાં જતી તે ઉપર મેં લક્ષ આપ્યું. ગાડીનો મારી બાજુનો કાચ ચઢાવેલો હતો, ને તેમાંથી મેં નજર ઠેરવી જોયું કે જો કોઇ રાહદારીઓ જણાય અથવા કોઇ ઘેરની નીશાંણુ દુરથી દેખાય તો ત્યાં આવી પોહોચતાં હું એક જોરથી કાચ ઉતારી પાડી અથવા ભાંજીને મદદની ચીસો પાડું, પણ નહી. જે રસ્તેથી ગાડી જતી હતી તે એવો તો ઉજ્જડ જેવો મને લાગ્યો કે હું મુંબઈના કયા ભાગમાં હતી તેનો લગાર પણ ભાસ મને થઈ શકયો નહી. બીજા હાથપર પેસી મારાં મનમાં પસાર થતા વીચારો ને મદદ સોહોધવાની મારી મતલબ સમજી ગયલો જણાયો, કેમકે બીજીજ પલે તેણે તુરત કહ્યું, "એવાં ફાંફાં મારવાની તસદી લેતાંજ ના શીરીનબાઇ, સબબ કે તમે કાચ ભાંજવા કે ઉતારી પારવા જશો તે આગમચ તમોને તેમ કરતાં અટકાવા અમે એક કરતાં બબે જણુ બેઠેલા છઈએ, ને વરી એમ કરતાં જો કદી તમે કોઇ સુરતે કોઇનું ધ્યાંન ખેંચવા ને ગાડી થોબાવા ફાવી બી જાઓ તો અમે શું કરશું ને કહીશું તે તમે જાંણોચ કેની?"

"શું?" મેં દબાયલે સાહાદે મરજી ઉપરાંત સ્વભાવીક સવાલ કીધો.

" એટલુંજ કે તમે મારી બહારી અથવા બેહેન છેઓ એમ તે વખતે જે મને આવરશે ને દરૂસ્ત લાગશે તે અરાવી દેવશ, ને પછી સાફ્ ગરે પરસ કે ઘેરના નોકર સાથે નાહાસી જતીતી ત્યાંથી પકડી લાયા તેથી એ રાંન જુઠો ફીટનો ઉભો કરે છે," પેસીએ હસતાં હસતાં સમજ આપી.

આવા હરડતા નીચને માટે તેના આ ખુલાસા પછી મને જે વધતો ધીક્કાર ને વધતો ગુસ્સો ઉપજ્યો તેનું બ્યાંન કરવું બેજા છે. તેનાં છેલ્લાં બોલવાથી મને દુઃખ બી એવું લાગ્યું કે તેને હવે વધારે નહી વતારવાને ઠેડાવ કરી જે થાય તે ધીરજથી જોવા ને તપાસવા હું ખામોશ થઈ બેઠી.

" હી–હી–હી–હી," જરા વારે પેસીએ છલકઈ મલકઈને હસતાં કહ્યું. " મારી ધારેલી ધારણા આબાદ બર આવી. હું જાંણુતોતોજ કે એ ચીઠી તુંને મલતાં તું ગમે એવી મોડી રાતે બી નીચે ઉતરી આવવાની.

" ચીઠી ? " મેં નહી બોલવાના મારા ઠડાવ છતાં પેસીનાં આ ભેદી બોલવાથી અજબ થઇ કહ્યું. " ચીઠી શાંની ?"

" હે, લે ! રાંન તો છેક અંજાણી અમા થતી દેખું," હવે હોમલાનું ઉપરચું, ને તે બેઉ દયાહીણ બદમાસો મારૂં પાકી આવે તેમ હસવા લાગ્યા.

" હું ખરેખરૂં કહુંચ," તે ચીઠીમાં શી વાત હતી તે જાંણુવાની મારી જીજ્ઞાસા હું દાબી નહીં શકી તેથી મેં કહ્યું. " હું ખરેખરૂં કેહુંચ તમે લોક કેઈ ચીઠી વીશે બોલોછ તે હું મુતલગ જાંણુતી નથી."

" અરે વરી કેઇ ચીઠી, તમારા પેલા શોભતા દાદીશેઠના રૂસતમની સહી સાથની સેવકે લખાવેલી ને તમોને હાથોહાથ પોહોંચાડેલી ચીઠી ! " પેસીએ હસતાં કહ્યું. "બાઈ સાહેબ, જો તમો કાંને હાથ મુકોચ તેમ ખરેખર તમોને તે ચીઠી નહીંજ મલી હોય તો તમે એવી મોડી રાતે બંગલામાંથી નીચે રસ્તાપર આવોજ શું ધકેલા ખાવા તે સમજાવશો ? "

હું ચુપ થઈ ગઈ. હું દીનશાહને છોડવવા જતી હતી એમ તો કહી શકુંજ નહીં, અને તે કારણ નહીં આપું ને હજી ચીઠી નહીં

મલવાની વાત માટે બજીદ થાઉં તો તે અધમ બુરાઓ કાંઈ બીજાં પાપી વમાણસથી મને અપમાંન કરે તે કરતાં મેં ચુપ રેહેવામાં ડાહપણ જોયું. આટલું તો હવે પ્રગટ સમજાતું હતું કે મોડી રાત્રે મને ઉપાડી જવાનું કાવત્રું સરંજામ ઉતારવા દાદીશેઠના રૂસતમની સહીની ફોરજરી કરી એ બદમાસોએ એક ચીઠી મારા જોગી લખી હશે, પરતું તે મને મલવા પામી નહીં. જો મલતે તો હું કાંઇ બી કાવત્રું છે એમ સાંબી જરૂર સમજી જતે, ને એ લુચ્છાઓને પોતાની ગણત્રીમાં હું ખચીતજ ઠાપ આપતે, પણ આ તો થયું એમ કે તે ચીઠી જ્યારે તે લોક મને મલેલી ધારતા હતા, ને તે ચીઠીથીજ વહવાઇને રસ્તા ઉપર ઉતરી આવેલી માનતા હતા, ત્યારે તે ચીઠી તો સાંબી મને મલીજ ન હતી, ને હું તો કાગનું બેસવું ને તાડનું પડવું તેમ દીનશાહને મદદ કરવાનો પરમારથ બજા લાવવા આવતાં સાંમી સપડાઈ ગઇ હતી!

"કેમ, ચીઠી તો મલીતીજ નહીં તો હવે ત્યારે સીવાઈ કેમ ગીયું?" પેસીએ શું એક ફતેહ મારી હોય તેમ ટકોરથી હસતાં પુછયું. "કોઈ દાહારે નહીં ને આજે વરી તું નોકરોના ખણમાં નીચે આવીતી એટલે બી હું તો ગભરાયોતો કે જા, ચીઠી મલી પણ કાવત્રું સમજી ગઇ કે શું તે મને બતાવા આવી કે હું કંઇ તું ધારેચ તેટલી ભોત નથીઃ પણ નહીં; પછી મારી ખાત્રી થઇ કે તું બી રાન કેઠી ફાંટાની ધણીયાંણી છે, ને તેથીજ એવુંજ કંઇ મગજમાં વારૂં આયું હોસે કરીને નીચે આવીતી! પણ હવે, જો શીરીન," પેસીએ લટી જઇને સમજાવા માંડયું, "હું આએ જે તુંને લેઇ જાઉંચ તે તો એક ભારૂતી કામ છે, ને તેને વાસ્તે સારી રવેસે મારૂં તરયારૂં તાહારૂં થયલું છે, પણ જો તું એ તારે માંથેની નવી આફતથી બચવા માંગતી હોય તો હજી બી એક ઉપાય છે."

"અને તે?" મેં શંકાશીલ પુછયું.

"તું જો મારી સાથે આજે રાતેજ નાહસી આવવા કબુલ થાય તો હું આએ બધો પલાંન ઉંધો વારી દેવા તૈયાર છેઉં," તે પાપીએ ભેદ બોલ્યો. "હોમસો તો આપરો જીવેજાંન દોસ છે, એટલે તે તો કંઇ આપરાં બુરામાં રાજીજ નહીં, એટલે તે બી પછવારેથી દગો કરવાને બદલે સામાં આપુને બચાવી લેશે, વાસ્તે

છે મરજી ? તું ચાહસે તો આપરે લગન કરશું, ને તેમ નહીં મરજી હોસે તો—"

"અરે લેયાનતના કુતરા મુંગો મર," મેં ચીચવઇ ચીરડઇને ઘણાજ ગુસ્સાથી કહ્યું, ને હવે ફરી એક વાર તેને જરાબી કાંહું નહીં આપવાના નક્કી ઠરાવ સમેત હું ખામોશ બેઠી.

એ પછી ગાડીમાં વધું વાતચીત નહીં થઇ. હોમલા ને પેસીને મેં જે છેલ્લા તોડી પાડયા તેથી તેઓને ઝનુન તો ઘણું થયું હતું, પણ તોબી હવે વધારે ગરબડ કરી મને શુરપર ચઢાવાનું તે લોકને પાલવે એમ નહીં હશે, તેથી એકેકને છુપી અસારતો આપી તે લોક બી ચુપ થઈ ગયા.

તે પછી બી ચુપકીદી વચ્ચે બીજા અરધા કલાક સુધી અમારી મુસાફરી ચાલુ રહી, જેથી આટલું તો અનુમાન નક્કીજ હતું કે મને કોઇ ઘણા લાંબે અંતરે લઇ જવામાં આવતી હતી. વલી ગાડી બી મેં ઉપર કહ્યું તેમ તદન હરી હાક ને એકાંત રસ્તાઓ-પરથી પસાર થતી હતી, ને હવેજ તે કંઈક વસ્તીના ભાગમાં દાખલ થઈ જ્યાં બી સઘલી છુટી છવાઇ દુકાંનો બંધ હતી, ને લોક સુઇ ગયલાં હતાં. તે ભાગ વટાવા પછી ફરી એક એકાંત રસ્તાપર ગાડી ઉતરી, ને ત્યાંથી એક વધારે એકાંત રસ્તામાં વલાંણ લેઇ તે ગાડી એક કંપાઉડની છેક અંદરથી એક બંગલો આવેલો હતો ત્યાં જઇ ઉભી, કે જ્યારે તેને જોતરેલો ઘોડો જે જોર સમેત હાંકતો હતો તે બી બતાવાને બસ હતું કે અમે ઘણો લાંબો અંતર વટાવી આવ્યાં હતાં. સામટી રીતે જોતાં મને ખાખસુસ દુરદરાજ એકાંત-વાસમાં લાવી નાખવામાં આવી હતી.

ગાડી ઉભી રેહેતાંજ તુરત તે બંગલાનું બારણું ઉઘડયું, ને કોઇ એક પારસી અબલા બાહાર આવી, જે ફકત સદરાભર હતી. તેના હાથમાં એક બતી હતી તે ઉપરથી તેનો ચેહેરો મેં ગાડીમાંથી બાહેર આવતાંજ જોઇ લીધો, ને જાંણ્યું કે તે પેહેલી નજરે સારો વીચાર નહીં પેદા કરે તે માંહેલી એક બુઢી દાસી હતી. તેણે મને ગાડીમાંથી જ્યારે ઉતરવા ફરમાસ કરી ત્યારે ઉતરી પડવું કે બજીદ થઇ બેસી રેહવું તે વીશે બી અવલ તો એકાદ બે પલ હું ગુચવાયા કીધી, પણ પછીથી મને ખ્યાલ થયો કે બેસી રેહેવાથી મારો હાલ

કોઈ સુરતે સમરવાનો નથી, ને તેથી મેં બાહેર આવી ગાડીવાનની દયા ચાહી. મેં તેને કરગરીને કહ્યું કે મને જુલમથી લઈ આવવામાં આવી હતી, ને તેથી તેણે મને મદદ કરી પાછી લઈ જવી, પણ તે લુચ્છો બી મારૂં પાકી આવે તેમ હોમલા ને પેસી સાથે હસ્યા કીધો, જેથી જોઇ વલવાને મુશકેલ ન હતું કે તે બી વેચાયો હતો.

હવે ત્યારે હું પેલી દોસી તરપ ફરી. "દોસાં," મેં કહ્યું, "તમારે મારી માયની જગ્યા રાખવી જોઈએ."– અને મારી મરનાર માતાની યાદ થતાં સાથે મારી છાતી દચકાંઓથી ઉંચકાઇ ગઇ, કેમકે તેજ પલે મને ખ્યાલ થયો કે તે મેહેરબાંન મરનારનાં મોહોત સમેત આ દયાહીન દુન્યા સાથના મારા જોખમો ને મારી જેહેમતો જારી થઇ હતી. "તમારે તો મારાં માએની જગ્યા રાખવી જોઇએ," મેં તે દોસીને કાલાવાલાથી કહ્યું. "મારી સાંખે નીચપણે દગો થાયચ વાસ્તે મને બચાવો."

"અરે નારે મારી દીકરી," તે ઠાગાબાજ દોસીએ ઢોંગભરી સમજાવતથી કહ્યું, "દગો શું બરયોચ! ચાલ આવ, ઘેરમાં આવ, મારી માય કરૂં."

મેં જોયું કે હયાં બી નાસીપાસીજ હતી. આ દોસી બી એ કાવત્રાંમાં સામીલ હશે ત્યારેજ તે અત્યારવેર જાગતી બેઠી હતી, ને ગાડી આવતાં સાથે બારણું ઉંઘાડી બાહેર આવી હતી કેની? અને એમજ હતું ત્યારે એવાં એકઠાં મલી ગયલાં બદમાસો તરફથી જરાબી દયા અથવા મદદની આશા કરવા અને આશા રાખવાની મારી નાદાંન્યત માટે મને એકાદ બે પલ જાલેમ અપસોસ થયો. પણ હવે શું કરવું તે મને સુજયું નહીં. નાહાસવાનો તો મારગ હતોજ નહી, અને એ બધાં દેવેનામ દેવોની રૂબરૂ આવી મોડી રાત્રે ફકત મારા પગની કુમકપર નાહસવાનો ખ્યાલ કરવો એ બી એક જાતનું ઘેલાપણુંજ હતું, વાસ્તે કશો ઇલાજ કે રસ્તો નહીજ જોવાથી હું ગુપચુપ બંગલામાં દાખલ થઇ.

તે ઘંધાર જેવો ખાલી હતો. તેના આગલા હાલમાં ફરનીચરપર ધુલ ચઢેલી હતી, ને સોફા ને ગાદીની ખુરસીઓ તેમજ શીલીંગપર ટાંગેલાં ઝુમરો ને સાઇડનાં વાલશેડોને કવર ચઢાવેલાં હતાં, જેથી દીસ્તું હતું કે બંગલો કોઇના ચાલુ વપરાસમાં હતોજ

નહીં. ફક્ત ટેબલપર બલતા એક શોભાયમાન લાંપથી તે નીચલા મોટા હાલમાં બધે ઉજાસ પડતો હતો, ને તે ઝાંખો અને અપુરણુ ઉજાસ સાંખો તે બંગલાને મારી ગભરાયલી ચસમોમાં વધુ ભયભીત બનાવી મારાં ધ્રુજરાં ને લખલખાં વધારી આપતો હતો ! પણ મને તે દાસી તહરેવાર ધીક્કાર પેદા કરનારાં મમતાનાં તાહેલાં તવાંણાં સાથે માલ ઉપર લઇ ગઇ, જ્યાં બીજા બધા ઓરડા બંધ હતા, ને બધે અંધારૂં હતું. ત્યાંથી તે એક નાકેના ઓરડામાં મને લઈ ગઇ ને ત્યાંનું બારણું ઉઘાડયું, એટલે મેં જાંણ્યું કે તે મારો ઓરડો હતો. ત્યાં બધું તેજ દહાડાનું સાફસુપ કરેલું જણાતું હતું. ટેબલ ખુરસી સોફા વીગેરે જરૂર જેગુ ફરનીચર હતું. ધોલ્યાને કરટન પોયલી હતી, અને તેબલ ઉપર એક શોભાયમાન કેડલસ્ટીકમાં એક મીનબતી બલતી હતી.

"એ તારો ઓરડો છે, માય," તે દાસીએ કહ્યું. "અહી કંઈ બીહીવાનું નથી. અહી કોઈ આવવાનું નથી. ચાલ હવે ધીરજથી કપરાં વરાં કર, ને પોહોરી જા."–એટલું કહી તે પોતે પોતાનાં કામ ઉપર મંડી, ને સુવાની તૈયારી કરવા લાગી. મારાજ ઓરડામાં તેનો કાચ હતો, વાસ્તે પોતાનાં મોં ઉપર દીવાનો ઓથો આવે તેની ગોઠવણુ કરી, વીગેરે, અને પછી બારણું બંધ કરી અંદરથી કલ દઈ કુંચી કાઢી લીધી.

એજ વખતે બાહારથી પેલી ગાડી જતી રેહેવાનો ને નીચલું આગલું બારણું મોટે સાહાદે જોસથી બંધ થવાનો અવાજ આવ્યો, એટલે મેં જાંણ્યું કે ગાડી પાછી ગઈ ખરી, પણ તેમાં હોમલો ગયો કે પેસી તે હું સમજી શકી નહીં. આટલું તો પ્રગટ જણાતું હતું કે બેમાંથી એક તો જરૂર તે મકાંનમાં રહેલા હોવાજ જોઈએ, કેમકે દેખીતી રીતે તે દાસી ઉપરાંત તે મકાનમાં બીજું કોઇ ન હતું, ને તેથી તે નીચલું બારણું બંધ કીધું તે એ બે માંહેલા એક બદમાસનું કામ હોવુંજ જોઇએ.

તે દાસીએ મારા ઓરડાનું બારણું બંધ કરી કુંચી પોતાની ઓટીમાં મારી, અને પછી હું જે હજુર કપરાં ઉતારયા વગર બેસી રહી હતી તેની દરકાર કરયા વના પોતે ખુદાનું નામ લેઇ સુઇ ગઇ. અફસોસ ! કેવાં જાલેમ બદકારો તે સાહેબનાં પવીત્ર*નામનો ઠગાઈમાં

બી ઉપ્યોગ કરી ગુનેહગાર થાય છે. તે દોસી જાંણુતી હતી કે હું થાકી થાકીને ઠેકાંણે આવશ, ને અંતે તેમજ થયું. મને કંઇ કોઈ રીતનો સધ્યારો આવ્યો કે મને ગમે એ બુરી નીએતથી અતરે લાવવામાં આવી હોય પણ આજનીજ રાત્રે તો જોખમ જેવું કશું નથી, ને તેથી મને તુરત વેલા કાંઇક ધીરજ મલી, ને મેં સુવાની તૈયારી કરી.

ખરેખર, વાંચનાર જો દયાથી ને ધીરજથી આજે આખા દીવસ ને આખી રાતની મારી રંજ યાદ કરશે તો હું તે રાત જાગતી બેસી નહી રહી, ને મેં એ રવેસે સુવાની તૈયારી કરી તે ઉપર તે જરાબી અચરત થનાર નથી. દીનશાહને છોડવવા ને ગુલાં ને તેની મમઇને ચેતવવાને લગતી મારી રંજ એટલી હતી કે તેમાં આ મુસાફરીની થાક ને બેભાંનીની નબલાઇ વીગેરે એકઠું થવાથી તો હું તમામ આજેજ બની હતી, ને તેથી હવે તુરત હું દીલપરથી કશાં બી કપરાં ઉતારયા વના પાક ખુદાને ખરાં દીલથી યાદ કરી તથા તેની મદદ ને તેનો સાહયો માંગી લઈ મારા પલંગપર સુતી, ને સુતી તેવીજ ભર ઉંઘમાં પડી !

---

## પ્રકરણ ૬૦ મું.

### મારૂં કેદખાંનું.

એ મારી રંજોના સબબે બીજી સહવારે હું ઘણી મોડી જાગી. તે વખતે પેહેલાં તો મને તે ગઇ રાતના સઘલા બનાવો માત્ર સ્વપ્નવત જણાયા, પણ પછીથી તે પરાયા ઓરડામાં નજર ઠડતાં અને ત્યાંની અજાંણી ચીજો નજરમા આવતાં એ બુરા બનાવની સચ્ચાઇ વીશે તુરત પાછી મારી ખાત્રી થઇ, અને દુઃખના એક નીસાસા સાથે હું હાય મારી બીછાંણાંમાં તુરત ઉઠી બેઠી. તે ઓરડામાં હું એકલીજ હતી. દેખીતી રીતે પેલી દદા ઉઠીને બાહેર ગઈ હતી, અને બારણું પોતા પછવાડે બાહેરથી ચોક્કસ બંધ કરી જવાની કાલજી કરી ગઈ હતી, તેજ બતાવાને બસ હતું કે આ ઓરડો એક બંદીખાંનું હતું. અને હું તેના સંબંધની કમબખત કેદી હતી. હું ઉઠીને બારી આગલ ગેઈ. તે બારીને કાંઇ સલ્યા જડેલા ન હતા. મેં તે આખી ઉંઘાડી નાંખી, અને ખેતરોની લીલોતરીનો

એક ઘણો ખુશનુમા દેખાવ મારી નજરે આવ્યો, પણ નજદીકમાં એકે રેહેઠાંણુ જણાયું નહીં. બીજી સાઈડની બારીએથી દરીયાનો દેખાવ નજરે આવતો હતો, પણ તે બાજુએથી બી કોઈનું મકાંન આસેપાસે આવેલું જણાતું ન હતું, ત્યારે હું કયાં હતી? એ સવાલ મેં પોતાને પોતે સેંહેંકડો વાર પુછ્યો, પણ તેના જવાબની મને કશી કલ મલી નહીં, કેમકે મારા શેઠનાં મકાંનથી હું કેટલે તફાવતે ને કયાં આવી પડી હતી તે અટકલથી સમજવું સેહેલ ન હતું.

તે ઘર સ્મશાંન જેવું સુણું અને શાંત હતું. તેમાં કોઇ કોમલ શરોદો, ધારા અવાજો અથવા બચ્ચાંઓના મીઠા ઠંડા સાદો બી સંભલાતા ન હતા. જાંણે ઘરમાં મારા સીવાય બીજું કોઈ વસ્તુંજ ન હોય તેમ લાગતું હતું, અને તેવીજ ગંભીર ચુપકીદી બધે આસપાસ પસરેલી જણાતી હતી,એટલે મારી એકલવાઇ કમનસીબ હાલતનો હું ખ્યાલ કરી ફકત તેના વીચારથીજ ગભરાઇને રડી પડી. એ દરમ્યાંન તે મારા ઓરડાનાં બારણાંની કલમાં બાહેરથી ચાવી ફરી, ને પેલી દદા મારે માટે હાથ મોંનું ધોવાને ગરમ પાણી લઈ આવી. તે ઉપરાંત પડોસના બાઠ રૂમમાં ઠંડું પાણી, સાબુ, નીખ્યો બ્રસ, દાંતનું બ્રસ, ઉંચી જાતનાં મંજન વીગેરે સર્વે જોઈતી સામગ્રીઓ તૈયાર ગોઠવી મુકેલી હતી, જે બધું બતાવતું હતું કે મારી આગતાસ્વાગતામાં કશી કસર રાખવામાં આવતી ન હતી. "જોયું કેની મા," તે સીપલી દોસી મને પતાવા લાગી, "અહીં જે જોઈએ તે છે. અહીં કંઈ કમી છે? ને તેમ કરતાં કંઇ નહીં હોય તો સુખેથી માંગજે; ઓસકાતી ના હો, દીકરા."

"મારે અહીં કયાં સુધી રેહેવું છે?" મેં મારા એ સવાલને બને એટલો સભ્યતાભરેલો કરીને પુછયું.

"ઓ વહીરે માય!" તે સીપલી બઈરીએ જવાબ દીધો. "તે નહીં કેહેવાય! એવું એવું નહીં પુછાય! તેવું તેવું તો હું કંઈ જાંણુતીજ નથી."

"અરે દોસાં જરા દયાથી વીચાર તો કરો," મેં અસર કરવાના હેતુથી કહ્યું. "મારી જગ્યે તમારી કોઇ દીકરી એમ બંદમાં પડેલી હોતે તો તમુને કેવું લાગતે, ને તેને કેવું થતે તેનો એક ઘરી ખ્યાલ તો કરો?"

"જા દીકરી, તું તો એ ઘેલી ચેરી વાતથી હાથ ઉઠાવતીજ નથી ત્યારે તો હું જતી રેહુંચ," તે દાસીએ કહ્યું, અને એવી એક મતલબી દદા મારી નજરો બાર રેહે તે કરતાં ગયલી ભલી એમ સમજી મેં તેને રોકવાને હવે જરાબી દરકાર કરી નહીં.

"અરે હા," જતાં જતાં તે દાસીને યાદ આવ્યું હોય તેમ તેણે કહ્યું, "જોની માય, તુંને કંઈ જોઈએ કેની તો પેલી ટીપઈપર ઘાંતરડી છેની તે વગારજે, એટલે હું તારી આગલ આવા."—અને તે પછી તે આગલ પેરે બારણું બાહેરથી બંધ કરી ત્યાંથી જતી રહી.

હવે ઉપાય રહ્યો ન હતો,—સીવાય કે કોઈ રીતે એ દદા અને બીજાં ઘેરમાં જે ચોકીબાંન હોય તેમની નજર ચોરાવીને ત્યાંથી તક સાંધી નાહાસવું, અને તેમ બની શકે માટે મારે મારાં ચોકીબાંનોને ગાફેલ બનાવા જરૂર હતી. હવે ગાફેલ બનાવાનો બી વલી એકજ રસ્તો હતો, અને તે એજ કે જાંણે હું હારી બેસવાથી મારાં તકદીરને શરણુ થઇ હોઉં તેમ વધુ કશા બી સવાલ કરવાજ નહીં, અને દરેક રીતે બની આવતી હદસુધી તેમની મરજી સાચવાને કોશેશ કરવી. એથી તેઓ સ્વભાવીક રવેસે મને પુરતી ઠેકાંણે આવેલી સમજી મારાપરનો જાપતો કમી કરશે, અને તે તેમની ગફલતનો મારાથી મોડે વ્હેલે લાભ લેવાઇ શકાશે. આ ઠડાવ ને વીચારોથી તુરત વેલા મને હીમત આવી, અને હું હાથ મોંનું ધોઇ તૈયાર થઇ, એટલે મેં પેલો ચંગ વગાડયો. જરા વારમાં તે દદા ઓરડામાં આવી, અને આ વેલાએ એક રકાબીમાં તે મારો નાસ્તો લેતી આવી, જેમાં ચા ઉપરાંત પાંઉ, માંખણુ, જેલી, માછલી અને ઇંડાં હતાં. તે તાસક તેણે એક ટેબલપર ઉતારી, ખુરસી ગોઠવી અને પછી ઘણી મમતાના દેખાવ સાથે મને જમવા કહ્યું.

હું જમવા બેઠી. મારે હવે એ દાસીને રાજી કરવા ને રાજી રાખવાનીજ મતલબ હતી એટલે હું બેઠી, અને તે દાસી મારી બાજુમાં એક ખુરસી ઉપર મારાસે વાત કરતી બેઠી.

"હમાણું કેટલા વાગાચ?" તેના વગર દમનાં તાહેલાંને અટકાવાના હેતુથી મેં પુછ્યું.

"આએ શું તારાં મોંના સાંમે ઘરયાલ છે ને તો મારી માય," તેણે પોતાના સરેસ્તાના મીઠાસ સાથે મારૂં ધ્યાંન ખેંચ્યું.

"હા, મેં જોયુંતું નહીં," મેં કહ્યું. "નવમાં પાંચ ઓછી છે."

"તેની શું ફીકર છે મારી દીકરી?" તે દાસીએ ગાડું ગબડાવ્યું. "હવે બપોરનું ભોનું જ્યારે બી તુંને ખાવા ગમે ને ભુખ લાગે ત્યારે મંગાવજે, ને તેમજ રાતનું બી. અહીં તુંને કામકાજ કશું કરવાનું નથી. બસ મનને ગમે તેમ ખાઇ પી હસી બોલીને વખત કારવાનો. આએ જોઇ કેની પેલી કબાટમાં બધી તહરેવાર ચોપડીઓ ભરી મુકીચ તે?"

"હા, તે શું મારે વાસ્તે છે?" મેં તે દાસીને પકરમાં લેવાની મતલબથી પુછ્યું.

"ત્યારે બીજાં કોણુને વરે હોય," તે દાસીએ કહ્યું. "બધું આખું ઘેરજ તારે વાસતે લેવાયું ને વસાયું તો!"

"એમ?" મેં ખરાં દીલની અચરતીથી કહ્યું. "શું આ બંગલો તરતનોજ લીધેલો ને વસાવેલો છે, ને તેમાં તમે બી તરતનાંજ આવેલાં છેઓ!"

"તરતનાં માય, બધું તરતનું," તે દાસીએ કહ્યું. "એમ તો અહીં આસેપાસે ફરવા હરવાની બી જગ્યા છે, ત્યાં સાંહજને છેરે એકેકી આપરે લટાર બી લઇ આવશું."

"હા, તે મને ઘણું ગમશે," મેં આશાવંત બની કહ્યું, કેમકે મને લાગ્યું જો ફરવા જવાની મને જોગવઈ થાય તો પછી તે દાસી સાથે હોય તોબી નાહસવા ને બચવાની જોગવાઇ બનાવાનું કાંઇ ઘણું મુશકેલ ન હતું.

"ઠીક છે ત્યારે આપરે જશું," તે દાસીએ કહ્યું. "તું જો એમ દાહી થશે તો અહીં તુંને એક સીવાય બધી મોજ મલશે.

"એક સીવાય," મેં દુ:ખના એક છુપા નીસાસાથી પુછ્યું. "તે એક મના કરેલી મોજ કઇ?

"તારાં છુટાંપણાંની," તે દાયાએ કહ્યું. "તુંને કેઠે ફરવા હરવા દીધામાં આવશે નહીં."

"વારૂં, આપરે મુંબઇના કીયા ભાગમાં છઈએ તે તો મને કેહેશો કેની?" મેં આતુરતાથી પુછ્યું.

"તું એવી ને એવી ચાલશે તો હું તુંને બધુંજ કેહેવસ, ને તું સેહેજ દાહારામાં બધું જાંણુશે," તે દાસીએ મોગમમાં હસીને

કહ્યું. "પણ વાએ વાએ ! એ તે શું ? તું તો કંઇ ખાતીજ નથી. એમ અમથું પાંઉ ને માંખણ શાંનું ચંચેરયા કરેચ ?"

"મને નાસ્તાપર બીજું કાંઇ ખાવાની તબેહ નથી," મેં કહ્યું; "પણ ત્યારે શું તમે આએ ખરી વાત કેહોચ," મેં વાત ફેરવાવી અસલ હાથ ધરેલી મારી મતલબને બરની વાતપર તે દદાને પાછી લાવી મુકવાના હેતુથી પુછ્યું, "શું તમે આએ ખરી વાત કેહોચ કે આએ બધું રાચરચીલું મારે વાસ્તે વસાવ્યુંચ ?"

"તારેજ વાસ્તે વસાવ્યુંચ એટલુંજ નહીં," તે દોસીએ હવે ભરકો ફોડી કહ્યું, "પણ તું જે દાહારે ચાહશે તે દાહારે એ બધી માલ મીલકત સાથે આએ આખાં મકાંનની બી તું સાહેબી કરનારી શેઠાંણી થશે."

જોકે તે બેમરવત બેશરમ બુઢ્ઢયાની આ સલ્લાહથી તેને જીવતી ફાડી ખાઉં તેવું મને ઝનુન થયું તોબી હું 'લોહીનો ગોટ ગલી' મારા અસલ ઠડાવ પ્રમાણે ધીમે સાહાદે બોલી, "હું તમારી દરેક સલ્લાહ પ્રમાણેજ ચાલવાનો ઠડાવ કરી ચુકી છું."--અને એટલું હું જેમ તેમ જેહમતે જોકે બોલી તો ખરી, પણ એટલું બધું જુદું સમજાવાની તેમજ એવી પાપવાસના ખોટાં દીલથી બી વમાસવાની મને તબેહ ન હતી વાસ્તે હું સ્વભાવીક રવેસે શરમાઈને લાલ થઇ ગઇ.

યાતો તેથી અથવા તો મેં એકદમ તે દોસી કેહે તેમ કરવા કબુલ કીધું તેના સબબે તેને એકાદ બે પલ મારી ચાલ વીશે વેહેમ પડયો હોય એમ જણાયું, કેમકે તે પોતાના બીલાડા જેવા ડોલાથી મારાભણી ધારી ધારીને જોવા લાગી, પણ પછીથી જાંણે તેનાં દીલનો ખતરો તમામ દુર થઇ ગયો હોય તેમ તેણે તરત કહ્યું, "હજુર તો તારે વાસ્તે અહીં શું શું વસાવ્યુંચ તે બધું તેં જોયું નથી. અહીં જો,"—અને તેણીએ ઉઠીને સાઇદેની એક શો-ભાયમાન કબાટ હતી તે ઉઘાડી.

તે કપડાં ચપડાંના ઢગથી ભરેલી હતી. રગં બેરંગી સારીઓ, તહરેવાર જાતના તૈયાર પોલકાઓ ને વાસ્કુતો ઉપરાંત તે તૈયાર કરવાના કટકાઓ વીગેરેથી ત્યાં કાપડયાની દુકાંનુનોજ હાલ વસાવ્યો હતો.

"પણ આએ બાકસમાં શું છે તે જોયું?" તે દોસી મારૂં મને લલચાવાની ઢપે એક ઝવેરાતનો બાકસ કાઢતાં અને ઉગાડતાં બોલી,—અને મેં જોયું કે તેમાં હીરા મોતીનાં આંખ ઠડી રેહે એવાં થોડાંક ઝવેરાત હતાં. "અરે, કેવાં મજાનાં છે!" જાંણે મને ખરેખર તેની મોહેની લાગી હોય તેમ તે બાકસ હાથમાં લેતાં મે કહ્યું, કે જ્યારે, વાંચનાર, પાપના નજીસ પેલા હેતુથી મારા પાસે રજુ કરેલી તે બેમુલ વસ્તુઓને તો હું તે રજુ કરનારાંઓને પોતાને જેટલાં સાચ્ચાં દીલથી ધીક્કારતી હતી તેવાજ ખરા ધીક્કાર વચ્ચે જોતી હતી એમ મારે તમને સમજાવાની જરૂર રેહેશે નહીં એવી મને ઉમેદ છે. ઓ! મારા જેવી એક નીરદોશ નાવારેસ અબલાને નીતીની રાહ ચુકાવા અને દુઃખનાં દોજખમાંજ ગીરફતાર બનાવને આ કેવી લાલચો—કેવા ગજબનાક જોખમો રજુ કરવામાં આવતા હતા તે જોઈ આ દુન્યાનાં બદમાસપણાં ને નાતરસપણાં માટે હું હેરત રહી. પાપી પૈસાદારો—છકેલ બેહેકેલ પાપી ધનવાંનો પોતાના પૈસાની મુસ્તાકી ઉપર ગરીબોની નીતી ને પાકીજગીને કેટલીક તુચ્છ, બેહસાબ અને હલકી લેખે છે તેનો આ મારી નજરો બાર એક જીવતો પુરાવો હતો, પણ અરે અફસોસ!—હું દુઃખથી ખ્યાલ કરતી કે—જયારે બાજે વખત કમનસીબ ગરીબાઈ એવી લેયાનતી લાલચની શીકાર થઇ પડતી હોવીજ જોઈએ, ત્યારે શું તે શીકાર સોધનારા દેખીતી આંખના આંધલાઓને તેવાં ગરીબની નીતીની દયા કે કદરજ થતી ન હોશે? કયાંથી હોય! મને મારા અનુભવે શીખવ્યું—ઘણું વેહેલું—ઘણીજ જવાંન વયે શીખવ્યું કે એવા કરપીણ બદમાસો જેમ પોતાનાં પાપની ફેજનાં નકી સીહા ભવીશ માટે દેખીતી આંખનાં આંધલા છે, તેમજ તેઓ ગરીબોમાં નીતી જેવું કાંઈ બી છે એવું માનવાનેજ સાફ ના પાડનારા હોય છે. બીનવાકેફ બદમાસો! તેઓને શું સમજવાને ભેજું ને જોવાને આંખ હોશેજ નહીં કે જેમ તેમનાં પાંચ આંગલાં એક કીસમનાં નથી, તેમજ ગરીબો બી સઘલાંજ વગર નીતીનાં અને વગર લાગણીઓનાં હોતાં નથી? પણ હું મારી વારતાથી વેગલી ગઈ.

તે દદાએ મને જે જે બતાવ્યું તે ફકત તેને નભરવસ બનાવા જાંણે હું ખરેખર છક થઈ ગઇ હોઉં તેમ મેં જોયા કીધું. "એ

બધું તારૂં છે હો દીકરા," તે દોસીએ મને એમ ખુશી થઇ ગયલી જોઈ મનમાં મલકાઇ કહ્યું—કે જ્યારે મેં મનમાં ઠરાવ કરયો કે બને ત્યાંસુધી તે હરાંમ વાસનાથી વસાવેલાં કપડાંચપડાં અને સરસામાનમાંથી એક બી વસ્તુને કબુલ રાખી મારે મારૂં તન બદન અપવીત્ર બનાવવું નહીં ! "પણુ મરે, એ બધું કીંમતી તમે ઘેરમાં રાખ્યુંચ," મેં જરા કાંગલી થઇ કહ્યું, "ને ઘેરમાં તકેદારીને વરે તો એક આતીદો બી નથી !"

"તેની તું ફીકર ના કર શીરીન બાય," તે પછી દોસીએ પોતાનો ગર આપવા હયાં અખાડા કરી કહ્યું. "ચાલ આવ, જરા હેઠે આવ, ને ઘેર જો."

"હા, પણુ મરે ઘેર છે કેટલું એકાંત ને ખુણામાં," મેં હજી તેણીને નીચવવાના મારા સવાલો જારી રાખ્યા.

"એકાંત છે ખરૂં, પણુ તું જેમ જલદી ડાહી થશે તેમ જલદી અહીંથી તારો છુટક થશે, ને અહીંથી વધારે સરસ મેહેલમાં જશે."

વલી એક વાર આ બેહયા બોલવા સાંભે ગુસ્સાથી મારાં મોંહ ઉપર મોહી ધાઇ આવ્યું, અને હું મારો ગુસ્સો ને જુસ્સો છુપાવા સુરત બેલા ત્યાંથી ફરી ગઈ. ત્યાર કેડે અમો નીચે ઉતરયાં, અને તે દદાએ મને તે મોટું મકાંન બધું ફેરવીને બતાવ્યું, જે મે અધકચરાં મને જોઇ લીધું. ત્યાર કેડે તે જયારે નીચલા ખણુમાં સીવવાનું લેઇને બેઠી, ત્યારે મને બી વખત કરડવા આવતો હોવાથી ને જેમ બને એમ તે દોસીને થાપ આપવાનીજ મતલબથી મેં બી સીવવાનું માંગી લીધું ને હું બી તે કામમાં રોકાઈ. એ રીતે એવી હાયવેહેલા ને હવરકુતા વચ્ચે તે કમબખત કંગાલ દીવસ પુરો થયો. તે દીને ફરવા જવાને બાસતે તે દોસી કશું બોલી નહીં, અને તેથી મેં પોતે બી તે દરખાસ્ત રજુ કરી નહીં, સબબ મને ભય થયો કે તેથી તે કદાચ વહેમ થઇ જશે.

મેં ભરી જુએ તે આખો દીવસ ખાધું ન હતું. મારાં મોંહ સાંમે તરેહવાર વાંણીઓ પીરસવામાં આવતી હતી (જે કાંણુ રાંધીને તૈયાર કરતું હતું એ મારી અજાયબી હતી) પણુ તે વાંણીઓમાંથી સાદું સુતરૂં ખાવા સીવાય ને ચોતરૂં પાણીજ પીવા વગર

વધારે મેં કશું લીધું નહી તે ઉપર તે દાસ ઘણીજ અચરત થઇ. તે "બાટલીનું ઘરાક" હતી. ને તેથી જયારે મેં તે ઉપર મારો કમકમાત બતાવ્યો ત્યારે તે મુરખ સાંભી હસવા પડી.

અંતે રાત થઇ અને અમો સુવાને વગેસગે થયાં, પણ તે રાત્રે મને ઉંઘ આવતાં બહુ મુસકેલ થઈ. દુઃખીત વીચારોથી મારૂં મન ભ્રમીત બની ગયું હતું, અને તેથી મને નીરાંત ન હતી. ગઈ રાત્રે તો હું બહુ થાકેલી હોવાથી ઘણી રંજીદા હોવા છતાં તુરત સુઈ ગઇ હતી. પણ આજે તેવું કશું ન હતું, ને તેથી મારૂં મગજ વીજલીના વેગે એકથી બીજા ખ્યાલો ઉપર ઠેકડા મારતું દોડતું હતું. હું ગંભીર ઘોર કરતી હતી અને ગુંચવાતી હતી કે આ રીતે મને અહીં કેદમાં પુરનાર છુપ્યો આસામી કોણ હોવો જોઈએ? મારાં ધ્યાંનમાં તો એકજ બદમાસ રમી રહયો હતો, ને તે વાડયાનો જાંહાંગીર હતો. તેની આજ તુધકની મારા લગતી સતાવણીઓની યાદ વાંચનારનાં ધ્યાંનમાં નવેસરથી નવી વીગતો સમેત તાજી કરવા જરૂર નથી. તેનો હાથ લગનમાં બી કબુલ રાખવા મેં ધીક્કારથી ના કહયું તેના વેરભાવમાં તેણે કીનો લેવાનો વટીક કસદ જાહેર કરેલો વાંચનારને યાદ હોવો જોઈએ, અને તેથી તેજ આ નીચપણાંમાં આગેવાન હોવો જોઇએ એ અટકલ મુસકેલ ન હતી.

પણ દેખીતી રીતે આ કાવત્રાંમાં તો મારો બદમાસ શેઠ બી સામીલ હતો? દીનશાહાની તપાસ પુરી થયા કેડે મેં તેને મને ઉપાડી જવાને લગતી મસલતો નીચ હોમલા ને પેસીને સાથે ચલાવતો આબાદ સાંભલ્યો હતો તો પછી તે વાતમાં ફેર કેમ હોય? બચ્ચીત, આ સઘલું એક ભેદભરેલું ઉખ્યાંણુ હતું, અને તેના સંબંધમાં જેમ હું વધતો વીચાર કરતી તેમ હું વધતી ગુંચવાતી. એવા ગુંચવાડાના ગભરાત વચ્ચે અંત્તે ઉંઘ માપર ગાલેબ આવી, ને તેના આશીરવાદભરેલા સાહયા હેઠલ હું મારે માંથેની આફતો વીસારી તુરત વેલા બેફાંમ બની.

---

# પ્રકરણ ૬૧ મું.

## એ કોણ?

બીજો દહાડો ને ત્રીજો દાહાડો એજ પ્રમાણે વાંચનારને ખાશ રોકવા અથવા ખબર આપવાજોગ કોઈ બી બનાવ બન્યા વના પસાર થઈ ગયો. એ જાલેમ જુરાપાના કંગાલ દીવસો દરમ્યાંન જે અફ્સોસના વીચારો, જે દુઃખના ખ્યાલો ને જે ત્રાસ પમાડનારી ફીકરો મને થઇ તે વીશે વીગતવાર લખાંણથી હું મારાં વાંચનારાં-ઓને કંટાલો આપવા થોબીશ નહીં. એ વીચારો દરમ્યાંન મારી ભોલી ભલી શેઠાંણી મને યાદ આવતી હતી. હું તેના પાસથી દીન-શાહને છોડાવવા ગેઇ ત્યારે તે મારી વાટ જોઇને જાગતી બેઠેલી હતી, માટે હું પાછી નહી ગઇ ત્યારે તેણીને કેવી ફીકરો થઇ હશે, —અને મારાં એ ગુંમ થવાપર તેણે શું શું અનુમાન કીધાં હશે તે મારો મસ મોટો ગુંચવડો, ગભરાત ને અજાયબી હતી. વલી તે ઉપરાંત મારાં વ્હાલાં ભાઇબેહેનો કંઈ મને ઓછાં યાદ આવતાં ન હતાં. તેઓ તો મને સદાનાં—રોજનાં યાદ આવનારાં હતાં, અને તેથી આ એક કેદખાંનું કે જ્યાંથી તેઓ ઉપર એક કાગલની કાપલી વટીક રવાના કરવાને હું કેવલ અશકત હતી ત્યાં તો તેઓની વ્હાલી યાદ જાંણે મને દરેક પલે ખુંટી આવતી હતી!

બીજા પાંચ સાત દીવસ ગબડી ગયા. તે દરમ્યાંન એક બી વખત ઘરમાંથી બાહાર જવાનું તે ડોસીએ નામ ન લીધું, ને મારો જીવ હવે ખરેખર ઘણો ગભરાઈ આવ્યો, પણ રખે મારી ઉતાવલ ને ઉલટથી હું બધું કામ ને ધાંણ બગાડું તેની ફીકરથી હજી એકાદ બે દીવસ વધુ ખમી જવાના હેતુથી મેં બી ફરવા હરવા જવાની માંગણી કરવાનું ખામોશ રાખ્યું. આટલું તો ખરૂં કે હવે રેહતે મારો અસલ વેહેમ મને કઈક ખરો પડનારો જણાયો કે હું વાંદરે કોઇ એકાંત ભાગના એકાંત બંગલામાં હતી. હવે આ બંગલાના સંબંધમાં એક બીજો નાધલો બાબ બી કેહેવાજોગ છે. તે બંગલાની પછવાડે એક નાંધલી વાડી હતી, જે બીલકુલ હમણાં તો બીસ્માર હાલતમાં હતી અને તેના સંબંધમાં તેવીજ બીસ્માર હાલતમાં એક ઝુપડાં રોકું નાહનું બેઠું ઘેર હતું, જેનાં બારી બારણાં નીરંતર બંધ

રેહેતાં હતાં, અને તેથી તે અસલ તે વાડીના માલીને લગતું હોય પણ હાલ તમામ પડત હાલમાં હોય એમ લાગતું હતું; પણ એ મકાંન પાછલી બારીએથી જોવા સાથેજ મને કાંઇ ખુદરતી ખટકો ને વસવસો થયો કે એ મકાંનમાં કોઈ બી હોવું જોઇએ ખરૂં.

એ વસવસો ખરો છે એમ સીધ્ધ કરનારૂં વલી એક સાંધણ બી મને મલ્યું. તે મકાનમાં આવ્યા પછી પાંચ સાત રોજે નાચાર નાઉમેદ હાલે હું વીચારોમાં ગરકાવ પાછલી બારીએ એકલી ઉભેલી ખ્યાલી ધ્યાંને તે પડત મકાંન તરફથી જોતી હતી, તેવામાં અમારા બંગલામાથી કોઈ બીજી બુઢી દોસી ઉતરીને સાંબાં પડત ઘર ભણી જવા લાગી. આ દોસીને પેહેલાં તો હું જે મારી રખેવાલ હતી (અને જેનું નામ આવાંબાઇ હતું) તેજ સમજી, પણ પછી લગાર વધારે ધ્યાંનથી જોતાં જણાયું કે આંવાબાઇ કરતાં બી ઘણી વધારે ફુવડ ને હાલહવાલ આ તો વલી કોઈ બીજીજ દદા હતી! ત્યારે એ કોણ? એને મેં ઘરમાં તો આજવેર દીઠી ન હતી! પણ અનુમાન મુસકેલ ન હતું કે આ કોઇ રાંધી ખવાડનારી હોવી જોઇએ, કેમકે અમોને જે તૈયાર આઈતાં ભોણાં મલ્યાં જતાં હતાં તે કોણ રાંધતું હશે એ તો મારી અજાયબી હતીજ, અને તેથી આ દોસીને જોવાથી તે અજાયબીનો કાંઈક ખુલાસો મલ્યો—જોકે એ દોસીને મારાથી એમ છુપાવવા ને છુપી રાખવાને કારણ શું મલ્યું હશે તે હું મુતલગ સમજી શકી નહીં.

પણ વલી તે દદા હમણાં સાંબેનાં પડત ઘર ભણી જતી હતી તેથી બીજો ખુલાસો એ મલતો હતો કે સાંબેનું ઘર જેમ હું ધારતી હતી અને વલી જેમ તેના દેખાવથી બતાવામાં આવતું હતું તેમ કાંઇ ખરેખર પડત હતુંજ નહીં. તે કાંઇ પોતાના હાથમાં કાંસ્યા જેવું વાસણ (જે ઉપર એક પાતરૂં ઢાંકેલું હતું તે) લઇને જતી હતી, જેથી આટલું તો અનુમાન ચોકસ હતું કે તે તે તરફ કોઇનું ભોંણું લઈ જતી હતી; પણ કોણનું? એવાં હાલહવાલ કંગાલ પડત ઘેરમાં તે કોણ રેહેતું હતું?

હું બારી આગલથી બાજુ થઈ ગઈ, કેમકે મને લાગું કે કોઈ સાબેનાં પડત ઘરમાં રેહેતું હતું તે વાત મારેથી છુપાવાનીજ મતલબ હોય તો હું આ બારીએ હોઉં તેના ડરથી તે દદા ઉપર જોયા વગર

રહેનાર નથી. અને તેમજ થયું. હું એવી રીતે ખસીને બારીનાં ખુંણાંમાં ઉભી કે જ્યાંથી હું પોતે હેઠલનું જોઇ શકું કે જયારે નીચેવાલાં મને નહીં જોઈ શકે, ને એ રીતની મેં સમયસુચકતા વાપરી કે બીજીજ પલે તે દાસીએ એક ઝપાટે ઉપર જોયું, ને બારી ખાલી જોઈ તે તુરત સામેનાં પડત ઘરમાં ભરાઇ ગઇ. થોડી વારે તે પાછી ફરી, ને ત્યારે ખાલી હાથે આવી. એ પ્રમાણે મેં જોયું કે હું જે ધારતી હતી કે તે બંગલામાં અથવા તેના સંબંધમાં હું ને આવાં બેજ જણ હતાં તેમાં ખરેખર મારી ભુલ હતી. કોઇ બે બીજાં બી હતાં, ને એ રવેસે હજી બીજા ઘણાં વધારે કાય નહીં હોય? અંતે એ બનાવ બનવાને બીજે દીવસે મારો જીવ નહીં થોબવાથી તે સાંહજે મેં ફરવા નીકલવાની દરખાસ્ત કરી, ને તે આવાંએ એક બોલે બાહાલ રાખી, અને જ્યારે ફરવા જવાને વખતે હું તૈયાર થઈ ને નીચે આવી, ત્યારે આવાં બી 'સારી વીંટારી'ને તૈયાર ઉભેલી હતી.

---

## પ્રકરણ ૬૨ મું.

### નાહુસની એક કોશેશ.

અમે બેઉ નીકલ્યાં. આવાં તાહેલું ટવાંણું ચલાવ્યા કરતી હતી પણ તે હું સાંભલતી ન હતી, કેમકે મારૂં મગજ એક બીજીજ વાત ઉપર ચકચુર રોકાઇ રહેલું હતું, ને તે કોઈ રીતે આવાંને થાપ આપી ત્યાંથી નાહાસવાની વાત હતી. એ કોઈ રીતે મુસકેલ ન હતું, હું મારી જુવાંનીનાં કુવત્ત ને મારા પગની કુમકપર મુસ્તાક હતી, ને તેથી આવાંનો હાથ ને સાથ છટકાવી જે બને તે ખરી સમજી હું નાહાસવાનો વીચાર કરતી હતી, તેજ વખતે વીજલીના જટકાની પેરે મને વીચાર થયો કે કદાચ આવાંએ મારી એવી કોઇ હીલચાલની બીહીક રાખીને સાથે કોઇને રાખ્યું બી હોય? હું મોહું ફેરવી તેટલા વાસ્તે પાછલ જોવાની હતી, પણ વલી તુરત મને ભય થયો કે એમ ખસુસ ફરીને જોવાથી તો આવાંને નહીં જતો વેહેમ જશે, ને તેથી તેવી નાદાંની કરવાને બદલે મેં હાથમાંથી સરી પડયો હોય તેમ મારો રૂમાલ પછવાડે પડવા દીધો. તે પછી ફરીને જ્યારે હું

તે લેવા વાંકી વલી તેના સાથે મેં દુર નજર કરી જોઇ લીધું, ને મારી ઉમેદોપર પાણી ફરી વલ્યું, સબબ મારેથી સુમારે ૫૦ કદમ દુર કોઇ એક પારસી પોસાગીર ઠંડે કલેજે ને દેખીતી બેપરવાહીથી ચાલતો હતો, ને તે અમારો—મારોજ—રખેવાલ હતો એ હું તુરત પાંમી જઇ શકી. તે કોણ હતો તે કાંઇ હું ઉતાવલમાં જોઈ અથવા પીછાંણી શકી નહીં, પણ મને પોસાગીર ચોકીબાંનોના દાબ હેઠલ રેહેવાનું હતું એ ખ્યાલજ શું મારા ગુરેગુરા ગગરાવી મેલવા બસ ન હતો? મેં હવે આવાંનાં મોં સાંમે જોયું, પણ તે એવી તો નભરવસ તાહેલાં કરતી ચાલ્યા કરતી હતી કે મેં ખાખસુસ પછવાડે જોવાજ રૂમાલ નાંખી દીધો હતો, ને તેની પાસથી નાહાસવાની મેં જરા બી ધારણા કરી હતી એવું તે પામી જઇ શકી હતી યા નહીં તે હું બીલકુલ જોઈ કે સમજી શકી નહીં.

"હવે તું દાહી થતી જાયચ, દીકરી, તે ઘણું સારૂં છે," તે દદા મને સમજાવતી હતી. "તારા જેવો જુવાન જીવ ઝુરાપામાં ઝુરીને પુરો થાય તે તો બરચું મને જરા નહીં ગમે. હવે જે દાહારા જાયચ તેમાં તું વારી ગારીની ધણીયાણી થશે."

હું કશું બોલી નહીં, કે જયારે મારી છાતી તેનાં આ બેઅદબ બોલવાથી ઘણાં ગુસ્સાથી ઉકલતી હતી.

"તું હવે જે દાહારે કેહે તે દાહારે હું તેવણ સાથે તુંને મેલવી આપું," તેણે હવે વધારે છુટથી બોલવા માંડયું. "જો માય તેનો તારીપર કેટલો બધો પ્યાર છે! આએ બધા હીરાં મોતી કપરાં ચપરાંથી તુંને રાજી કરવાપર તેણે હજારો રૂપ્યાની ધુર કીધીચ, અને–'

"દોસી, મુંગી મર," મેં હવે ઘણા ખીજવાતમાં મારી સઘલી ધીરજ ખોહી દઈ કહ્યું, અને બીજી પલે મારા દીલમાં સેહેતાન ભરાયો હોય તેમ તે દોસીનો પલ્લો પડતો મેલી હું ત્યાંથી દોડી—નાહાઠી! અમે ચાલતાં હતાં તે ભાગ હજી એટલો એકાંત હતો કે કોઈ છુટો છવાયો ફીરંગી કોલી માનમાન મલતો હતો, અને તંથી' કશાંની દરકાર કરયા વગર હું પવન વેગે ત્યાંથી નાહાઠી.

આવાં મારાં એ રીતે નાહાસવાથી દંગ થઈ ગઇ, કેમકે તેના મોંનામાંથી એક ગાર બી નીકલી ગેઇ, પણ તે મારી પછવાડે ઘણાં ઝપાટામાં દોડી શકી નહીં, ને હું આશા નીરાશાથી ધડકતી છાતીએ

સલાંમત નીકલી જતી હતી તેવામાં મારી પછવાડે વધારે જોરાવર કદમો દોડતાં આવતાં જણાયાં, ને બેચાર મીનીટમાં તો પછવાડેના પેલાજ પોસાગીરે મારી લગોલગ થઇ મારૂં કાંડુ પકડી મને થોભાવી. તે પોસાગીરને જોતાંજ મેં ઓલખ્યો, કેમકે તે બદમાસ કાઉ કાકરી હતો !

"અરે એમ તે તું દોરી દોરીને કેટલું દોરવાની ઉતી ?" તે નીચે ધાતકીપણે હસી પડી કહ્યું. "તું નાહાસીને જવાની કાંહાં ઉતી ?"

મેં પછવાડે જોયું. આવાં હજી ઘણી દુર હતી, જોકે તે બની આવતી ઉતાવલથી પોતાનાં નબલાં કદમથી ઘસડાતી ફસડાતી ચાલી આવતી હતી. એ તકનો મેં લાભ લેવા વીચાર કીધો. કાઉ કાકરી પઇસાનો લોભી બલકે ગુલાંમ હતો એ તો મને સારી રવેસે ખબર હતું વાસ્તે મેં તેને કહ્યું, "જો તું મને નાહાસવા દે તો હું તુંને નેહાલ કરી શકશ."

"તું ?" કાઉએ બેવીશ્વાસથી હસીને કહ્યું, "તું મને કેમ નેહાલ કરશે ?"

"બંગલામાં મારા ઓરડામાં કીમતી કપરાંચપરાં દર દાગીણો ને હીરા મોતી મલી ચાર પાંચ હજારનો માલ છે તે હું તુંને મેલવી આપું, જો તું મને અહીંથી કોઈ રીતે નહસાડે તો," મેં કહ્યું.

"હેં !" કાઉએ કહ્યું, ને તેની આંખો ખુશીથી ચમકી નીકલી, "તું હમણાં અખાડા કરી જા," કાઉએ કહ્યું. "હું બંગલાની પછ-વાડેનાં પેલાં માલીવાલાં પરત ઝુપડાંમાં રેહુંચ, ને તારે માથે ચોકી રાખવાજ મને રાખવામાં આવેલો છે. એમ છતાં તેં આપવા કહેલી મતા ઘણી કીમતી ને લલચાવનારી છે, તો હું કોઇ રીતે તુંને બં-ગલામાં એકાંત મલવાનો જોગ કરશ, ને મારો પલાન નક્કી કરી તુંને સલાંમત નહસાડવામાં મદદ કરેશ. હાલ તો અખાડા,—પેલી આવી."

આ ઉતાવલી વાતચીત અમે એવી રીતે કરી લીધી કે આવાં દુરથી તે જરા બી જોઈ અથવા જાંણી શકી નહીં, અને જ્યારે કાઉએ આપવા કહેલી કુમકની આશાથી મારી છાતી ભીતરે હવે ઉલટમાં હરખાતી હતી, તેવામાં હાંફતી ને ફુંફાડા મારતી આવાં છેરાયલી વાઘણુની કાંની ધ્રુરતી ચટકતી મને ગાલો દેતી અમારી લગોલગ આવી લાગી.

---

# પ્રકરણ ૬૩ મું.

## " આગમાંથી વનમાં."

" ઓ તું મરેરે, ભસ્તે ગેઇ ? " આવાંએ આવતાંને વાર મને સેખતી ભરવા માંડી, " મને બધી દોરાવીને દોદરી કરી નાંખી ! " —અને ઘણી ઉતાવલે ચાલી આવેલી હોવાથી તેનાથી વધું બોલી ન શકાયું એટલે કુત્રાંની કાંની હાંફવા લાગી.

" દોસી તું મુંગી મર," મેં ધીરજ બોહી દઇને ગુસ્સાથી કહ્યું. "તમે લોક હાલ મારી પર થાએ તેટલો જુલમ કરીને ફાવી જાઓ, પણ અંતે ખુદા જેવો દાતાર મારે માથે છે તો તમે બધાં તમારો પાપની ફેજે પોંહોંચ્યા વગર રેહેવાનાં નથી."—અને અહીં મારી નાચારીનો ખ્યાલ મારાપર ગાલેબ આવ્યો એટલે હું ગભરાઇને રડી પડી.

" ચાલ વારૂં હવે થયું તે થયું," આવાંએ હવે નરમ પડી જઈ કહ્યું. " વરી લોહી પાંણી ના બાર, ને હવે તો ચાલ ઘેરજ પાછાં ફરીએ. "

મને બી એજ જોઈતું હતું. નાહાસવાનીજ ઉમેદપર ફરવા આવવાની મને ઉલટ થઈ હતી, અને તે એક ખુશી પેદા કરનારો અખતરો નીશફલ ગયો હતો તેથી હું નાઉમેદ અને રંજીદા બની ગઇ હતી, વાસ્તે હવે મારા એકાંતવાસ વચ્ચે મારા ગમગીન વીચારો સાથે પાછી એક વાર એકલી પડવાને હું કાંઈ ઓછી ખુશી ન હતી.

ઘર આવ્યા કેડે મારા વીચારોના વમલમાં કાઉ કાકરી વીંટલાયલો હતો. તે લુચ્છાએ આપવા કહેલી મદદની આશા ઉપર હવે જાંણે હું જીવતી હતી. તે કેમ મદદ કરશે, તે કયારે મદદ કરશે, તે શું મદદ કરશે એ મારો ચાલુ ધખાંરો થઈ પડયો.

બીજી સહવારે જયારે હું નીચે ઉતરી ત્યારે આવાં કાંઈ પોતાના પહેરા જેવા દસ્કતે ડેડવી ડેડવીને એક કાગલ લખતી હતી, અને મને જોતાંજ રખે હું વાંચું તેની ફીકરથી તેણીએ પાસે એક બ્લોટીંગનો ટુકડો પડેલો હતો તે ઉંચકી લઈ ઝડપથી ઉપર ઢાંકી દીધો. આ તેની હલકાઇ ઉપર હું પ્રગટ તીરસ્કારથી હસી અને તેના આગલથી દૂર ખસી ગઇ, કેમકે મેં જોઇ લીધું

કે જેઓ જાતે ખવાસે નીચ હોય છે તેઓ બધાંનેજ પોતાના જેવાં નીચ ને લુચ્છાં માને છે. જરા વારમાં આવાં તે કાગલ પુરૂં કરી રહી, અને તે એક કવરમાં મુકી ઉપર કંઇ સરનામું લખ્યું, જે પછી તુરતજ તે ઉપર બલાર્ટીંગ મારયું, અને તે કાગલ લઈ તે ઓરડામાંથી જતી રહી.

તેનાં જવા કેડે હું બારી આગલ જવા ઉઠી, અને તે ટેબલ આગલથી સેહેજ પસાર થતાં અચાનક પેલું બ્લોટીંગ જોવા પામી, ને ઘણી અચરતી વચ્ચે પેલાં કવરપરનું સરનામું મેં તે બ્લાટીંગ ઉપર આબાદ વંચાઈ આવે તેમ ઉંધું પણ સાફ છપાઇ રહેલું જોયું. તે વાંચવાની લાલચ હું મારા સઘલા પ્રમાણીક ખવાસ ને પ્રમાણીક ઠડાવના હેતુઓ છતાં દુર કરી શકી નહીં, અને તેથી તે વાંચી લેવાને મને ફકત એકજ મીનીટ બસ હતી. તે વાંકાચુકા ને પદેરા જેવા મોટા દસ્કતે લખેલું નીચે મુજબનું સરનામું હતું:—

"મુરબીજી શેઠ હીજીભાઈ બરજોરજી શેઠખાનદાંનને કાગત ૧ મુંબઇ વાહાલકેસરમા હાથોહાથ પોંહોંચે સહી."

આ સરનામું વાંચી હું હેરત રહી. હું આજતક વાડયાના જાંહાંગોરનેજ મારાં આ સઘલાં સંકટો ને સઘલી હારમારીઓનું અવલ મુલ જાંણુતી હતી, પણ આ કાગલ તો ઉલટુંજ અજવાલુ પાડતું હતું! મારો શેઠ હીજી શેઠખાંનદાંન મને સપડાવીને અતરે હડસેલી આપવાનાં કાવત્રાંમાં સામીલ હતો એ વાત તો મને ખબર હતી, કાંયકે વાંચનારને યાદ હશે તેમ મેં તેને એ વીશે પેરસી ને હોમલા સાથે મસલત ને વાત કરતો સાંભલેલો હતો: પણ તેણેજ મારે માટે આ ઘર રખાવ્યું અને વસાવ્યું હતું એવો મને સ્વપને બી ખ્યાલ ન હતો, કે જ્યારે આ તેનાં ઉપર લખાઇ ગયલાં કાગલથી તો સાફ એજ સીધ્ધ થતું હતું! ત્યારે શું વાડયાનો જાંહાંગીર એ બધી વાતમાં બીલકુલ બેગુનાહ હતો, અને એ ઘરડો ઘેલો હીજીશેઠજ પોતાનો એ રવેસે બુઢાપો વેચતો હતો? હું કશાં નક્કી અનુમાનપર આવી શકી નહીં, અને જેમ તે વીશે વધતો વીચાર કરતી તેમ વધુ ગુચવાયા કરતી હતી.

તે દહાડો બી ઢલી ગયો, ને વલી બીજી સહવારે હું જ્યારે નીચે ઉતરી ત્યારે મેં આવાંને કાંઈ કાગલ વાંચતી જોઇ, જે તેણીએ

મને જોતાંજ છુપાવી દીધું, અને એ તેની હીલચાલોજ કહી આપવાને પુરતી હતી કે ગઈ સાંહજે તેણે લખેલાં કાગલનો એ જવાબ હતો. વલી આ બી અટકલ થઈ શકતી હતી કે એ કાગલો લાવ લઈજા કરનારો પેગાંમચી અમારો રખેવાલ કાઉ કાકરીજ હોવો જોઇએ, કેમકે જેમ પેલાં કાગલ ઉપરનું સરનામું મેં જે જોયું હતું તે ટપાલમાં મોકલવા જેવી ઢપનું ન લખાયલું હતું, તેમજ આ કાગલનું કવર બી મેં જે એક ઝપાટે આવાંના હાથમાં જોઈ લીધું હતું તે ટપાલમાં આવ્યું હોય એવું જરાએ દેખાતું ન હતું.

તેજ સાંહજે મારી અજાએબી વચ્ચે આવાંએ પાછી ફરવા જવાની દરખાસ્ત રજુ કરી. ગઇ પરમ દીને મેં તેના હાથમાંથી છટકી જવાની જે વેતરણ કરી હતી તેથી હું તો નક્કી એમજ સમજતી હતી કે હવે ઘરમાંથી ફરવાને મસે બાહેર પગ કાઢવાનો તો વારો આવવાનો નથીજ, અને તેથી આવાંએ જ્યારે નવી રવેસે એ દખાસ્ત રજુ કરી ત્યારે હું કાંઇ થોડી અચરત થઇ નહી. તોબી મેં ફરવા જવાને ના કહી નહીં. મને જવાથી નુકસાંન શું હતું? કાંઈ નહીં તો ચોખ્ખી હવા ને ચાલવાની કસરતનો મને લાભ મલે, અને વલી જો નસીબનો કાંઈ નવો જોગ થઇ જાય ને કાઉ કાકરી અખાડા કરે અથવા મને કબુલેલી મદદ કોઈ રીતે આપે તો વલી ત્યાંથી ફરી એક વાર તે દદા આવાંને હાથતાલી આપી વંજે માપી જવાની બી ગોઠવણ થાય! એ બધા એકહા વીચારોએ હું ખાંમોશ રહી, ને જાંણે ફરવા જવાનું અને ઘેરમાં રેહવાનું મારે મન બધું એકસાંન હોય તેવી દેખીતી બેદરકારીના દેખાવથી હું તૈયાર થવા ગઈ.

જયારે હું તૈયાર થઈ નીચે આવી ત્યારે આવાંએ કહ્યું, "જોરે છોકરી, હવે મારાં વરસ વેચાવીને નાહાસી જવાની જરા બી વેતરણ કીધીચ કેની તો તારૂં કીધું તું જાણે,"—અને પછી મારા જવાબને વાસ્તે જરા બી ખોટી થયા વીના તે મને લેઈને ઘરમાંથી બાહર નીકલી.

તે આખે રસ્તે કંઇ ને કંઈ ભેજું દુખામણુ કરતી ચાલતી હતી, પણ હું તે બધાં તેનાં તાહેલાં ટવાણુંના "હા" અને "ના" ના લાગુ પડતાં ટુંકા અને ટચ જવાબો જરૂર હોય તોજ તોરમાં ને

તોરમાં આપી પાછી ચુપ થતી, સબબ મારૂં મન બધું જો બને તો વલી એક વાર ત્યાંથી નાહાસવાનું નસીબ અજમાવાના અખતરા વીશેજ ચકચુર રોકાયલું હતું. હું જોતી અને જાંણુતી હતી કે કાઉ કાકરી સરેસ્તા મુજબ અમારી પછવાડે આવતો હતો, પણ તે મારો દોસ્ત હતો કે શત્રુ—મારૂં ઉંધું મારનાર હતો કે મને મદદ કરનાર તે હું કાંઈ ચોક્કસ 'સમજી શકી નહીં. એતેફાક, એજ વખતે વલી આવાંના હાથમાંનો રૂમાલ પછવાડે સરી પડયો, અને દેખીતી રીતે તેને મદદ કરવાની મતલબથી પણ ખરેખર તો કાઉ કાકરી તરફ જોવાના એરાદાથી જ્યારે હું તે લેવા દોડી અને વાંકી વલી, તે દરમ્યાંન મેં પ્રગટ જોઈ લીધું કે કાઉ મને ત્યાંથી બેધડક નાહાસવા અસારતપર અસારત આપતો હતો, અને વલી તે મારી પુઠે નહીં આવશે એવું બી તે અસારતોમાં સમજાવતો હતો ! આ કેવી સારી તક ! આશા હવે ફરી એક વાર મારાં જીગરમાં ઉછલી નીકલી —પણ નહીં. બીજી પલે ગંભીર વીચાર કરતાં મને લાગ્યું કે કાઉ કાકરીની મતલબમાં કશો બી દગોજ હોવો જોઈએ, સબબ હજી તો તે મને મલ્યો ન હતો—તેણે પોતના 'પલાન' કશા મને કહયા ન હતા—તેને કશો અવેજ તેની એ ખાતરદારીનાં હેસાંનમાં મેં હજી તો મેલવી આપ્યો ન હતો, અને ત્યારે શું એ માનવાજોગ હતું કે એક એવો અધમ નીચ ને પઇસાનો ગુલાંમ બદમાસ મને બીલકુલ બીનસવારથી મદદ કરવા મેદાંન પડે ? હોયજ નહીં. પણ વલી મને ખ્યાલ થયો કે હોય નહીં ત્યારે એ મને એટલી છુપી અસારતો શું કરવા આપે ? તેની મતલબ શું હોય ?—અને વલી એમ બી ને એમ બી એક વખત નાહાસવાની કોશેશ કીધાથી ગયું બી શું ? જો પાછી પકડાઇ અને કાઉ કાકરી બેવચની નીવડયો તો તેથી બગાડ શું થવાનો હતો ? હમણાં જે હાલત હતી તેજ જારી રેહેશે એજ કે નહીં ? ત્યારે હમણાં આ જે જાલેમ બંદીખાનાંમાં જીવ સટોસટ રોજના જોખમો વચ્ચે હું સબડયા કરતી હતી તેમાંથી બચવાને એક બી ઉપાય થઈ શકતો હોય તો તે કરવાને મારે ચુકવું શું કરવા જોઇએ ? એ સઘલા તરકો, વીચારો અને સવાલ જવાબો, પ્રીય વાંચનાર, મને તે ઘડીએ અને ત્યાંજ વીજલીના વેગે થયા, અને તેથી હું અંતે એજ ઠડાવપર

આવી કે મારે નાહાસીને નસીબ અજમાવવું, જેમાં ફાવી જાઉં તો ખુદાના શુગરાના, અને નીશફલ થાઉં તો જે હાલ હમણાં જારી છે તેજ રેહેવાનો ને પાછો થવાનો !

એક વાર એ રીતે હું એ સેવટના ઠડાવપર આવી એટલે આશા ને નીરાશા વચ્ચે મારી છાતીમાં જાંણે એક જંગ જાગ્યું, અને સર્વથી સરસ તક અને સૌથી સરસ સલાંમતીભરી નાહાસવાને વાસ્તે જગ્યા હું જોવા લાગી. વલી એવી જગ્યા ને એવી એક તક મને હાથ આવી જવાને ઘણો વીલંબ થયો નહીં, અને તે મલતાંજ હું એક જોસ અને ઉલટ સમેત લુચ્છી આવાંનો પલ્લો પડતો મેલી નાહાડી !

હું કયાં જતી હતી તે મેં જોયું નહીં. હું નાહાડી તે પ્રસંગે આવાં ગુસ્સાથી, અજાએબીથી યા બેપરવાહીથી કશું બોલી ખરી, પણ શું બોલી તે સાંભલવા મેં કનવાર કરી નહીં, અને તે સમજી લેવા હું એકાદ સેકંડ બી થોબી નહીં. જે છુટા છવાયા કોલીઓ ને ગાડાંઓએ એકાંત રસ્તાપર મને મલતાં હતાં તેમાંથી કોઇ મને દોડતી જોઇને હસશે અથવા અજબ થશે તે વાતપર બી મેં ખ્યાલ કરયો નહીં. આવાં કે કાઉ કાકરી પછવાડેથી મને પકડવા ધસતાં હશે એજ મને હેબત હતી, ને તે હેબત ગોયા મારા નાજુક નાન વાંન પગને વાસ્તે પાંખ હતી !

પણ અંતે હું એમ દોડતાં જલદીજ થાકી આવી, ને મારૂં જોર એ જેહેમતથી આજેજ થતાં મને થોભ્યા વના ચાલ્યું નહીં. એ દરમ્યાંન મેં હીંમત કરી પાછું ફરી જોયું, અને મને જણાયું કે આવાંને અને કાઉને હું ઘણાંજ પછાત નાંખી આવી હતી. વલી દેખીતી રીતે તેઓની મારી પછવાડે દોડવાની કે મને પકડવાની મતલબ નહીં હતી, કાંયકે જ્યાં હું તેમને છોડી આવી હતી ત્યાંજ તેઓ કોઈ ગંભીર મસલતમાં હજી ઉભાં રહેલાં નજરે આવતાં હતાં. ત્યારે શું ખરેખર મેં આવાંને હફાવી હતી, અને તેથી કંટાલીને તે મને એમ ઠંડે કલેજે જવા દેતી હતી, તથા તેને એ પાપી કામમાં રાખનાર તેના શેઠયાઓને કોઈ જુદા આકારમાં મારી નાહાસ સમજાવાને તે કાઉ સાથ મસલત કરતી હતી ? અથવા નહીં તો શું આવાંને કાઉએ પોતાની બોરદુમાં જીતી લીધી હતી અને

પેલાં મકાનમાંની બેમુલ મતા બધી 'હાઉ' કરવા તેઓ બેઉ મને પ્રમાણીક હેતુથી નાહાસવા દેતાં હતાં ?

એવું કશુંએ નહીં, સબબ જયારે એ મારા ખ્યાલોમાં ચકચુર હું એક પગઠીપર ઉભી રહી કાંઇક ઓછી વધતી ધીરજથી દમ ખાતી હતી, ત્યારે જરા બી ઘોંઘાટ કરયા વગર અને મારૂં ધ્યાંન નહીં ખેંચાય એવી ફીસમે એક પાસેની ગલીમાંથી વાડયાનો જાંહાંગીર આવીને મારી લગોલગ બોરદુમાં ઉભો !

---

## પ્રકરણ ૬૪ મું.

### "વનમાંથી આગમાં."

"કેમ મારાં પ્યારાં પંખેરાં, એ શું વમાસનમાં છે ?" તેણે આવતાંને વાર પુછયું,–અને જયારે હું પોતાને લગભગ સલાંમત સમજતી હતી ત્યારેજ આ હેરેમન શત્રુનાં અચબુચ એમ નીકલી આવવાથી જે સ્વભાવીક અચરતી, ગભરાત અને ફીકરની લાગણીઓ મારાં મોંહ ઉપર પ્રદીપ્ત થઈ હતી તે જોઈ તે નીચ બેમહલાજે અને ઘાતકીપણે ખરખર હસવા લાગ્યો.

તે પોતાના સરેરતા મુજબના અરધા ઇંગ્રેજી અરધા પારસી પોસાકમાં હતો, અને શું એક માહાભારત ફતેહ કરી હોય તેમ ભારી ખુશાલીના અવેશમાં આવેલો જણાતો હતો.

"સાહેબ," મેં ઘણા ગુસ્સાથી કહ્યું, "તમારી સાથે જે દાહાડાથી મારી પીછાંણ થઈ ત્યારથી આજ તકમાં તમોએ મને ઘણી સતાવેલી છે, પણ આએ છેલ્લી તમારી સતાવણીઓ તો સૌથી હીચકારા બદમાસનેજ બરની છે. હું તમારી સાથે જરાબી વાત કરવા રાજી નથી. ખસો મને જવા દેઓ."

"પણ તું જઈ જઇને જવાની કાંહાં છે ?" જાંહાંગીરે કહ્યું. "તારો મરડાત ભાંજવા અમે જે કેદખાંનું તારે વાસ્તે પસંદ કીધું છે તે એવા જીલ્લાના એક એવા એકાંત ભાગમાં છે કે તું તમામ અમારીજ દયાને આધારે છે, અને—"

એજ વખતે જે ગલીને નાકે અમો ઉભાં રહી વાત કરતાં હતાં તે ગલીમાંથી એકાદ ગાડી આવવાનો અવાજ આવ્યો, અને હું મનમાં ખુશી થઈ કે હવે હું કદાચ મદદ માંગી લેઇ શકશ.

આ ગાડી ધીમે કદમે આવતી હતી, અને તેને બે ઘોડા જોતરેલા હોય એમ મેં તે ઘોડાનાં પગલાંપરથી જાંણ્યું. હવે એ ગલી એટલી વાંકદાર હતી કે જ્યાં અમે ઉભાં હતાં તે બાજુએજ તેની વલાંન પુરી થતી હતી, અને તેથી કોઈ બી આસામી અથવા ગાડી જ્યાંવેર છેક અમારી લગોલગ નહીં આવે ત્યાંવેર અમો તેને જોઇ શકીએ નહીં એમ હતું. એ રીતે આ ગાડી કોણની હશે તે વીશે હું એકાદ પલ શંકાશીલ થઈ, ને એ ગાડીનાં અવાજપર એકાદ બે પલ લુચ્છા જાંહાંગીરનું બી ધ્યાંન ખેંચાયલું જણાયું, તેવામાં તે જોરીની ગાડી આવી,—અને કોણ? તે ગાડી મારા શેઠ હીજી શેઠ ખાનદાંનની હતી!

આ સંજોગ એટલો અચાનક, એટલો અચબુચ અને મારી હોરમતના બાબમાં એટલો બધો ભારી ગંભીર થઇ પડેલો મને જણાયો કે જ્યારે કોઇ પારકાં હોત તો હું મદદ માંગવા જેવા બી ઠડાવમાં હતી ત્યારે આ "પોતાનાં" જેવાંઓને જોતાં જાણે હેબતથી મારી છાતીજ બેસી ગેઇ! મને તે પલે ફક્ત એકજ ખ્યાલ થયો, અને તે એજ કે ધરતી ફાટી મને મારગ આપે તો હું તેનાં પેટાંમાં સમાઇ જાઉં, કાંયકે કોચમેન ને ઘોડાવાલાઓથી તે અમીના સુધ્ધાં મને અજાયબી અને શકના તીરસ્કારથી ટીકતાં હતાં! પણ એ આફ્તને હું જરાએ વજન આપતી ન હતી. મને જેથી ઘણું દુઃખ થયું તે એ કે મારી ભોલી ભલી શેઠાંણીએ બી મને લુચ્છા જાંહાંગીરનાં પાસાંમાં ઉભેલી જોઇ, અને ઓ ગજબ! તે બી મારી હોરમત વીશે હલકું વમાસતી જણાતી હતી.

તેઓ એમ માને તેમાં એ સઘલાંઓનો વાંક શું હતો? હું ઘરથી અચબુચ ગુમ થઇ ગઇ ને દાહાડાના દાહાડાઓ સુધી પાછી ફરી નહીં એટલે એ બધાંઓ અજાયબીમાં તો હોવાંજ જોઇએ તેવામાંજ તેઓએ મને આવા એક એકાંતમાં એકાંત ભાગમાં એ હરફતા લુચ્છાનાં પાસાંમાં આસાંનીથી ઉભેલી જોઈ, એટલે હું તેનાસે નાહાસી આવી હતી ને તેના નાલાયક આસરામાં રહેલી હતી એ વતરોગે ઉપર ઉપરથી જોનારાંઓને બીજો વીચાર તે શું આવે?

ગાડી ઉંઘાડી લેન્ડો હતી. તે આવી પુગતાંજ મારી શેઠાંણી અને જાંહાંગીર સાથે એવી દેખીતી ધીરજ (?)માં ઉભેલી જોઈ

એટલી અજબ થઈ કે લગભગ ગાડીમાં ઉછલીને ઉભી થઈ, ને તેજ વખતે મારા શેઠે ગાડીમાંથી ડોકું બાહેર કાઢી હસીને કહ્યું, "કોણ, જાંગુબા? એ અહીં એકાંતમાં શું કરેચ?—અરે પણ ઓહો, એ સાથે તો આપરી શીરીન દેખું! વાહ, સાબાસ! સાબાસ!"—અને તે લેઆનતી બુઢાનાં ઠઠાથી હસવા સાથે તે ગાડી અમારા આગલથી પસાર થઇ ગઇ.

વાંચનારે ધ્યાંન રાખવું કે ગાડી એક મીનીટ બી કાંઈ ઉભી હતી નહીં. ફકત જે ધીમી ઢપે તે ચાલતી આવી હતી તેજ ઢપે અમારા પાસથી પસાર થઇ ગઈ, અને તેજ દરમ્યાંન ઉપર લખેલી વાતચીત દેખાવો અને બનાવો બની ગયા. ખરેખર, એ સઘલું એટલા ટુંક અરસામાં બની ગયું કે અચરતી અને ગભરાત સાથની જે બેભાંની મારાપર ગાલેબ આવી હતી તે બેફાંમીના ખાબમાંથી હું પાછી સજાગ્રત થાઉં તેટલાં તો મારી હોરમતના ફુરચેફુરચા ઉરાડી નાંખનારો આ ઘાતકી તમાસો તમામ થઈ ગયો, અને હું જે નીચની સોડમાં ઉભેલી હતી તેનીજ સાથે પાછી એક વાર તે એકાંત રસ્તાપર એકલી પડી.

"કેમ બાઇ સાહેબ હવે શું કેહોચ?" જાંહાંગીરે એકલાં પડવા પછીથી કહ્યું. "તમે તમારી હોરમતના સવાલપર ઘણોજ ભાર મુકોચ તો હવે તમારી હોરમત તો આટલાં બધાં આસામીઓ દોરચે દોરશેર વેચી નાખશે, ને પછવાડેથી ગમે તેટલું બી તમે તમારૂં નીરદોશપણું સાબીટ કરવા માંગશો પણ તે કોઇ માનવાનું નથી, વાસ્તે હવે શું વીચાર?"

હું શું જવાબ દઉં? હું એવા સકંજામાં હતી કે ફકત મારી બેજારી ને લાચારીના સબબથી ગભરાઈને રડયા કીધી.

"લે ચાલો," જાંહાંગીરે કહ્યું, "એ નખરાં ને ઢોંગ મુકી દેઓ, ને હમણાં તો જેમ આયાં તેમજ આએ કાઉ ને આવાં જે સાંબેથી આવેચ તે લોક સાથે ઘેર પાછાં જાઓ. પછીની વાત પછી થઈ રેહશે."

એજ વખતે મેં જોયું કે આવાં અને કાઉ હસતાં હસતાં મારી ભણી આવતાં હતાં, અને તેઓને લગોલગ થતાં કાંઇ વાર થયો નહીં.

"આએ પોરીને તમારી સંભાલ હેઠલ તમે લોક ઘેર પાછી લેઇ જાઓ," તેણે આવાં ને કાઉને કહ્યું. "હજી એ જેવી જોઇએ તેવી ખોખરી થઈ રેહી નથી, ને તેથી એ હજી આપુને બધાંને વધારે મેહેનત આપશે ખરી, પણ અંતે ને અવલે એ દુકતી પોતાની ભુલ જોયા વગર રેહેવાની નથી."—એટલું બોલી તે ફરયો, ને જે ગલીમાંથી તે આવ્યો હતો તેજ ગલીમાં પાછો ગયો, ને જરા વારમાં દેખાતો બંધ થયો.

તે કયાંથી આવ્યો? તે કયાં ગયો?

એ સવાલોના જવાબો હું મેલવવા પાંમી નહીં. સાંરાંસ જે સંગતમાં હું ઘેરથી આવી તેજ નાપસંદ સંગતમાં દસ હજાર ઘણી નબેહેતર નાઉમેદી અને અસહય ખીજવાતનાં દુ:ખ સાથે ઘેર પાછી ફરયા વના બીજો એકે ઉપાય ન હતો, એટલે અમો સઘલાં ઘર આવ્યાં.

ઓ ગજબ! આ એક સેહેલગાહ દરમ્યાંન મારી હોરમત જેને હું બેમુલ સમજતી હતી તેનો એક પવનના ફુકાતાથી નાશ થાય તેમ નાશ થઇ ગયલો જોઇ હું મારા ઓરડાના એકાંતવાસમાં જારબેજાર રડી. મેં જોઇ લીધું કે એ રીતે ખામખા મને જગતની અને મારી પોતાની નજરમાં હલકી પાડવાની મારા દયાહીણ શત્રુઓની મકસદ હોવી જોઇએ, અને તેથીજ તેઓએ આ "પ્લેન"સઘલો આગમચથી રચી આબાદ સરંજામ ઉતારયો હતો. એક વાર હું નાહાસી જવા છતાં મને ફરી ફરવા લઈ જવા આવાં મન કરે-કાઉ કાકરી કશી બી હાંસલ વગર મને નાહાસવામાં મદદ કરે —આવાં એ મારી નાહાસપર આંખ વીંચામણું કરે—એવા એકાંત રસ્તાપર અચબુચ જાંહાંગીર મને મલે ને પછી તુરત મારા શેઠની ત્યાં ફરતી ફરતી ગાડી બી આવી લાગે એ સઘલું એકઠા સરવાલામાં એટલું અસંભવીત લાગ્યું કે કાઉપર વીશ્વાસ લાવવા અને આવાં બોલવાય છે એમ ધારવાની મારી હેમકાત માટે મને જાલેમમાં જાલેમ અફસોસ થયો.

બીલકુલ દેખીતી રીતે આ કાવત્રું આગમચથી ઘડી કાહેલું હતું, અને હવે તેનાં કારણો મને પ્રગટ સમજાતાં હતાં. એક હાથ પર મારો બુબખ ને બદમાસ શેઠ પોતાની પાકજાદ મોહરદારને બેવફા સમજવાની થાપ ખાઈ તેણીને સજા કરવા માંગતો હતો, અને

તેથી જે આદમી સાથે તેણીએ મન લગાડેલું તે માનતો હતો તે કેવો બેબદાંમ ને બેવફા છે તે બતાવા તે પોતાની પરણેતરને પરવાને મસે અહીંવેર લાવેલો હોવો જોઇએ. વલી એ શેઠાંણીના હું ખાશ વીશ્વાસમાં હતી ને એ શેઠાંણી મારા વાસ્તે ઘણું ઉંચું મત ધરાવતી હતી તે બી નહીં દેખી ખમવાના સબબે તે મને એ શેઠાંણીની નજરમાં ખામખા હલકી પાડવા ને મારે વીશે તેનાં મનમાં ઘણાજ હલકા વીચારો ઉભા કરવા તેને અહીં તલક લાવેલો હોવો જોઇએ. બીજા હાથપર નીચ જાંહાંગીર એમ સમજતો હોવો જોઈએ કે એક વાર એવી જાહેર રીતે મારે વીશે લોક ભુલાવો ખાઇ હલકું મત લેઇ દોડે તો તેથી મને જે મારી હોરમતની કદર હતી તે દુર થઇ જાય, ને ત્યારે જાંણે હું જીવપર આવી બદીમાં ગીરફતાર થાઉં ! તે લેઆનતના કુતરાને એટલી ખબર ન હતી કે જેઓ પોતાની નીતી ને નેકીપર ઓસ્તવાર છે તેઓની ઓસ્તવારી એવાં નબલાં કદમથી ઉભી રેહેતી નથી !

એમ આટલું તો ચોક્કસ હતું કે જેઓને મેં જનમમાં કશું દુઃખ આપેલું નહીં તેઓ વગર વાંકે મારાં હરડતાં શત્રુ થઈ લાગી એકઠાં મલ્યાં હતાં, અને પોત પોતાની મકસદનું વેર લેવા અથવા મકસદ પાર ઉતારવા તેઓએ વાંચનાર જાંણે છે તેમ હું તમામ નીશંકલક ને નીરદોશ છતે નજરની ખોટી શાહાદતથી મારી હોરમતનો સમુલગો નાશ કરી મેલ્યો હતો. બેશક આ વીચારવું દુઃખ ભરેલું હતું પણ મુશકેલ ન હતું કે મારો શેઠ, અમીના અને ઘોડાવાલો જઇને પોતપોતાને લાયક સરકલોમાં જે જોયું હતું તે વાત એવડી સહરાગતથી કરશે, ને તેથી થશે એમ કે એક કાંનથી બીજે ને બીજેથી ત્રીજે હું જયાં જયાં બી પીછાંણ ધરાવતી હતી ત્યાં તમામ હલકી પડવાની હતી. એ એક વીચારમાં મારે માટે આખી દુન્યાનું દુઃખ ને દુન્યાનો ગજબ એકઠો સમાયો હતો—અને એ સઘલાં ઉપરાંત મેં ઉપર કહ્યું તેમ મારી ભલી શેઠાંણીની નજરમાં હલકી પડવાના ખ્યાલનું દુઃખ એટલું આજેજ કરનારૂં હતું કે હું ધોધમાર આસુંઓથી રડી, કે જ્યારે દસકાંઓથી મારી છાતી ઉભાઇ અને ઉંચકાઇ જવા લાગી !

---

## પ્રકરણ ૬૫ મું.

### આવાં.

મને મારો ઓરડો એક કેદખાનું તો હું આવી તે દીવસથીજ જણાતો હતો, પણ આજે તે મકાંન અને તે ઓરડો એટલી બધી હદસુધી મારાં સંકટો ને નાઉમેદીઓની નાપસંદ યાદ આપનારો અને દુઃખ પેદા કરનારો લાગ્યો, કે જાંણે તે ઓરડાની આસપાસ નજર ફેરવતાં હું મગજથી બેમગજ બની ગઇ ! તેવામાં આવાં આવી, અને તહરેવાર મીઠું પીરસી મને પતાવા લાગી, જેથી મારી ધીરજ બીલકુલ ઉડી ગઇ. "અરે નીચ," મેં તેણીને કહ્યું, "તારા બુઢાપાનો નહીં તો કંઈ ખુદાનો તો ડર કર."

"એ બધા હાથ પગની અફારજીકથી તુંને જરા બી હાંસલ નથી થવાની, છોકરી," આવાંએ કહ્યું. "ઉલટું જો તું ધીરજથી સાંભલે તો હું તો તુંને હવે ભેદ ખોલીને બધું ખરેખર કેહી દેવા માંગું છું, કે હવે તું તારી હાલતનો તોલ કરી શકે."—અને હવે હું વચમાં કશું બોલી નહીં ને ચુપ રહી —સબબ મને કોણે અને કાંય કેદ કરી હતી તે બધી વીગતોનો ભેદ પામવા હું ઓછી અધીરી હતી એમ તો હતુંજ નહીં—તે જોઈ તેણીએ ભેદ ખોલીને પોતાનો ખુલાસો આપવા માંડયો.

"તુંને અહીં વારયાના જાંહાંગીરજી અને તારા શેઠ હીજીશેઠે બેઉએ સાથે મલી એકમત થઇને પકરી મંગાવેલી છે. એ જાંહાંગીરજીને ત્યાં જે પેસી કરીને નોકર ઉતો ને જે પછવારેથી હીજી શેઠને ત્યાં રહેલો છે તે જીભરું મારો દીકરો થાએ—"

"તારો દીકરો ?" મેં ખરી અજાએબીથી પુછયું,—કેમકે મેં જોયું કે ત્યારે 'બાપ તેવા બેટા'ની કેહેવત આ કેસમાં સંપુરણ બેસતી આવતી હતી.

"હા, મારો દીકરો," તે દદાએ કહ્યું. "પણ તેમાં એટલી અજબ શાંની થાયેચ ? એ પેસી મારો દીકરો થાય એ બી કાંઇ મોજેજો છે શું ?"—અને પછી આએ તેની ૫રમાસુ રમુજપર પોતેજ હસીને તેણે આગલ ચલાવ્યું:—"એ પેસીપર જાંહાંગીરજી તો ચીરડાયલા ઉતા, પણ પછીથી તેણે તુંને અહીં મેલવી આપવાનું

જ્યારે કહ્યું ત્યારે તેવણે તેને માફ કીધું. જાંહાંગીરજી તુંને ખરાં દીલથી ચાહે છે પણ હીજી શેઠ તો તુંને ખરાં દીલથી ધીક્કારે છે, કેમકે તેવણ જાંણેચ કે તું તારી બાઇના વીશ્વાસમાં છે, ને તે બાઇ ધણી આરે રસ્તે ચાલે છે."

"ચુપ, ચુપ!" મેં વલી ઘણા ગુસ્સાથી કહ્યું. "નહીં સમજે ને પટપટ ના કર."

"હવે નહીં તો નહીં," આવાંએ "સેહેતાંન દાભો" કીધો. "આપરે ખરી ખોટી કાંહાં જોવા ગીયાં જે તેની વાત? અમથું કોઈના ગુનાહમાં જવાનું! હું તો જે મને માય મરે પેરીએ કહ્યું તે તુંને કેહુંચ."

"વારૂં પછી?" મેં ઘણા તોરથી બાકીનું આગલ પુછ્યું.

"હવે તારે તું સમજી તો હોશેજ," તે દદાએ આગલ સમજાવ્યું, "કે તારા શેઠ ને જાંહાંગીર શેઠ વચ્ચે એક એવું કંત્રાજ થયું કે પેરી તુંને ઉંચકીને અહીં લાવી રાખે ને તુંને જાંહાંગીર શેઠ મલે તે પેહેલાં આજે રસ્તામાં જે ફારસ થયો તે ફારસ કરી લેવાનો. એ વાસ્તે તારે મગરૂબ થવાનું છે. એક હાથપર એક શેઠયો તારાપર મરી ફીટેચ, અને બીજા હાથપર એક બીજો શેઠયો તારાપર અદેખાઇથી બરેચ, એટલે આજ ને કાલ તો દીકરી તું "મોટું માણસ" છે. તારે વાસ્તે એ બેઉએ પઈસાને ઠેકાણે રૂપીઓ ખરચ્યો છે. જોની, તારી ખીદમતમાં અમુને બધાંને રાખ્યાંચ તેનોજ કેટલો ખરચ ચાલેચ! પેરી જઈને પેલા મુવા કોઈ કાઉ કાકરીને લાગો તેથી તો આપરીથી અહીં એટલા દાહારા ટકાયું, બાકી નહીં તો હું તો અહીં બીહીને મરી જાઉં."

"હવે એ તારી ભટાઈ બંધ કર," મેં ઘણા ધીક્કારથી કહ્યું. "મને તે નથી સાંભલવી."

"હવે હું લગભગ જે કેહેવાની હતી તે કહી ચુકી છું. હવે તું જોઇ તો રેહીજ હોશે કે જાંહાંગીરજી કંઇ તુંને અહીંથી છટકવા દેવાના નથી, ને એમ બી ને એમ બી હવે તું જે તારી આબરૂને વાસ્તે બીહેચ તે આબરૂ તો ધુર ધાણી ને વા પાણી થઇ ચુકીચ, તારે હવે તુંને જાંહાંગીરજીની મરજી સાચવવાને અરચણ શું છે? જો તું મારી સલ્લાહ માનસે ને તે પ્રમાણે ચાલશે તો વારી ગારી,

નોકરનફર, જરજરયાંણુ ને માલમીલકતની સેહેજ વખતમાં તું સાહેબી કરનારી શેહાંણી થશે, વાસ્તે હવે તું શું કેહેચ, કેહે જોઉં ?" અને તે મારા જવાબને વાસ્તે થોભી.

પણ જયારે તે ઉપલું પાપભરેલુ બોલતી હતી ત્યારેજ તેને શો જવાબ આપવો તે મેં મનમાં નક્કી કરી મેલ્યો હતો, અને તેથી—તે ઠાવથીજ જાંણે મને હીંમત ને શુર આવ્યું હતું. "કમીની ઓરત," મેં ખરાં દીલના પ્રગટ ધીક્કારથી ને કમકમાટથી કહ્યું, "તું જે તારે કેહેવાનું હતું તે કહી રહીચ તો હવે મારો જે જવાબ છે તે બી સાંભલી લે. તારે વાસ્તે મને ઘણો ખરાબ વીચાર તો જે દહાડેથી તારી સાથે મારી પીછાંણ થઇ ત્યારથીજ હતો, પણ હમણાંની આએ તારી સલ્લાહો ને વાતચીતથી તે ખરાબ મત વધીને એવડું બલકે ચોવડું થયું છે. એક ઓરત જાત પોતાની નીતીને તારા જેટલી બેહસાબ ગણી શકે છે એ મારા અનુભવમાં હું પેહેલુંજ જોઉં છું, ને તેથી તારૂં એ પાપ મારી વધતી લેઆંનતને લાયક થાય છે. તું મારી હોરમતનો નાશ થવાની મને બીહીક આપી મારી હોરમત વેચવા સમજાવેચ, પણ જ્યાંવેર મારૂં યકીન સાબુત છે ને મને મારા પાક પેદા કરનાર ખુદાપર વીશ્વાસ ને ખુદાની હીંમત છે ત્યાંવેર તું જેવી દદા કુતણીઓ મને ફસાવા કે હફાવા કદી બી ફાવવાની નથી. ચાલ નીકલ મારી સાંમેથી; તારી કાલી સુરત મારે જોવી નથી. તું ઓરત જાતનાં નામને શરમાવે છે. બાહાર જા મારા ઓરડામાંથી:"—અને વાંચનાર માંનશે નહીં, પણ એટલું બોલતાં હું એટલી ઉશ્કેરાઈ આવી કે તે દદાને મેં ઝુનુનમાં પાખડું પકડી મારા ઓરડાની બાહેર ધાતકીપણે હડસેલી કાઢી, ને ઘણાજ ગુસ્સામાં તેનું માંથું ફાટી જતું જરામાં બચી ગયું તેમ તેનાં મોંહ સાંમે બારણું બંધ કરી મેં માંહેથી સાંકલ પુરી :

મને એટલું બધું ઝનુન ને જોર કેમ આવ્યું તથા કદી નહીં ને આજેજ હું એટલી તપી કેમ આવી તે એક અજાયબી હતી. હું જે બોલી હતી તે મેં ઠંડા સ્વભાવથી પછવાડેથી યાદ કરી ખ્યાલ કીધો ત્યારે મને લાગ્યું કે ઘણું સખત હતું, અને તોબી મને તે બોલતાં કેમ આવડયું તે હું કહી શકતી નથી. આટલું તો ખરૂં છે કે મને એ રીતે છેક ખીજવાવા ને ઘણી ઉશ્કેરાવા ઘણા

જાલેમ સબબો મલ્યા હતા. આજનાં રસ્તાપરના પેલા મેલાપોને લગતાં ભયંકાર કાવત્રાંથી મારૂં માથું ફરી ગયું હતું, ને તેમાં આવાંની ઉપલી પાપભરી સમજાવતોએ હદ વાલી દીધી, એટલે જે હું બોલી ને જેમ મેં કીધું તે ઘણું હોય પણ જરાએ ગેરકાયદે યા ગેરવાજબી ન હતું, કે જયારે તે જોઈ આવાં તો દબાઇ ગઇ. તે નીતીને તુચ્છ લેખતી હતી અને તેથી તે બધાંને પોતાનાંજ મતનાં ને પોતાનીજ ચાલનાં બદમાસો માનતી હોવી જોઇએ, તેવામાં જયારે મેં આ તેણે નહીં વકી રાખેલો ધુન્તરો તેનીપર ચલાવ્યો ત્યારે તે ડોલા ફાડી તથા દાચું વકાસી અજાયબીમાં મારા ભણી ટીકવા લાગી. એ તેની અજાયબી વચ્ચેજ હું તેને એક બચાંને પાંખરૂં પકડી ઘસડે તેમ ઘસડી કાઢી શકી, અને બારણાંની બાહેર હાંકી કાઢી બારણું બંધ કરી શકી.

તે સાંહજે અંધારૂં થવા પછી કોઈએ મારા ઓરડાનું બારણું ચોકયું, ને મેં જાંણ્યું કે તે આવાંનો સાહાદ ન હતો એટલે મેં બારણું ઉઘાડયું. તે પેલી બીજી દાસી હતી જે રાંધવાના કામમાં રાખેલી જણાતી હતી. તે ગુપચુપ અંદર આવી અને દીવો કરી જતી રહી.

વલી તે જમવાને વખતે પાછી આવી, અને હું નીચે જમવા આવશ કે નહીં તે મને પુછ્યું. મેં તેને ખખરાવીને સાફ ના કહી. "જયાં પેલી દદા છે," મેં આવાંના સંબંધમાં કહ્યું, "ત્યાં હું આ-વનાર નથી. જો તે બજીદ થઈ ઉપર આજે રાત્રે સુવા વટીક આવશે તો હું નીચે જતી રેહેવશ, ને જો તે નીચે આવશે તો હું પાછી ઉપર આવશ."

તે દાસી મારી આ ઓસ્તવારી ને ઠડાવ સાંભલી અજાબ થઈ ગયલી જણાઈ. "ત્યારે શું આવાંબાઈને ઉપર તેવણને વગે સુવા આવવા બી નહીં દેશો ?" તેણે ખરાં દીલની અજાયબીથી કહ્યું.

"ખચ્ચીતજ નહીં," મેં કહ્યું. "જો મને એખલી નહીંજ મુકવી હોય તો તું ઉપર આવજે, પણ તે આવશે તો હું જરૂર અહીં થોબવાની નથી."

"ત્યારે હું તમારૂં ભોંણું ઉપર લાઉં ?" તેણે પુછ્યું.

"ફકત એક પાંઉ ને સાદું પાણી ; બીજું કંઈજ નહીં," મેં ઠડાવથી કહ્યું.

"કાંય?" તે દાસીએ અચરત થઈને પુછયું, "તમે કંઇ એમ ધારોચ જે અમે તમુને ઝેર ભેરીને ખવારશું?"

"તેમાં શક છે શું જે?" મેં તુચ્છકારથી કહ્યું. "જે લોકો કાવાદાવા ને પાપભરેલાં કાવત્રાંમાં ભરી રહેલાં છે તે લોક ઝેર અથવા મારૂં નખ્ખોદ વાલવા મને મારાં ખાંણાં પીણાંમાં કશી કેરી વસ્તુ નાંખીને નહીં આપશે એમ માનવાની જાંમીનગીરી શું છે? પણ ચાલ તકરાર કાહાર, ને મેં કહ્યું તેમ કર."

તે દાસી ફ્ગલાયલી, દબાયલી, બીહીઘેલી નીચે ગઇ. તેનો હું એટલો બધો "ઝારચો" કાહારશ એવી એક વાર તેણે વકી નહીં રાખી હોય, ને તેથી તેણે જે જોયું ને સાંભળ્યું તે માટે ઘણી અજબ થતી તે હેઠે ગઈ.

મેં હવેજ જોયું કે નરમીથી નરમ પડવામાં નહીં પણ ગરમીથી એ બદ દેઆંનતી લુચ્છાંઓ સાંમે બંદ મચાવામાં મારી ફતેહ સમાયલી હતી, અને તેથી હવે તેજ ગરમી ટકાવી રાખવાનું મેં નક્કી કરયું. વલી મેં જોયું કે મોડે વેહેલે હવે જાંહાંગીર પોતાની સતાવણીઓ ચાલુ કરવા આવવાનો ખરો, અને ત્યારે એ લોકો મેં જે તોફાંણ અને તુંદાઈ કરી હશે તે તેને કેહેશે એટલે તેનાપર બી થોડી ઘણી ગંભીર અસર થયા વગર રેહેવાની નથી.

થોડા વારમાં પેલી દદા મારૂં ભોણું લાવી, અને મેં તેને કરેલી વરદીથી ઉલટી કીસમે તે સરેસ્તા પ્રમાણે તહરેવાર પકવાંનોની ડીશોથી ભરેલી એક તાસક હતી.

"એ મેં મના કીધી તોબી તું આએ બધું ભોણું કાંય લાવી રે?" મેં ડોલા કાઢી પુછયું.

"હવે ચાલ માએ એમ છેક નાદાન નહીં થઇએ," તે દદા મને સમજાવા લાગી. "કોણ મુવાં તુંને ઝેર ને કેફ આપવાનાં છે જે તેની વાત? લે ચાલ, પેટ ભરીને જમી લે."

"મેં તુંને કેહુંચ ને હું ફરીથી કેહુંચ," મેં ટટરાવીનેજ કહ્યું. "કે હું તમારે હાથનું રાંધેલું તો શું પણ તમારે હાથની કરેલી રોટલી વટીક ખાવાની નથી. બોલ ત્યારે, શું કેહેચ! આએ ભોણું અહીંથી ઉંચકી જાએચ, કે હું બધી રકાબીઓ સમેત બારીમાંથી તે બાહેર ફેંકી દેઉં?"

"હવે બસ રે બસ! મરેરે કોઈ આવી બી હારરી દુકતી છે," તે દોસીએ કંટાલીને કહ્યું. "ચાલ હવે થોરાંમાં સવાદ. એમ દમ ભરાવાથી કંઇ અમે બીહીવાનાં છઈએ? ચાલ, ખાઇ લે?"

"એમ? ઠીક છે ત્યારે," મેં કહ્યું—અને બીજી પલે ઝપાટામાં ઉઠી તે દોસી અકરાઇ ગભરાઇને મને અટકાવે તે પેહેલાં તો તે આખી તાસક ને તાસક ઉપાડી લેઇ તે માંહેલી વાણીઓ ને રકાબીઓ સુધાં મેં બારીમાંથી બાહેર રસ્તાપર ફેંકી દીધી!

"ઓ, તું મરેરે ભસ્તે ગઈ," તે દોસીએ હાથપર હાથ અપાલી કહ્યું.

"ઓ તારો જીવ જાએરે, ઘણી મુઇ," બીજી પલે રકાબીઓ પડવાનો અવાજ થતાંજ (મારાં બારણાંની બાહેર ચીંમઈને અમારી ખટપટ બધી સાંભલતી હશે તેથી તુરત) આવાંએ ઓરડામાં ધસી આવી કહ્યું. "એ રાંન તું શું માંયું ઉંચકી રેહીચ રે!"

"કેમરે," મેં નેણ ફેરવીને કહ્યું, "તુંને કોણે મારા ઓરડામાં બોલાવી? ચાલ બોલ તું બાહાર જાએચ કે હું જાઉં?"

"વારૂં ચાલ," આવાંએ જેમ તેમ નાંખતી કરી મને હવે તો પટાવી લેવાનીજ જરૂર જોઈ, "ચાલ મારી માંએ કરૂં, મને માફ કર. લે વારૂં ચાલ નહીં જમતી તો નહીં—"અને તેણીએ આવીને મારો હાથ પકડયો.

"મારો હાથ મુક, નીચ," મેં ખરા કમકમાતથી કહ્યું. "આજે તું તો મારી માએ મમાઇ જેવીજ થઇ મને સારી સલ્લાહ આપે ને સારે રસ્તે ઉતારે, તેને બદલે તું જેવી છે તેવીને પુરી રવેસે ઓલખી લીધા પછી તો તારા હાથને મારો હાથ લગાડવો બી રવા નથી."—અને હવે હું તેની દરકાર કરયા વના તેનો હાથ છટકાવી નીચે જવા ગઇ.

"વારૂં ચાલ, નહીં તો નહીં," આવાંએ ઘણી ગભરાઇને કહ્યું. "જા, મર, ગગર અહીંજ, હુંજ નીચે જાઉંચ,"—ને બીજી પલે તે ફફરતી ચટકતી ને મને ખુબ ગાલો દેતી નીચે ગઇ. ટુંકમાં, તે રાત મેં કોરા આપવાસની ગુજારી, અને એ જેહેમતો વચ્ચે મને એક સધ્યારો હતો જે એજ કે મેં જોર બતાવી એ લોકને જેર કીધાં હતાં, ને ઘણી હદસુધી તેમનું જોર ભાંજયું હતું. તે રાત્રે આવાં ઉપર સુવા આવીજ નહીં.

બીજે દીને સહવારે ઉઠયા બાદ મને ખબર મલી કે આજે જાંહાંગીર "શેઠ" આવનાર છે. કદાચ આવાંએ ગઈ કાલના બનાવોથી અધીરી પડી તેને તેડાવી મંગાવ્યો બી હોય; ગમે તે હોય પણ જયારે મેં એક વાર જાંણ્યું કે તે આવનાર છે ત્યારે મારી છાતી ભારે જોસથી ધડકવા લાગી.

અંતે તે આવ્યો. તે આવ્યો તે મેં તેની ગાડીના ખખડાટ-પરથી એક અટકલે જાંણ્યું. તે આવ્યા પછી નજદીક એક પા કલાક વહી ગયો, અને મેં જોયું કે તે અરસામાં આવાં ગઈ કાલની બધી બીના તેને વીગતવારે કેહેતી હતી, કેમકે નીચેથી ધીમી ગુસગુસના સાહાદ આવતા હતા. તે બાદ તે સાઈડના એક ઓરડામાં ગયો તે મેં તેનાં બુટના અવાજ ને બારણાંના અફલા-વાથી સાંભલ્યું, અને ત્યારકેડે પેલી બુઢી મને તેડવા આવી.

"હેડે જાંહાંગીરજી શેઠ આવેલા છે," તેણીએ કહ્યું, "ને તેવણ તમોને મલવા માંગે છે. તમે નીચે આવો, નહીં તો તેવણ ઉપર આવે."

"જા, હુંજ નીચે આઉંચ," મેં કહ્યું, કેમકે મેં જોયું કે તેને મલીને જે તે લટકો પટકો કરી નાંખ્યા વગર છુટકો ન હતો. ફોકટ હભત ધસકમાં રીબ્યા કરવા કરતાં તેને મલીને એકદમ ખોખરો કરવાનું ખરેખર વધારે સારૂં હતું. આટલું તો નક્કીજ હતું કે તે નીચ આસાંમી મારો પીછો છોડનાર ન હતો, ને તેથી મેં તેની ખાત્રી કરવા ઠરાવ કીધો કે હું મારી હોરમત વેચ્યા આગમચ આપઘાતનાં પાપથી મારો જાંન કાઢી નાંખશ, ને તેજ પ્રમાણીક ઠરાવ તેને કેહેવા હું હવે મજબુત કદમથી બીહયા વગર નીચે ગઈ, ને એ મારા પવીત્ર હેતુને અમલમાં લાવવા પાક ખુદાએ જાંણે પોતાની પનોતી યારી ને હીંમત મારે માટે મોકલી આપી!

---

## પ્રકરણ ૬૬ મું.

## મારો શત્રુ.

હું તે હતો તે ઓરડામાં ગઈ ત્યારે તે બારી બાહેર જોતો ઉભેલો હતો, પણ મારાં પગલાંના સણસારાથી તે ફરયો, અને મારી ભણી

આવ્યો ; તોપણ મેં અંદર જઇને જગ્યાજ એવી લીધી કે જ્યારે હું બારણાં તરફ એક ખુરસી ટેબલ આગલ ખેંચી બેઠી ત્યારે તેને મારી સાંબે એટલે બારીની બાજુએ—ટેબલની બીજી મેરની ખુરસીપર બેસ્યાવના ચાલ્યું નહીં.

"શીરીન," તેણે કહ્યું, "હવે આજે ધીરજથી આપણને બે વાત કરવાની છે."

"મારીબી તેજ મતલબ છે," મેં કહ્યું. "હું જોઉં છું કે તમે મારી ચાલ વીશે કાંઈ ઘણાં હલકાં વમાસણમાં ગોટું ખાવાનો ભુલાવો બતાવો છો, અને તેથી તમારી સાથે એક વખત તમો કહો છો તેમ ધીરજથી વાત કરી તમોને મારી તરફની બી ખાત્રી ને ખુલાસા આપવાની હું જરૂર સમજું છું."

"તું જો એમ ધારતી હોય કે હું તારી ચાલચલણ પીછાંણી શકયો નથી ને હજી ભુલાવો ખાઉં છું તો તું બેચ્ચીત ભુલ કરે છે," તેણે કહ્યું. "તેનો આએજ એક પુરાવો છે કે મારી મરજી મુજબ નહીં ફાવવાથી તુંને માહાત કરવા તારા ઉપર સેંહેકડો ને હજારો રૂપીઆની આડકતરી રીતે મને ધુર કરવી પડે છે."

"ને તે રીતે તમારૂં ધન ધુલમાં ભેલતાં બી તમે ફાવવાના નથી," મેં હીમત પકડી કહ્યું, "અને વધારે તો એ કે મોડે વેહેલે મને ગેરકાયદે કેદ કરવાના ગંભીર આરોપ માટે તમારા સઘલા વગ ને પઇસા છતાં તમે કાયદાની બારીકીમાંથી બચવાના નથી."

"એ બધા જોખમોનો મેં આગલથી પુખ્ત દરીયાફ્ત કરી લીધેલો છે," જાંહાંગીરે તુચ્છકારથી હસીને કહયું. "છોકરી, તું કાયદાની બારીકીને ઘણું વજન આપતી જણાય છે, પણ તુંને ખબર નથી કે પઈસા આગલ એ બધી બારીકીઓ બેહસાબ છે. પઇસા એક નહીં પણ એકસો કેસમાં ઈનસાફને બી ઉંધો મારે છે. જો તારા ને મારા વચ્ચે એમ તરચાપાવનુંજ જંગ જાગશે તો શું તું ધારીબી શકેચ કે હું તુંને ફાવી જવા દેવશ ?"

"વારૂં પણ કાંઈ ખુદાથી તો ડરો !" મેં દયા ઉસ્કેરાએ તેમ આજીજીથી કહ્યું, "તમો આદમીના ઇનસાફનો નહીં તો ખુદાના ઇનસાફનો ડર કરો. મારા જેવી એક ગરીબ નાવારેસ અબલાને સતાવવી એમાં મર્દાનગી શું છે ? એ તો નીચમાં નીચ હીચકારાનુંજ કામ છે."

"હવે એ તો તું કાયદાની તકરાર ઉપરથી નીતીના સવાલ ઉપર ઉતરી ગઇ," જાંહાંગીરે દેખીતી રીતે ખુબ રમુજ પાંમી કહ્યું. "પણ એ બધી તકરારો ને ભાશાંણો કરવાની આએ જગ્યા તેમજ આએ વખત બી નથી. શીરીન," તેણે વલી ગંભીર બની કહ્યું, "શીરીન તું શું કરવા હઠીલી બને છે? હું તુંને કંઇ એવી આંધલી રવેસે ચાહવા શીખ્યો છું કે તું જે ધારાની મને બીહીક આપે છે તે ધારામાં કદી એ તકસીર માટે ફાંસીની સજા બી ફરમાવેલી હતે, અને તે સજા મને નક્કી મલવાની વકી વટીક હતે તોબી હું એ વાતથી હાથ ઉઠાવતે નહીં. તેં મારા હાથનો ઇનકાર ને તીરસ્કાર કરી એક બીજા પોરયાને ઉતેજન આપ્યું તે વાતનો ખાર મારાથી વીસરાતો નથી, ને તેનો હું ફકત ખ્યાલ કરૂંછ ત્યારે જાણે મારવું કે મરવું એ રીતે મારૂં જીગર તપી આવી ગરમ બને છે."

જાંહાંગીર એ રવેસે ઉપલું બોલતાં બોલતાં એટલો ખરેખર તપી આવ્યો કે તેની આંખમાં જાંણે ખરૂંજ ખુંન વસ્યું હોય તેમ તે લાલ થઈ આવી—તેના હોઠ ફીક્કા મારી ગયા ને તે પોતાની ખુરસીપરથી ઉભો થયો. આ જોઈ હું બી ચમકી ઉઠી ઉભી થઈ, અને હવે જલદીજ મારી બાકી રેહેલી હીંમતની ઓટ થતી ચાલી, કેમકે મેં જોયું કે મારે એક એવા બદમાસ સાથે કામ લેવું હતું કે જે જેટલો બદમાસ અને નીચ હતો તેટલોજ કરપીણુ અને ઝનુની હતો.

"તું એમ ધારીને અહીં આવી હશે," તેણે જરા થોભી પાછું ચલાવ્યું, "કે તું મને સમજાવશે અથવા બીહીધરાવશે તેથી હું તુંને અહીંથી ગુપચુપ જતી મેલશ! જો એમજ થતે તો આએ બધું વસાવા ને આએ બધાં માણુસોનાં હોજરાં ભરવા એકી વારે મેં જે સેંહેકડો રૂપીઆ ખરચી ખાધા છે તેમ કરવા માટે મારા જેવો મોટો હેમક ને ગધેડો બીજો કોઇ દુન્યામાં નહીં મલતે. પણ નહીં; તેમ છેજ નહીં. તારી સોહાંમની સુરત જે દાહારથી મેં જોઇ છે ત્યારથી તે આજના દહાડા ને હમણુંની આ ઘડી સુધી મારાં મગજપર કંઇ એવી જાલેમ અસર થઇ છે— પછી તે અસર દેવાનાંપણુંની કાંય નહીં હોય, પણ તે અસર એટલી જોરાવર, એવી જાલેમ છે—કે તેથી હું ઘેરાયલો, ગભરાયલો, બેબાખરો, ખચ્ચીત દેવાંનો બની ગયલો છું, અને જ્યાં તક મારી જીંદગી છે ત્યાં તક કોઈ બી સુરતે ને કોઈ

બી જોખમો સાથે બી હું તુંને જીવ્યા વના રેહેનાર નથી.—" અને વલી એમ બોલતાં ઉશ્કેરાઈ આવી તેણે જોસથી ટેબલ ઉપર પોતાની મુઠી અફાલી.

"નહીં, નહીં, જાંહાંગીર—જાંહાંગીરજી," મેં ઘણી ગભરાઈને મીનતજારીથી માંગી લીધું, "ખુદાને વાસ્તે એમ ના બોલો. ખુદાને વાસ્તે મને અહીંથી આબરૂ સાથે જતી મેલો. મારાપર તમે એટલી એક નવાજેશ કરો, અને પછી હું આએ બધી નાપસંદ ગઈ ગુજરી ઉપર ઢાંકપીછોડો કરવાને કબુલ થાઉં છું. મને અહીં અત્યાર તુલકમાં જે જે ખમવું પડયું છે તે બન્યુંજ નહીં હોય તેમ હું વીસરી જવશ. ખ્યાલ કરો જાંહાંગીરજી શેઠ કે એ મીનતજારી તમને એક નાવારેસ ગરીબ અનાથ અબલા ગુજારે છે.—" અને હવાં મારો સાદ ગગલી પડી મારી આંખોમાંથી આંસુ બેઅટકાવ નીકલી પડવા લાગ્યાં.

"પણ તું મને કાંય કબુલ નથી કરી શકતી તે તો સમજાવ," તેણે વધારે કગલીને પુછયું. "અરે જો સમજ, જે નાવારેસપણાંનો તું વાકયેવાકય અફસોસ કરે છે તેમાંથી તું તારા એક "હા"થી આ ઘડીએ બચીને બાહાર આવશે. તું વાડી ગાડી ને નોકરનફરોની સાહેબી કરનારી શેઠાંણી થશે. જર જરયાંણ અને કીમતી પોશાકનો હું તારા ઉપર તારો જીવ ચાહાતો વરસાદ વરસાવશ, અને—"

"નહીં, નહીં," મેં હવે ધીરજ ખોહી દઇ લગભગ ચીચ્યારી પાડી કહ્યું, "એ બધી હરામ વાસનાઓ મારાપર અસર કરનાર નથી, અને હવે ત્યારે તમે બી મારો સેવટનો કસદ સાંભલી લેઓ કે હું તમોને ચાહાતી નથી—કદી ચાહી શકવાનીજ નથી. તમારી ચાલચલણમાં આજ દીન તલક મેં જે જોયું છે તે એટલું નજીસ, એટલું નાતરસ, એટલું નાલાયક જોયું છે કે તમારી મરજીપર વેચાવા અગર તમે મને ફરજ પાડશો તો હું આએ છુરી"—ને ટેબલપર પડેલા ચમચા કાંટાના એક ઢગમાંથી મેં ખરેખર એક છુરી ઉપાડી લીધી—"આએ છુરી હું જરાબી આનાકાંની વગર તમારાં દીલમાં ભોકી દેવશ."

"છોકરી તું દેવાંની છે, તું રાંન મેંટ થઈચ મેંટ," જાંહાંગીરે જોસથી કહ્યું, ને હવે તે વધારે ઉશ્કેરાયલો હતો, કેમકે તેનો સાહાદ વધારે ઉંડો વધારે ધ્વારો તેમજ વધારે ખોખરો વાગતો હતો!

"તે ગમે તે હોય," હું જે ઝનુનમાં ઉતરી હતી તેજ ઝનુનમાં ને તેજ ખરાં દીલનાં જોસ સમેત મેં કહ્યું, "ગમે તે હોય પણ હું ખુદાનાં પવીત્ર નામના કસમથી કેહું છું કે એમાં ફેર પડવાનો નથી--અને હું મારી હોરમતની ભુલ કરીને અહીંથી બાહેર જવા કરતાં તે હોરમતનો નાશ થાય તે પેહેલાં અહીંજ મારો જાંન કાઢીને જીવપર કરશ."—અને હવે હું બારણાં ભણી જવા કરતી હતી, પણ તેજ પલે કુદકો મારી જાંહાંગીર મારા પાસ આવ્યો, ને તેણે મારા હાથનું કાંડું પકડી મને રોકી. "તું એમ મને બીહીધરાવીને બચવાની નથી," તેણે તેજ ભારી સાહદે કહ્યું. "હું તુંને ચોવીસ કલાકની મેહેતલ આપું છું, જે દરમ્યાંન મેં જે જે કહ્યું છે તે ઉપર તું પુખ્ત વીચાર કરજે, અને જો એ અરસા પછી બી તું સમજુતીથી નહીં સમજશે તો તારી સુધ્ધ કેમ ઠેકાંણે લાવી મુકવી તે હું સારી રવેસે સમજું છું"—અને હવે તે મારે માટે કે મારા જવાબને વાસ્તે જરાબી થોભ્યા વના બારણું જોસથી અફાલી ચીરડાયલો ખીજવાયલો તે ઓરડામાંથી બાહેર નીકલી ગયો, એટલે તેનાં જવા બાદ હું બી આંસુભરી આંખે ને તમામ તુટેલાં દીલે માલ ઉપરના મારા ઓરાડામાં જતી રહી.

---

## પ્રકરણ ૬૭ મું.

### આશાનું એક કીરણ.

હું મારા ઓરડામાં જઇને ઝારઝાર રડી. રડવાથી મારી છાતીને ફરી એક વાર ખલાસી મલી, ત્યારે હવે આ પલીદ મુકાંમમાંથી બચવું કેમ ને નાહાસવું કેમ તે વીશે મેં તહરેવાર ખ્યાલો કરયા, પણ મારાં મગજમાં ઉભી થએલી અનેક યોજનામાંથી એકે યોજના મને પંસદ આવી નહી.

કલાકો ગબડી ગયા, અને સાંહજ થઇ. તે પછી રાત થતાં પેલી દાસી આવીને સરેસ્તા પ્રમાણે બતી કરી ગઈ, તથા મારૂં ભોંણું લાવવું કે નહીં તે પુછવા લાગી. મેં ટણકામાં જવાબ દીધો કે ફકત ચા અને એક કાતરી પાઉં સીવાય મારે બીજું કશું લેવું નથી, કેમકે મને ચાની જરૂર હતી. કલાકોના કલાકોવેર એક એકાંત ઓરડાનાં

એક ખુણામાં પડીને મારા દુ:ખીત વીચારો વચ્ચે સબડયા કરવાથી મારી તબીએતને ઘણું નુકશાન પોંહોંચ્યું હોય તેમ મને બેચેની થતી હતી; અને તેથી ગરમ ચા પીને સાથે એક પાંઉનો ટુકડો ખાધાથી મને થોડી ઘણી શાંતી થઈ. એ રીતે હું ચા પીને પરવારી નહીં તેટલાં નીચલા ખણુમાંથી મને વાડયાના જાંહાંગીરનો ઘણા ગુસ્સાભેર બોલવાનો અવાજ આવ્યો.

"એને લાત મારીને ઘેરમાંથી બાહાર કાહારો," તે બોલતો હતો. "કમબખતને ઠેરાવેલી રકમ કરતાં બી પચીસ રૂપીઆ મુંગે મોંને વધારે આપ્યા તોબી ઓછા પરેચ?"

હયાં ગ્માવાંનો મને જવાબમાં કાંઇ કેહેવાનો સાહાદ આવ્યો, પણ તે દદા એટલી ધીમે સાહાદે બોલતી હતી કે તે શું કેહેતી હતી તે મને જરા બી સમજ પડયું નહીં.

"ઠીક છે ત્યારે, આએ બીજા પચાસ રૂપીઆ એ ચંડાલને જોંસો," તેણે ફફડીને કહ્યું. "કોઈ જબરો હરામજાદો મુવેલો છે. દેખીતો કોઇ સાત પોસાગીરનો એક પોસાગીર છે."

વલી કાંઇ આવાં ધીમે સાહાદે બોલી.

"લે ચાલો, તમે કોઈ એને છેડવા નથી માંગતાં તો એને મારી આગલ મોકલો—હુંજ એને સમજાવી લેવશ," વલી જાંહાંગીર બોલ્યો,—અને તે પછી સાઇડના ઓરડાનું બારણું ઉઘાડી અંદર ગયો તે મેં તેનાં પગલાંના ને બારણાંના અવાજપરથી જાંણ્યું.

આ પંચાત શી હતી તે સમજવાનું સેહેલ હતું. દેખીતી રીતે કાઉ કાકરીને હવે રજા આપવાની તકરાર ચાલતી હતી, ને તે લુચ્છો પોતાની પડેલી રકમ ઉપરાંત બને એટલું વધતું નીચવી લેવાની પેરવી કરતો જણાતો હતો. આ ખટપટથી આશાનું એક કીરણ મારાં મગજમાં એકદમ પ્રગટી નીકલ્યું. મેં ખ્યાલ કરયો કે જો કદીને જાંહાંગીર ને કાઉ વચ્ચે કજીઓ બરપા થાય તો નીશંક તેનું સેવટ મારા લાભમાં ઉતરે, કેમકે મને ખબર હતી કે કાઉ કાકરી એવો નીચ ને ખારીલો છે કે જો કદીને તેનું તરપારૂં તાહરૂં ન થાય તો જાંહાંગીરને હેરાંન કરવા તે તેનાથી જોંથાય તે કરે, ને તેમ કરતાં પેહેલું તો એજ કરે કે મને તે અહીંથી નહસાડે!

હું એ વીચારોમાં રોકાયલી હતી તેટલાં નીચે પછવાડેના ભાગ તરફથી કોઇનાં ભારી પગલાં આગલા ખણુ તરફ આવતાં હોય એવો સાહાદ આવ્યો, ને મેં જાંણ્યું કે તે કાઉ હતો. હવે તેને જાંહાંગીર સાથ શું શું તકરાર થાય છે તે જાણવા હું દાદર ઉપર આતુરતા સાથે ટીંગાઇ, પણ હમણા જાંહાંગીર કાંઇ આગલા ખણમાં ( ખડકીમાં ) નહીં હતો, વાસ્તે કાઉ બી બારણું ઉંઘાડી તે જે ઓરડામાં હતો ત્યાં ગયો, ને ત્યાં બંધ બારણે તેમના વચ્ચે વાતચીત થઇ, એટલે તેઓ વચ્ચે શું શું બોલાયું તે હું કાંઈ સાંભલી અથવા સમજી શકી નહીં. તે પછી બીજી પાંચ મીનીટમાં વલી તે ઓરડાનું બારણું ઉંઘડયું, ને તેઓ બાહેર આવ્યા, કે જ્યારે હવે હું તેમના અવાજો ને વાતચીત પ્રગટ સાંભલવા લાગી :—

"ઠીક છે, જાંહાંગીરજી શેઠ," કાઉ કાકરી બોલતો હતો, "મનમાં જરા બી બુરું ના લાવતા. તમારો નોકર છેઉં. સેવક લાયક કામકાજ જરૂર ફરમાવજો."

"ઓલ રાઇટ, ઓલ રાઇટ," તેની પીડા પટાવા કેવોક આતુર હોય તેમ જાંહાંગીર બોલતો હતો ; "જા, કામ પડશે ત્યારે હું તુનેજ તેડાવશ—ને જો પેલી પોરીને લગતી બધી વાત અહીંજ દાટીને જજે."

"અરે કંઈ સાહેબ સાહેબ કરો !" કાઉ છાતીએ હાથ આપતો હતો. "તમે મારી મરજી મુજબ મને રાજી રાખ્યોચ તો હવે તમારાસે દગો કરવો ને ખોદાસે દગો કરવો બરાબર છે."

"ઠીક છે, સાહેબજી, સાહેબ મેહેરબાંન," જાંહાંગીર દેખીતી ઉલટથી તેને "નાલીએર" આપતાં બોલ્યો.

"મુરબી, ; ને આબાદ," કાઉએ તે સલાંમનો જવાબ દીધો, ને પછી તે ઘરમાંથી બાહેર પડયો, એટલે આગલું બારણું ઢાંકી જાંહાંગીર પોતાના ઓરડામાં ગયો.

હું બી તે પછી મારા ઓરડામાં આવી, અને નીરાસ નાઉમેદ એક ખુરસીપર બેઠી. જાંહાંગીર ને કાઉની ખટપટનું આવી સમાંધાંની ભરી રીતે સેવટ આવ્યાથી થયું એમ કે એકજ જે આશાનું કીરણ મારાં દીલમાં પ્રગટી નીકલ્યું હતું તે બી પાછું નાબુદ થયું, ને નાઉમેદીનો સીહા અંધકાર પાછો મારી આસપાસ પસરીને પંથ-

રાઈ રહયો ! તે પછી નવ વાગ્યા ત્યારે પરવારીને પેલી દોસી મારા ઓરડામાં સરેસ્તા પ્રમાણે સુવા આવી. એ વખતે હું મારા વીચારોમાં ગરકાવ ટેબલ આગલની ખુરસીપર બેઠેલી હતી, ને આગલ કેન્ડલસ્ટીકમાં એક મીનબતી બલ્યા કરતી હતી. મેં એ રીતે બેસીનેજ રાત ગુજારવાનો કસદ કરયો હતો, સબબ આજ રાત્રે હું ઉંઘી જવાને બીહીતી હતી. બદમાંસ જાંહાંગીર એજ છાપરાં હેઠલ હતો એમ જાંણવા છતાં હું ઉંઘી જવાનો જોખમ કેમ ખેડું ? એટલા માટે જીવપર કરીને બી આખી રાત જાગતી બેસવાને મેં નીશ્ચય કરયો.

એ નીશ્ચય જાંણ્યા વના તે દોસી ઓરડામાં આવી, અને સરેસ્તા પ્રમાણે હજી મને સુવા જવાની કશીએ તૈયારી નહીં કરતી જોઇને અજાએબીમાં તોબા પટાવીનેજ તેણે મને કહયું, "લે ચાલ માએ, અરધી રાત ગુજરી–સારી બારી વરી કર ને પોહોરી જા."

"મારે સુવુંજ નથી," મેં ટણકાથી ટુંકમાં કહયું.

"નહી !" તેણીએ દેખીતી અજાએબીથી પુછયું, "એટલે, શું તું આખી રાત જાગ્યા કરશે ?"

"અલબત," મેં કહયું. "નીચ પાપીઓ વચ્ચે વસવાનું ત્યાં પછી સુઈ જવામાં બી જોખમ છે."

"ઓ વહીરે માએ ! આએ પોરી શું કરી રહીચ," તેણે કહયું. "પણ તું કંઇ એમ જાંણેચ કે રાતે બી કોઈ મુવું તુંને ધરવા પકરવા આવવાનું છે ? બાનણાંને તો મેં અંદરથી કર દીધી."

"હા, પણ જે લુચ્છાંઓ કર દેઇ જાંણે છે તેજ લુચ્છાંઓ કર ઉંઘાડી બી જાંણે છે," મેં ટણકાથી કહયું, "ને એટલા વાસ્તે ચાલ હવે પટપટ ના કર. તારે જોઈએ તો તું ઘોંટાઇ જા."

તે દોસી બીજું કશું બોલી શકી નહીં, પણ મને ગાલો દેતી ફ્રફ્રડતી ચટકતી પોતાનો ધોલ્યો પાંથરવા પડી. તે સમજતી હતી કે આખી રાત જાગવાની હું ફકત ભપકી કરતી હતી અને તેથી અંતે થાકી થોકરઈને પાંચ દશ મીનીટમાં હું સુવા જવશ. એ વીચારથી તેણે ખામખા પોતાનું બીછાંણું તૈયાર કરતાં વધારે વાર લગાડી: ચાદર વધતી અશાલી—તકયા વધતા પછાડયા વીગેરે, ને અંતે તાંણી ખેંચીને પાથરતાં બી જ્યારે ધોલ્યો પંથરાઈ રહયો

ત્યારે "જા બલા લેતી, મને તો ઉંઘ આવેચ. હું મારે સુતે," કેહતી કે પોતે ખાટલાપર સુતી.

પણ તે ઉંધી જઇ શકી નહીં. તેને ઉંઘ તો ઘણી આવતી હતી, પણ તેને ડર લાગ્યો કે કદાચ તેનાં સુવા બાદ તેણે ટકયા તલે સંતાડેલી કુંચી કાઢી લઇ બારણું ઉંઘાડી હું નાહાસી જવશ, ને તેથી તે જાગ્યા કીધી એટલુંજ નહીં, પણ દર પાંચ દસ મીનીટે કાંઇ ખોદાને યાદ કરવાનો એકાદ બોલ બોલીને અથવા અવાચી ખાઈને કે થાંસીને બી તે મને ખબર આપ્યા કરતી કે તે જાગે છે ને ઉંઘઇ નથી ગઇ! અંતે એમ કરતાં તે જલદીજ કંટાલી, અને ત્યારે પોતાની ધીરજ ખોહી દઈ તેને ઉછલી ઉઠયા વના ચાલ્યું નહીં. "તું મરે નાતરે ગેઇ," તેણે હવે છેરાઇ પડી કહ્યું. "હું બી જોઉંચ કે તું કેમ નથી ઘોંટાતી. હું ઉઠીને બતીજ વધતી કરૂં."—અને તે બતી ગુલ કરવા મારી ભણી આવતી હતી, પણ મેંજ બતી એક ફુંક મારી તુરત ગુલ કરી નાંખી. "લે હુંજ તારી મેહેનત બચાઉં છું." મેં બતી ગુલ કરી નાંખતાં કહ્યું. "તું શું એમ સમજેચ કે અંધારાંમાં જાગતી બેસી રેહેવાથી હું બીહીવસ ને તેથી બતી બુજાઈ જશે તો હું સુઈ જવશ?"

આ મારા જવાબથી તેમજ એ રીતે બતી તેનું પાકી આવે તેમ મેં મારે હાથેજ ગુલ કીધી વાસ્તે અંધારામાં તે દદા ભાભરા ભુતની પેઠે છેરાઈ. "તું મરે ઘણી મુઇ," તેણીએ કહ્યું. "હું આવીને તારો ટોટોજ પીસી નાંખું."

"આવ તો ખરી," મેં બી છેલ્લે પાટલે બેસી હીંમત ધરી કહ્યું. "જોઉંચ રાંડ તું જીતેચ કે હું. તું અગલ તો આવ કે પછી ગઇ કાલે ભોંણુંનાં ત્રાસણ કેમ મેં નાંખી દીધાંતાં તેમ હવે તો તુંનેજ ઉંચકીને રાંનને ઓરીની બાહાર નાંખી દેઉં."

તે દોસી મારી આ ભપકીથી ખરેખર દબાઇ ગઇ. હું બોલતી હતી ત્યારે બાજે વખત દડાવથી બોલતી હતી તે તેને ખબર હતું, ને તેથી રખે મારી એ મારી ધમકી હું અમલમાં લાઉં તેની ફકરથી રાંડ તે બીલાડીની કાંની કુદકો મારીને પોતાના ઘોલ્યાપર ચઢી ગઈ તે મેં અંધારા માંહેલી તેની એ હીલચાલોના અવાજથી જાંણ્યું, ને મારાં દુઃખ વચ્ચે બી એક પલ તેણીનાં એ હીચકારાપણાંપર સેહેજ મને હસ્યા વના ચાલ્યું નહીં.

તે પાછી સુઇ ગઇ પછી હું પાછી પેલીજ ખુરસીપર બેઠી, અને એ રીતે બીજો અરધો કલાક સઘળું શાંત થયું. હવે અંધારાંમાં મને ખબર વટીક ન પડી કે પેલી દદા જાગતી હતી કે ઉંઘઇ ગઈ હતી, અને તેની દરકાર કીધા વના હું બેઠી હતી તેવી હાલતમાં મને હવે ઝુંકૃણ આવવા લાગી. મેં એ ઝુંપણ તુરત ખંખેરી નાંખી ને બેવડી કોશેશથી હું સજાગૃત બેઠી, પણ આખા દીવસના દુઃખીત વીચારો ને હાડમારીઓની રંજથી તનમાં તેમજ મનમાં હું એટલી બધી થાકી ગયલી હતી કે ઝુંકૃણ અંતે મારાપર ફાવી નીકલી, ને અધકચરી ઉંઘે ખુરસીપર માંથું નાંખી હું હવે ઉંઘવા લાગી.

---

## પ્રકરણ ૬૮ મું.

### મદદ.

એ રવેસે હું કયાં તક ઉંઘાઈ હોઈશ તે હું જાંણુતી નથી, પણ પછીથી "ચોર! ખુંન!" વીગેરે પોકારો અને નીચેથી આવતી ચીસોના અવાજથી હું એકદમ ચમકીને ચોંકી તેમજ જાગી ઉઠી.

"ઓ મારા બાપના બાપ, એ શું મોહકાંન હોશે!" પેલી દોસીએ બી ઘણાજ ગભરાતમાં જાગી ઉઠી હવે લડડતી જુબાને મને પુછયું.

એ દરમ્યાંન હેઠેથી ગોંધ્યારાંના અવાજો આવવાના જારીજ હતા, અને તે અવાજોમાં આવાં અને વાડયાના જાંહાંગીરના અવાજો ઉપરાંત બેજુ બુલડાગ ને કાઉ કાકરીના ધમકાના સાહાદો હું આબાદ પારખી શકી, એટલે કોણ નેકનામો એ મકાંનની મુબારક મુલાકાતે ઉતરી પડયા હતા તે અનુમાન કરી લેવાનું હવે મુશકેલ ન હતું.

"લે કાઉ મેં તારા જાંહાંગીર શેઠને તો આએ ધોલ્યાના પગ સાથે ઓસ્તવાર બાંધ્યો અને મોંનામાં ડુચોબી આપ્યોચ. એના હાથ પગ તો એવા બાંધ્યાંચ જો કે એ એક બીલ્લસ બી હીલીચાલી શકવાનો નથી."—અને મેં હવે આએ બોલનારનો અવાજ બી તુરત પીછાંણ્યો કે તે કોઇજ નહીં પણ પેલો પેસુ લાંબો હતો.

"તેમજ મેં બી આએ રાંન દદાનું કામ તમામ કીધુંચ," બુલડાગ બોલ્યો "એ ઘણી મુઇ તો હું ધારૂં છું જે સહવારૂં થશે તે પેહેલાં અહીં હલત ધસકેજ પુરી થઈ રેહશે.'"

"આવો ત્યારે હવે ઉપર આવો,' કાઉકાકરી બોલતો હતો; "દલ્લો છે તે તો ઉપર છે. પેલી પોરીનું કેહેલું ખરૂં છે કે નહીં તે તો જોઇએ."

આ સાંભલી મારાં ઓરડામાં પેલી દોસી તો હેબતથીજ મરવા પડી, ને તેને મદદ કરવા ને બચાવા તે મારૂં પગ પાંણી કરવા પડી. એ વખતે મને પોતાને બી ફકર નહીંજ લાગી હતી એમ તો ન હતું, પણ તોબી મને કંઇ છુપી ધીરજ ને અશા આવતી હતી. કાઉ કાકરી પઇસાનો નીચ ને હરડતો લુચ્છો હતો એ તો જેમ મને તેમ વાંચનારને બી હવે રોશન હોવુંજ જોઇએ, અને તેથી આટલું તો દીસ્તુંજ હતું કે જેટલું બન્યું એટલું જાંહાંગીરને નીચવીને મેલવી લીધા બાદ હવે તે પોતાના તેવાજ બદમાસ હમસરીકો સાથે આ ઘર લુટવા આવ્યો હતો. એ માટે તેણે આગમચથી સઘલી ગોઠવણો ઘડી રાખેલી હોવી જોઈએ, કેમકે આજે રાત્રે અહીંથી નીકલ્યા બાદ એટલા વખતમાં તે પોતાનાં લશકર સાથ એ પ્રમાણે ધસારો લઈ આવી શકે એ બનવું તમામ સેહેલ ન હતું.

વલી તેઓ આવ્યા તે પેલા મેં કાઉ કાકરીને કહેલા દલ્લાની લાલચપરજ આવ્યા હતા એ બી હું એક તડાકે પાંમી જઈ શકી. વાંચનાર યાદ કરશે કે કાઉને મેં એક વખત ફરવા જતાં રસ્તામાં માલ ઉપરના મારા ઓરડામાંની કબટ માંહેલા દર દાગીણા ને કીંમતી કપડાં ચપડાંની લાલચ બતાવી હતી, ને તે લાલચપર તે મને નાહાસવાનો જોગ બનાવી આપે એમ મેં તેને અરજ કરી હતી. એ મારી 'આફર' આજે કદાચ અમલમાં આવે એમ મને લાગ્યું, ને તેથી જ્યારે ઘરમાં બધાં આ લુચ્છાઓના દરોરાથી ફાલ ખાતાં હતાં ત્યારે હુંજ તેમની એ મુલાકાત કદાચ મારા લાભમાં ઉતરશે એમ સમજી હીંમત ને ધીરજ પામતી હતી!

પણ તોબી મને એક વાતનો ભય હતો. મારા શેઠની બુચી તેહમીનાને તેઓ ચોરી ગયા હતા તેને હું ઘેલા બેહેલઈની મદદથી

સલાંમત લઇ આવી હતી, અને તે લોકને મેં જબરી થાપ આપી હતી, તેનો એ બદમાસો કાંઇ ખાર દીલે વસાવી ફરતા હોય તો તેઓ મને આ વખત જીવતી જવા દેનાર નથી એમ મને લાગ્યું; પણ એ બધા વીચારો કરવાને વખતજ ન હતો. ઉપલું સઘલું લખતાં ને સમજાવતાં મને જેટલો વાર થયો છે તેથી બી ઘણા ઓછા વખતમાં બે ત્રણ ભારી પગલાંએ દાદરપર ચઢવા માંડયું, અને બીજી પલે "બાણું ખોલો!"નો બારણું ગબડાવી નાંખવા સાથે હોકમ થયો. બેજુ ખુલડાગના એ થથરાવી નાખનારા સાહાદથી અંદર અમો બેઉની જાંણે છાતીજ બેસી ગઈ!

"બારણું ઉંઘાડવુંજ પડશે." મેં હીંમત પકડી તે દાસીને કહ્યું. "એ લોકને નાહેક વધારે છેડવામાં કશો સાર નથી, કેમકે જો આપણે બારણું નહીં ઉંઘાડશું તો એ લોક બારણું ભાંજશે બી ખરાજ, વાસ્તે લાવ કુંચી કાંહાં છે?"

"અહીં છે માએ, અહીં છે મારી દીકરી," ને તેણે ટકયા તલેથી અંધારાંમાં ફ્ફોરસી કુંચી કાઢી આપી—પણ તેના હાથ મને તેણે કુંચી આપી ત્યારે મેં જોયું કે એટલા બધા થરથર ધ્રુજતા હતા કે કુંચી મેં મારેજ હવાલે લીધી, કેમકે મેં જોયું કે તેને જો હું બારણું ઉંઘાડવા આપશ તો એવા ધ્રુજતા હાથો વડે તે અરધે કલાકે બી કલમાં કુંચી લાગુ નહીં કરી શકવાની.

વલી ઓરડામાં અંધારૂં હતું વાસ્તે બારણું ઉંઘાડવા આગમચ મેં ધીરજથી તેમજ સમયસુચકતાથી ગોખલાપરથી કાંડીનો બાકસ લીધો, ને પેલી ગુલ થયલી મીનબતી સલગાવી.

વાંચનાર કદાચ અજબેબીમાં પુછશે કે એવા ગભરાતને વખતે મને એટલી હીંમત ને એવી ધીરજ કેમ આવે? પણ પ્રીય વાંચનાર, તારે યાદ કરવાનું છે કે મારો હાલ એ બદમાસોનાં તે બાજુએ આવવા આગમચ કોઇબી રવેસે સુખ્યારો નહીં હતો કે હવે એમને હાથે તે વધારે દુખ્યારો થવાનો મને ડર હોય. ઓર મને તો મેં ઉપર કહ્યું તેમ ઉમેદ હતી કે તેઓ મને જરૂર જતી મેલશે, પણ જો કદીને નહીં બી જતી મેલે ને કદાચ મને જાંનથી મારી બી નાંખે, તોબી જાંહાંગીર જેવા અધમ નીચને હાથ મારી પવીત્ર હોરમતની ધુલધાંણી થાય તે કરતાં

એ બદમાસોના હાથે મરવામાં બી હું ખરાં દીલથી સુખ ને છુટકારો સમજતી હતી એમ કેહેવામાં હું જરાએ સહરાગત કરતી નથી.

બીજી પલે મેં બારણું ઉઘાડયું, અને કાઉ કાકરી ઉંબરમાં આવ્યો. તેની પછવાડે બેજુ બુલડાગ ને પેસુ લાંબો હતો.

"કેમ રે પોરી," બુલડાગે આવતાંને વાર મને થથરાવીને પુછયું, "તું કાઉને દાગીના ને કીંમતી કપરાં ચપરાંની લાલચો બતાવતીતી તે બધું કાંહાં મુકયુંચ? બતલાવી દે, ને તે જો તારાં કેહેવા મુજબ બધું ઉતરયુંચ તો ઠીકાઠીક છે, પણ નહીં તો પછી——"

"હવે જવા દે બેજુ," કાઉએ કહ્યું, "એ પોરીને ફોકટ દમ ના ભરાવ. આવ આએ કબટમાં જોઈએ. મારી ખાત્રી છે કે અહીંથી આપરાં ગજવાં સારી રવેસે તર કરી જશું."

"બરાબર છે," પેસુએ ટેકો આપતાં કહ્યું, "બેજુ કેહેચ તે વાજબી છે."

હવે તેથી તેઓ ત્રણે પેલી કબટ ભણી ફરયા, ને કુંચીની મદદ વગર ફકત પોતાનાં કદાવર આંગલાં ને નખના જોરથી બુલડાગે તેનું એક ઢાકણું ખેંચી કાઢયું. તે પછી અંદરથી સીલ્ક ને સેટીનના તાકા ને બીજાં કીંમતી કપરાંચપરાંના ઢગ ઉપરાંત પેલાં બેમુલ દાગીનાનો બાકસ વગેરે ખેંચી કાઢી ટેબલપર ઢગલો વારતાં તે બદમાસોને જરાંબી વાર લાગી નહીં, કે જેમ કરતાં મેં જોયું કે તે ત્રણે સેહેતાનોનાં મોંહ મોજથી મલકાતાં અને તેઓની આંખો ખુશીથી ચમકતી હતી.

"ઠીક છે પોરી," બુલડાગે હવે મારી ભણી ફરીને કહ્યું, "તેં કાઉને ઠરવાને ખરી ખબર આપી તેથી હું ખુશી છું. જોકે અમે લોકને તેં પેલાં એક દુકતાંની બાબદમાં જબરી હાથતાલી આપીચ તેનો તારીપર અમુને ઘણો ખાર આવવો જોઈએ, પણ તે કામમાં તેં એટલી બધી ચબરાકી બતાવીચ કે અમે એવી જાતની ચબરાકીના વખાંણનાર છીએ તેથી તારી સાથે તે વાતનો ગુસ્સો કરવા ને વેર લેવાને બદલે ઓર અમે તુંને સાબાશી આપીએ છીએ"—અને અહીં તે મારાં કાવત્રાંની વાતની યાદથી રમુજ પાંમી તે ત્રણે મોટે સાહાદે પોત પોતામાં હસવા લાગ્યા.

"વલી ત્યાંથી એ રીતે ફાવીને તે દુકતાંને લઇ જવા પછીથી તેં અમને ફસાવ્યા નથી, તેમજ પેલી કલ્યાંણીની ટેકરીપરથી તુંને ગભરાવીને પુરી કરવાનો અમે ટાગરો કીધો તેમાંથી બી તું બચી આવવા છતાં તેં તે વાત બી કોઇને જાહેર કરી નથી એટલે તારી દયા ખાવાને અમોને વધારે કારણો મલે છે," હવે કાઉ કાકરીએ કહ્યું, "ને તે બધાં એકઠાં કારણો ને વીચારોના સબબે અમો તુંને જતી મેલ્યેચ, વાસ્તે ચાલ, આએ ઘરમાંથી તુંને જવું હોય તો રસ્તો પકર."

હવે હું થોભું શા માટે? મોડી રાત થઇ ગઇ હતી એ ખરૂં, ને હું મુંબઈના કયા ભાગમાં હતી તે બી હજી ચોક્કસ કરીને જાંણતી ન હતી એબી ખરૂં, પણ તેથી આ પલીદ મુકામમાંથી બચવાની ને નાહાસવાની આએ સ્વપને નહીં વકી રાખેલી જોગવાઈ ને તક મલી તે શું હું જતી મેલું? નહીં.

આસપાસના બીજા જોખમનો વીચાર કરવાનું મને ભાન બી ન હતું. મારાં કંગાલ જાલેમ બંદીખાંનાંમાંથી છુટી થવાનો આશીરવાદ અંતે આવી પોંહોંચ્યો-તે પાક ખુદાએ એજગેબી મારે માટે મદદ મોકલી આપી તે વીચારના હરખથીજ હું એટલી આજેજ થઈ કે બીજા વીચારો કરવા ને બીજા જોખમો તપાસવા મને અવકાશ થઇ નહી, અને તેથી મને ત્યાંથી નાહાસવાનો એક વાર હોકમ થયો એટલે બીજા હોકમની રાહ જોયા વના હું અધીરી ઉતાવલી સોર કરી તે ઓરડામાંથી બાહેર પડી ને નીચે ઉતરી ગઈ.

---

## પ્રકરણ ૬૯ મું.

### મારી જેહેમતો—મારી રખડો.

તે દોજખી મુકામ તજી જતાં મેં આડી જરે આસપાસ જોયું હતું, અને ત્યારે મેં જે જોયું તે "કર ને જો"નાં ખુદાઈ પ્રકરણ ઉપર પુરતું અજવાલું નાંખતું હતું. માલ ઉપરના મારાજ ઓરડામાં પેલી દાસી દયા ઉપજાવાજોગ હાલે ખુંણામાં બીહીતી ધ્રુજતી ઉભેલી હતી, ને મને જવાની રજા આપવા સાથે હવે તે ઓરડામાં એકઠા મલેલા પેલા બદમાસોનું તેનાપર ધ્યાંન ખેંચાયું હતું, એટલે તેઓ તેને બી ધોબીના ગાંસડા પેરે બાંધી રૂંધી મોંહમાં ડુચા મારશે એમ માનવાને મને જરાએ વેહેમ ન હતો. વલી દાદર

ઉતરી જતાં મેં સાઈડેના ઓરડાઓમાં આવાં અને વાડયાના જાંહાં-ગીરને તેજ ધાતકી હાલતમાં સીકરાઇને બંધ પડેલા મુશકેલીથી દમ ખેંચતાં દીઠાં, ને મારૂં જીગર દયાથી ઉભાઇ ગયું, પણ હું શું કરી શકું ? તેઓ તેમનાં પાપનો કર ભરતાં હતાં—હજી તો મને લાગ્યું કે તેઓ ઉપલગનું વ્યાજ માત્ર ચુકવતાં હતાં ! તેમની તકસીર ઘણી ભારે હતી, અને જેઓને ખુદાની દયા ને ખુદાની સજામાં વીશ્વાસ હશે તેઓ તુરત મને એકમત થશે કે તેમને તેનાં પ્રમાણમાં ખચ્ચીત ખુદાઇ સજા બી ઘણી ભારી થનાર હતી !

ઓ તે દોજખી મુકાંમનો ત્રાસ ! મારી હોરમત માટે જીવસ-તોસત. એક વેહેતી તલવાર અથવા છુરીની ધારપર રહે તેમ રહી ત્યાં ગુજારેલા કલાકો, દીવસો અને ધાતકી અઠવાડયાંઓના સંતાપ તથા દુ:ખનો મારાં વાંચનારાંઓને તેનાં પુરાં પ્રમાણમાં ખ્યાલ થનાર નથી, અને તેથી હું આવી રાત્રે મુંબઇના આવા અજાંણ્યા અને એકાંત ભાગમાં એકલી બાહેર રસ્તા ઉપર પડી ત્યારે વાંચનારે અજબ થવાનું નથી.

એ રીતે એકવાર છુટકારાના સુખનાં જોસ સમેત વીચાર કરયા વના હરખમાં ગરકાવ હું ઉતરી પડી રસ્તાપર આવી ખરી, પણ આવ્યા પછી રાતના ભયબીત જોખમો ને ત્રાસથી હું હેબત ખાઈ ગઇ, ને હવે કયાં જવું ને શું કરવું તેનાં ગંભીર વમાસનમાં હું પડી.

હું ચોમેરની બીહીધેલી ને ચોમેરથી બીહીકની ઘેરેલી હતી; ઘરમાં ચંડાલ જાંહાંગીરનો ત્રાસ હતો ; રસ્તા ઉપર ભયબીત રાતના જોખમો હતા, અને જો એ રસ્તાનાં એકાંત ખુંણામાં રડતી પડી રહું તો લુટફાટથી નેહાલ બની પરવારીને પાછા ફરતા પેલા બદ-માસોને બસ પડવાનો ને તેમનાથી વલી કાંઇ નવાં અપમાંનો સોસ-વાનો માહાભારત જોખમ હતો. તેમનો તે વીશ્વાસ કેવો ? તે દયા-હીણ ખુંનીઓનો મને શું થોડો અનુભવ હતો ? તેઓએ પૈસાના તડાકાના લોભ વચ્ચે કાંઈ ખુદાઇ માયા ઉતરવાથી મને જતી મેલી ખરી, પણ તેથી ફરીથી બી મલતાં તેઓ એવા રેહેમદીલજ રેહે એ માનવાની જાંમીનગીરી શી હતી ?

પણ મારે નાહીંમત બનવાનું ન હતું. મેં ખ્યાલ કીધો કે જે સાહેબે પોતાની પવીત્ર પાંસબાંની હસ્તક મને આ છેલ્લાં દોજખ-

માંથી તેની અદભુત રાહે બાહેર કાઢી આપી છે તેજ મેહેરબાંની મને આ મારા નવાં સંકટો ને રાતના જોખમોમાંથી બી આસાન પાર ઉતારી શકશે, અને એ ખ્યાલના પ્રતાપથી ધીરજ તેમજ હીંમત પાંમી હું ધસારાબંધ જયાં જવાએ ત્યાં જવા આગલ ચાલી !

પણ હું ક્યાં જવશ ?

ચંદ્રમા પુર જોસથી પ્રકાસતો હતો અને તેનાં બલવાંન બલે મને ચાલવાને ઉમેદ અને યારી આપી. કોઇ ખટારો કે ગાડીનો આશરો લેવા અથવા કોઈ સ્ટેશન નજીક હોય તો ત્રેનનો આસરો શોધવા મને વીચાર થયો, અને તે વીચારની કુમકપર હું ઉતાવલી ચાલી, પણ ચાલવા સાથેજ મને વીજલીના ઝટકાની પેરે યાદ આવ્યું કે મારાં ગજવામાં એક ફુટી બદાંમ બી ન હતી ! તનપરનાં કપડાં સીવાય હું જન્મી હતી તેવીજ અનાથ, નાવારેસ નીરાધાર હાલતમાં હું રસ્તે ઉતરી હતી, ત્યારે અફસોસ ! હવે મારૂં શું થશે ?

રાત જેટલી એકાંત તેટલીજ ઠંડી હતી, અને ઉપર કહ્યું તેમ ચંદણી હતી.

તે રાતની આંગને ચીમકીની પેરે ઉડીને વાગે એવી ઠંડી અને આસપાસનાં એકાંતપણાંથી હું અતી ઘણી ધ્રુજવા ને બીહીવા છતાં ત્યાં મરી નહીં ગઈ એ મારી જીંદગીનો એક બાંજો મોજેજો છે. રાત ઘણી આગલ વધેલી હતી— દેખીતી રીતે નજદીક બે વાગેલા હતા—અને હું વસ્તીના ભાગની હદની એટલી બાહેર હતી કે રસ્તામાં મને એકાદ "કાલું કુતરૂ" વટીક મલ્યું નહીં.

જેમ જેમ ચાલવા સાથે મારા રસ્તાનો ને તે રસ્તાનાં એકાંતપણાંનો છેડો આવતો બી જણાયો નહીં તેમ તેમ મારી હીંમત ને વીશ્વાસની ઉતાવલે ઓટ થતી આલી. વલી હવે મારા પગ બી ઘણા થાકવા આવ્યા. જ્યાં જવાય ત્યાં જતાં આડાતીડા રસ્તા હું એવી રીતે ફાટી આવી હતી ને દેખીતી રીતે પેલાં પલીદ મુકામથી હું એટલી બધી દુર નીકલી આવેલી હતી કે તે બાજુની અથવા પેલા બદમાસોને બસ પાછી સપડાવાની હવે મને જરાએ ફીકર ન હતી, પણ જે ફીકર હતી તે હવે આ રખડપતીનો છેડો કેમ ને કયાં આણવો તેનીજ ભારી—માહારત ફીકર હતી !

હું એક ખેતરની બાજુએ પાણી જવાની ગટરની ઉપર બાધેલા પુલની સાઇડેની એક પાલ ઉપર અંતે નીરાશ નાઉમેદ બેઠી, ને 'પડતીપર પચાસ'ના મારા કમનસીબ અનુભવ અને હાલ ઉપર તે એકાંત રાતના મારા એકલા સહવાસ વચ્ચે હું આંસુઓનો એક દરીયાવ રડી. અરે અરે ! મારાં માબાપનાં મરવા સાથે મારાપર આ શું નહીં અક્કલ કબુલ કરે તેવા ગજબો ગુજરયા જતા હતા તેનો તે વખતે મને જે છાતીફાડ આફસોસ થયો તેનું બ્યાંન કરવું બેજા છે !

શું એ મારી નીતીની લડતનું પરીણુાંમ હતું ? ખુદાઇ રાહે ચાલવાના મારા પછાડા ને પવીત્ર એતેકાદને ઓસ્તવાર વલગી રહી જાંહાંગીરની પાપ વાસનાઓ તુચ્છકારી કાઢવાની શું આ સજા હતી ? કેમ બને ?

અને તોબી એક અવાજ મને કાનમાં જાંણે કેહેતો હતો કે જો કદી જાંહાંગીરની પાપ વાસનાઓ મેં મંજુર કરી હતે તો આવી નાતરસ જફાઓને પાત્ર થવાને બદલે કદાચ હું અત્યારે તો આલીશાંન મકાંનોમાં એશ કરતી હતે; પણ નહીં. એ નીચ—એ માહા ભ્રષ્ટ વીચાર મારૂં પ્રમાણીક અંતઃકરણ સાંખી શકયું નહીં, અને તે વીચાર થવા સાથેજ મેં મારા પોતાસે ગુસ્સે થઇ તેને માહા કમકમાટ વચ્ચે મારાં દીલથી ખંખેરી કાઢયો.

મેં મારી આસપાસ નજર ફેંકી. ત્યાં ખેતરોમાં લીલોતરી ને ઉંચાં ઝાડોએ મારૂં અકસર ધ્યાંન રોકાયું, અને મેં વીચાર કરયો કે જે પાસબાંન એ સંધાની નીઘેબાંની કરે છે તે મને મારાં સંકટોમાં મરતી મેલનાર નથી. પણ મારી વારતાની કટારોમાં કશો ધરમ બોધ કરવા મારો વીચાર નથી, એટલે તે વેલાના મારા સઘલા વીચારો ને ખુદા ઉપરના મારા સાચ્ચા વીશ્વાસના સબકોથી મારી વારતા વગર અગતે લંબાવા મારે જરૂર નથી. ટુંકમાં એટલુંજ કે એ છેલ્લા વીચારોથી નવેસર મને હીંમત આવી, ને વલી એકવાર મારાં નાઉમેદ જીગરમાં આશા ઉછલી નીકલી.

હું આગલ ચાલી. દેડકાઓનાં પાણીમાંના "કટ—કટ"ના અવાજો સાંભલતી ને ચંદરણાંમાં ખુદરતનો તહરેવાર નકસ જોતી તોબી થાકેલાં તન બદને ને ધ્રુજતી છાતીએ ઘસડાતી હું આગલ ચાલી.

દુર એકે મકાંન જોવામાં આવતું ન હતું. જોકે રાત ચંદરની હતી પણ ચંદરણાંમાં બી દીવસની પેઠે કાંઈ બહુ લાંબેનું સ્પષ્ટ જણાતું નથી તેનો ખરો અનુભવ મને તે રાત્રેજ થયો. આસપાસ જીવજંતુઓના એકના એક કાનને થાકવી નાંખનારા અવાજો વતરેગ સઘલું સ્મશાંન જેવું શાંત અને ભયભીત હતું !

---

## પ્રકરણ ૭૦ મું.

### મારી જેહેમતો—મારી રખડો. (ચાલુ.)

હવે ઠંડીથી મારાં હાડકાં વધારે અકડી જવા લાગ્યાં, ને મારા દાંત વટીક કકડવા માંડયા. મારા આંગમાં ગરમ કાંઇ બી ન હતું અને બાહેરની એવી ઠંડીનો મને જરાબી અભ્યાસ ન હતો. વલી મને હવે કકડીને ભુખ બી લાગી હતી, કેમકે વાંચનાર યાદ કરશે કે છેલ્લા બે દીવસોથી મેં ખાવાનું લગભગ મુકી દીધું હતું, માટે થાક, ઠંડી અને ભુખના એકઠા સબબોએ હવે હું આજેજ બની થાકી ગઇ અને ચાલવાની બી મારામાં વત રહી નહીં. એમ છતાં હું ચાલતી હતી, સબબ થોબવાથી મને ભય હતો કે મારા સાંધેસાંધા વધતા અડકી જતાં હું ઠંડીથી ત્યાંજ ઠંડી થઇ જવશ, ને તેથી થોડી ઘણી ગરમી દીલે જમાવવા હું જેમ બન્યું એમ જીવપર જોર કરી ઘસડાતી હજી ચાલતી હતી.

અંતે મને એક મકાંન ખેતરની એક બાજુએની ગલીના નાકાપર દુરથી નજર આવ્યું, ને ત્યારે તે જાત કે પરજાત ગમે તેનું હોય તોબી ત્યાં આશરો માંગી લેવાના મજબુત ઠડાવથી હું ઉમેદ ને ઉમંગભેર હવે બેવડી ઉલટથી તે તરફ ચાલી. જેમ જેમ હું આગલ વધી તેમ તેમ હું પુર ખુશીમાં આવી, કેમકે તે એક એકાંત મકાન હતું તોબી તેમાં વસતી હોય એમ લાગ્યું, સબબ તેના કંપાઉડને મથાલેના મજલાઓની બારીમાંથી રોશણીના ઝાખાં કીરણો મને આબાદ દેખાતાં હતાં. હવે છેક નજીક જઇ મેં હીંમતથી દરવાજો ખખડાવા હાથ ઉંચકયો, પણ તે દરવાજાને મારો હાથ લાગે તે પેહેલાં સાઇડમાંથી એક કદાવર કુતરાનો ગોસ્સાથી ઘુરવાનો અવાજ આવ્યો; ને બીજી પલે નજદીક અરધી દજન

બીજાં કુતરાં જોસથી ભુકતાં ને ઉછાલા મારતાં મને જાંણે ફાડી ચીડીને કટકા બુકલા કરી નાંખવાનાં હોય તેમ એવાં ધસતાં મારાં આંગ ઉપર આવ્યાં, કે દુખ ને નાઉમેદીની એક ચીસ સમેત હું ત્યાંથી પાછી ફરી નાહાઠી !

ખરેખર, નાઉમેદીનું આ નહીં વકી રાખેલું વાદલ એવાં જોસ સમેત મારાપર આવી પડયું કે તે કુતરાંને જોતાં મને એમ ભાસ થયો કે તેઓ મને મારીજ નાંખશે, ને તેથી જોકે હું આટલી થાકેલી હતી તોબી જાંણે થાકીજ ન હોઉં તેમ પવનના વંટોલ્યા પેરે હું ત્યાંથી નાહાઠી !

હું દોડાયું ત્યાંસુધી દોડી, સબબ મને કુતરાંના અવાજો આવવાના હજી જારીજ હતા, ને તેથી નક્કીજ લાગતું હતું કે તેઓ મારી પુઠે આવે છે, પણ મારી ધાસ્તી શાંત થવા પછી, ને હું ઘણી દુર નીકલી જવા પછી, ધીરજથી યાદ કરતાં મને ખ્યાલ થયો કે તે કુતરાં તો કંપાઉડની આસપાસ જે સલ્યાની વાડ ભરેલી હતી તેમાંથી બાહેર આવી શકે એમ ન હતું ને ત્યારે વલી હું ધીરજ પાંમી.

પણ એ ધીરજ સાથે પેલીજ મારી થાક ને નબલાઇ પાછી મારાં આંગપર બેવડાં જોસ સમેત ગાલેબ આવી, ને હવે મુશકેલાઇએ પગ ઉઠાવાની મારામાં તાકાત રહી હોય તેમ મને લાગ્યું.

આસાએસ મેલવવાની આ એક તક એ રીતે મારા હાથમાંથી ગઈ તે મને તીરની કાંની લાગ્યું. મેં રડીને ખ્યાલ કીધો કે જો તે મકાંનમાં કોઇ માયાલુ જીવ વસ્તો હોય, ને તેને જો કોઇ ગેબી અવાજ જઇને કેહે કે તેના દરવાજાપરથી એક નીરાધાર, નાવારેસ છોકરીને તેનાં દયાહીણ કુતરાંઓએ હરકાટીને નહસાડી મેલી તો તે શું પોતાનાં નરમ મખમલી બીછાંણાંની સુખદાયક ગરમીમાં મને બાહેર ઠંડીમાં ઠઠરતી ને સબડતી જવા દઇ આસાંનીથી સુઇ રેહે !

પણ એવા ગેબી અવાજો થતાજ નથી.—થતા હોત તો આ બોહોલી દુન્યામાં મારા જેવાં હજારો કંમબખતો રોજની રાતો એવીજ હાય વેલાનાં સંકટોમાં ઠંડીમાં થથરતાં ને નાગાં દીલે તાહાડમાં મરતાં ગુજારે છે તેનો દયાથી ખ્યાલ કરવા મેહેલોમાં એશ કરતાં સેહેંકડો દયાવન ધનવાંનો દયાથી થોબતે ! એવી દયા ને એવા અવાજો એ આ દુન્યાના ચાલુ બનાવોનાં વલાંમાં માહાં ભાયગે આવતા નથી.

હું આગલ ચાલી. મેં વીચાર કીધો કે જો આએ મકાંન હોય તો તેની છેક નજદીક નહીં તોબી આસપાસમાં બીજાં મકાંનો બી અવસ્ય હોવાંજ જોઇએ. કાંઈ નહીં તો કોઇ ગરીબ દુધવાલા કે એવાંજ કામદારોનાં ઝુપડાં કે કોહરાં વટીક જોઇએજ જોઈએ, અને વલી તેથી તે મકાંનનીજ સરહદે હું ઉલટ પકડી આગલ ચાલી.

એ જેહેમતનો મારો શ્રમ છેક ફોકટ ગયો નહીં, સબબ થોડું આગલ જવા પછી નીચી ઉભરણીનું એક બીજું મકાંન મને નજરે આવ્યું, ને હું અંતે આશા નીરાશાથી ધડકતી છાતીએ તેની લગોલગ જઇ ઉભી. તે એક સાદું મકાંન હતું.

હવે હયાં મેં પાછો મારી હીંમતનો અખતરો અજમાવ્યો, ને ધીમે ધીમે બીહીતાં બીહીતાં મેં બાહારનું બારણું ઠોકયું. જરા બારણુ ઠોકી હું થોબતી કે અંદરથી કોઇનાં બાહેર આવવાનાં સણસારાનો અથવા સાહાદ આપવાનો મને અવાજ સંભલાય; પણ નહીં.

મેં ફરી બારણું ઠોકયું, અને હમણાં વેર જે ચોરની પેઠે બીહી બીહીને ઠોકતી હતી તે હવે લગાર વધતાં જોસથી ઠોકયું, અને ત્યારે માલ ઉપરની એક બારી ઉંઘાડીને કોઈ જરા ઘારા ગુસ્સાવાલા સાહાદે ગરમ બની પુછયું, "એ કોણ હએ, હરાંમખોર ?"

આ સવાલનો જવાબ આપવા હવે મારી છાતી ચાલી નહીં. મારા ગુરા ગગરી ગયા, મારી જબાંન ખેંચાઈ ગઇ, ને મારી છાતી જાંણે બેસી ગઈ ! મારે કઇ ભાશામાં ને કેમ આ નહીં વકી રાખેલા સવાલનો જવાબ કરવો તેજ હું સમજી શકી નહીં.

"એ કોણ હએ હરામખોર ?" વલી ઉપરની બારીના અંધારા ઓથામાં ઉભેલા પેલા કાલા ઓલાએ બેવડા ગુસ્સાથી તેજ સવાલ પોકાર મારી રજુ કીધો.

"જી નહીંજી—મએ ભુખસે—ભુખસે મરતી હું," મેં તોતરી બોબરી બની કહ્યું. "મએ ઠંડીસે-ઠંડીસે——" અને બાકીનું હું બોલવા માંગતી હતી તે બધું મારા હોઠપરજ મરી રહયું !

"જાઓ યુ——" અને કંઇ ગાલગલોચથી ફફડી ચટકી તેણે ઢપ દઈને બારી અફાલી મુકી બંધ કરી, કે પાછું ત્યાં સઘલું આગલ પેરે ચુપ ને શાંત થઈ ગયું !

---

## પ્રકરણ ૭૧ મું.

### મારી જેહેમતો—મારી રખડો. (ચાલુ.)

હું ત્યાંથી પાછી ફરી.

ભુખ, થાક ને ઠંડીથી હું તમામ આજેજ ને અધમુઇ બની ગયલી હતી, તે છતાં જે વારે તે કોઇ વગર દયાના સખ્શે એક નજીસ ગાલ સમેત મને તેનાં બારણાંમાંથી ઘાતકીપણે હાંકી કાઢવા બારી બંધ કરી લીધી, ત્યારે હું નાચાર-નાઉમેદ ત્યાંથી પાછી ફરી. હવે મારી આંખમાંનાં આંસુઓનો ઝરો બી જાણે સુકાઇ ગયો. મારાં ભીત્તરે આગના સોહોલા ઉઠતા હતા, અને હું તનની તેમજ મનની એવી હાલતમાં હતી કે જયારે મોહોત મને મીઠું અને માનીતું થઇ પડે—કે જયારે મારી અજલ મને એક આવકારદાયક આશીરવાદ થઇ પડે, અને તેમ છતાં નહીં હું મુઇ કે નહીં મારાં સંકટો ને મારાં ત્રાસદાયક દુ:ખોની તે કંગાલ રાત્રે અવધી આવી ! મારી ઉપર તે એક રાતમાં જે વીટયું હતું તે કોઇ બી પારસી અબલાપર વીટેલું કાંહાંણી કીસ્સાઓમાં વઠીક વાંચેલું મને યાદ આવી શકયું નહીં, અને ત્યારે એવાં જાલેમ કમનસીબનો હુંજ કાંય ભોગ થઇ પડી હોઇશ તે મને ખ્યાલમાં આવી શકયું નહીં.

હું આગલ ચાલી.

કયાં જવું તે જાણ્યા કે સમજયા વગર હવે શું કરવું તેના એક સ્વપ્નવત જેવા બી ખ્યાલ કે વીચાર વગર નાઉમેદ બેભાંણ જેવા હાલે હું ઘસડાતી ફસડાતી લંગડાતી આગલ ચાલી. ચંદ્રમા હજી પુર બલથી પ્રકાશયો જતો હતો, અને જાણે એ મારા સંતાપનો તે એક એકલો એકજ શાહેદ હતો. બાકી આસપાસની સઘલી ખલકત-બધી ખુદરત ઉંઘી ગઇ હોય, મારાં દુ:ખો ને મારી વેદનાઓ, મારી રખડો ને મારી જેહમતો માટે બેદરકાર-બેકદર બની સૌ કોઇ અને સર્વ કાંઇ આસાનીથી આરામ કરવા પડયું હોય એવો ત્યાં બધો હીંગામ હતો ! હવે આસપાસ કોઇનું રહેઠાણ નજરે આવતું ન હતું. મેં ઘણી દુર નજર દોડાવી, ને ત્યારે ફકત તે મેદાંનનાં એક ખુંણામાં કોઇ ઝાવલીનાં છાપરાં જેવું મને નજરે આવ્યું, એટલે હવે મેં તે તરફ મારાં થાકેલાં અને ચાલવાને નારાજ બનેલાં કદમોને રસ્તો બતાવ્યો. તે ફકત એક ભાગુતુટું છાપરું હતું.

હું છેક આગલ ગઇ ત્યારે મેં જોયું કે બાજુમાં એક ઘરનો કાંઇ પાયો નખાતો હોય, પાંયાનું કંઇ કામ તુરતનું જારી કરેલું હોય તેમ હતું, ને તેની બાજુમાં વેહેરવાનાં લાકડાં ઉભા કરી મુકયાં હતાં, જે કામ કરતાં તડકાંના તાપથી બચવા તે કામના કોઈ ગરીબ કરવઇયાઓએ ત્યાં એ કામચલાઉ છાપરૂં ઉભું કરેલું હતું. તેને છાપરૂં કહીએ તો ઇમારતોનાં છાપરાં રીસાઇ જાય તે કીસમનું તે એક છતર હતું. ઠેકાંણે ઠેકાંણે ગાબરાં પડી તેના વાવટા ઉડતા હતા, ને પવનના સપાટામાં તે ઓય જમીનદોસ્ત થઈ જાય તેમ ધ્રુજી લખલખીને તે બાજુનો એકાંતવાસ તે જગાવતું ને ગજાવતું હતું.

પણ એક દુબતું માણસ પીણને વલગે તેમ મેં કેવી આતુરતાથી ચાહયું એ ભાગાંતુટાં છાપરાંનો વટીક મને આશરો મલે, અને તેથી રખે અંદર કોઇ હોય ને મને નાઉમેદ બનાવી વલી હાંકી મેલે તેની હભતધસકે સંભાલથી અંદર માંથું ખોસ્યું. ત્યાં કોઈ હતું નહીં. હવે મેં વલી લગાર વધતી હીંમત પકડી ને હું અંદર વધારે આગલ વધી. ત્યાં મેં બધે ચોપાસ નજર ફેરવી, ને ખુદાના હજારોહજાર શુગરગુજારી સાથે છુટકારાનો એક દમ ખેંચતાં મેં જોયું કે ખરેખર તે કંગાલ ધામ—તે વખતે મારે મન તે આલીશાંન મુકામ—માં કોઇ બીજું હતું નહીં. એ એક અજાએબી હતી, સબબ ત્યાં પડેલાં લાકડકામ વીગેરેના અસબાબનો કોઈ રખેવાલ હોયજ નહીં એ ન બને એવું હતું; તેમ છતાં મારાં, સારાં નસીબે ત્યાં કોઇ નીશંક ન હતું એટલું તો ખરૂંજ હતું, તો પછી તે કેમ થયું ને કેમ નહીં તેની તેહેકીક કરી મારી ખાત્રી કરવા જેવી હું તન કે મનની હાલતમાં હતીજ નહીં.

હવે મેં મારાં થાકીને જડ થઇ ગયલા અવયવોને એક પોહલાં લાકડાંનાં નાગાં બીછાંણાંપર નાંખ્યા, ને જોકે નરમ મખમલી બીછાંણાંઓનો તો મને અનુભવ નહીંજ હતો, પણ મારૂં પોતાનું સરેસ્તાનું બીછાંણું બી મને કદી એટલું સુખ આપનાર લાગ્યું ન હતું! હું મારાં તમામ કપડાં સમેત જેમ બન્યું એમ ઠીક કરી સુતી. મારી આસપાસ લાકડાંનાં મોટાં જાડાં પેહેડયાં વેહેરાયા વગરનાં એમનાં એમ હતાં ને માથે પેલાં ઝાવલીનાં છાંપરાંનો એક અખંડ ભાગ હતો, એટલે બાહેરની ઠંડીથી તેમજ કોઇની કુદ્રષ્ટીથી

મને ઇશ્વરે આપેલા એ ઓથા ને બચાવના હજારોહજાર શુગરગુ-જારી લાવી હું ત્યાં નીરાંત સાથે સુતી, અને વાંચનાર માનશે નહીં પણ હું સુતી તેવી ઉંઘાઈ બી ગઇ !

સુવા પેહેલાં મને એક વાતનો ખરખરો થયો હતો તે હું મારાં વાંચનારાંઓથી છુપાવાની કોશેશ કરીશ નહીં. મને લાગ્યું કે આ એકલી અનાથ જગ્યે ઉંઘવામાં હું મોટો જોખમ ખેડતી હતી એટલુંજ નહી, પણ જો કદીને હું સહવાર તક ઉંઘાઇ રહી ને કોઇ આદમીઓનાં જોવામાં આવી, તો કોઇબી મારી નીતી વીગેરેને માટે ઓછું વમાશન કરી સ્ભાવીક રવેસે મારે માટે હલકું મત બાંધશે ; પણ એ દીલ તોડી નાંખનારા ખ્યાલોની લગોલગ મને ખ્યાલ થયો કે જે રાસ્તીના સાહેબે વાડયાના જાંહાંગીરને હાથ મારી હોરમતની ધુલધાંણી થતી એજગેબી રવેસે ને નહીં ધારેલી રીતે બચાવી હતી તેજ મારી એ ખાબધાહમાં મારી હોરમતનો પાસબાંન અને રખેવાલ થશે. વલી જોકે તેનીજ પાક પાસબાંની ને નીઘેહદાસ્તી હેઠલ મારા ઉપર આજ રાતનાં વીટબણાં ગુજરયાં જતાં હતાં, તોબી હું મારી નીતીમાં સુધ્ધ ને સાફ હતી તો મારે હલકાં ગેરઈનસાફી આસામીઓનાં ઓછાં મતની દરકાર કરવી જરૂર ન હતી, ને તેના-પરજ સબર માંગી મારે તેનીજ દયા ને તેનીજ પાસબાંનીમાં આશરો સોહોધવાનો હતો.

---

## પ્રકરણ ૭૨ મું.

### મારી જેહુમતો—મારી રખડો. ( ચાલુ. )

હું જયારે જાગી ઉઠી ત્યારે હજી અંધારૂં હતું, અને મારી બાજુમાં આદમીઓના વાત કરતા અવાજ સાંભલી હું જાગી ઉઠી. તે વખતે પ્રથમ તો હું કયાં હતી તે યાદ કરવું બી ઘણું મુશકેલ હતું, પણ પછી સઘલું વીજલીના વેગે મારા મગજમાં ધાઈ આવતાં એક નીસાસા સાથે હું પડી રહી, અને શું વાત થતી હતી તે સાંભલવા પડી.

તે કોઈ હેલકરી અથવા ઘાટી લોકો હોય તેવી ઢપની તેમની વાતચીત હતી, પણ તે વાતચીતે મારૂં ધ્યાન રોકયું સબબ તે લોક કોઈ પારસીનું મુંબઇ તરફ ખુન થયલું હશે તેથી તે બાજુએ ઘણો

હોકાર ચાલુ રેહેવાની વાત કરતા હતા. તે ખુન કોણનું હતું, કયાં થયું હતું, કોણે અને કયારે કરયું હતું વીગેરે વીગતો હું યાતો થતી હતી વાસ્તે સાંભલી શકી નહીં, અથવા તેઓની મરાઠી બોલીમાં તે વાતચીત બરાબર સમજી શકી નહીં, પણ ઉપર ટપકેની જે વીગત હું એકઠી કરી શકી તે વાંચનારની જાંણ કાજે મેં મારા બોલામાં અતરે રજુ કરી દીધી છે.

તેઓની વાતચીતપરથી મને વધુ એ જણાયું કે તેઓબી કેટા આખી રાત મારા સોબતી હતા! હું જે લાકડાંપર ઉંચાં લાકડાંઓની ઓથે ભરાઇને સુતેલી હતી તેની બીજી મેર તેઓ સુતેલા હતા. તેઓના સાહાદપરથી મેં જાણ્યું કે તેઓ ત્રણ જણ હતા, અને જેમ તેઓની હાજરીથી હું તેમજ હું ત્યાં હોવાની વાતથી તેઓ તદન બેખબર હતા! તેઓ તો ત્યાં ગઇ રાત્રે નવ વાગેના આવી સુતેલા હતા એમ મેં તેમની વાતચીતપરથી વલી સારાંશ ઉપજાવ્યો. તેઓ કોટ તરફના રહીશો હશે ને આ બાજુએ તે દીવસ કાંઇ કામ મલ્યું હશે, જે કામપર પાછલી રાતમાં રજુ થવાનું હશે, એટલે જેમ મેં મારે માટે આ ખાબધાહ જોઈ કાઢી હતી તેમ તે બચારા ખડતલ મેહેનત કરનાર પ્રમાણીક ગરીબોએ બી એજ આરામધાહ શોધી કાઢી હતી.—ફરક એટલોજ કે હું જ્યારે હાડમાર થઈ નજદીક આખી રાત રવડી રખડી છેક મોડી રાત્રે ત્યાં થર પડી હતી, ત્યારે તેઓ પેહેલી રાતથીજ ત્યાં આવી નીરાંતે સુતા હતા.

હયાં તેઓમાંથી એકે કેટલા વાગ્યા હશે તેનો સવાલ કીધો, ને તેને જે બીજા તરફથી જવાબ મલ્યો તેથી મને મારાં આવાં અગાધ સંકટ વચ્ચે બી કંઈક ગમત પુરી પાડી. તેણે કહયું કે ટકોટક સાડા પાંચ થયલા હોવા જોઇએ, કેમકે છેલ્લો અરધો કલાક થયો તેઓ જાગીને વાત કરતા હતા, ને તે ગમે ત્યાં સુતેલો હોય તોબી પાંચને ટકોરેજ જાગી ઉઠવાની તેને તબેહ હતી. ઘડયાલ અટકલે પારખવાની આ બાહોસ દલીલથી મને કંઇક ગમત મલી. એ રીતે મજકુર વખતશાસ્ત્રીએ પાા નો અટકલો થોકયો—જે ખરો હતો કે ખોટો તે હું કહી શકતી નથી—એટલે તે ગરીબો તુરત મત કરી ઉઠયા, અને પોતાનાં કામે જવા બાહેર પડયા.

આહા ! ગરીબાઇની સાદાઈનો આ કેવો ધ્યાંન રોકનારો દ્રષ્ટાંત હતો. તે બાપડા ગરીબોને કાંઇ સણગાર સજવો ન હતો, કાંઈ પોશાકોના ઠઠેરા કરવા ન હતા—કાંઇ ચેહેરાની ખુબસુરતીના ચાલા ચસકાનો ઠાઠ રચવો ન હતો. તેઓ આરામથી ઉંઘ્યા હતા, ને નીરાંત સાથ જાગ્યા, અને જાગ્યા ત્યારે કુચ કરવાનું મત થતાં ફકત ખાંધપર એક ફાટીતુટી બંદી નાંખી નહીં નાંખીને તેઓ ઘડી ચપકામાં તૈયાર થઇ ચાલતા થયા ! એવાં નીરધન નીરાશ્રીતો અને ઠાઠસાજ સજનારાં શ્રીમંતો વચ્ચેના અનેક તફાવતોમાં આ બી કેવો અકસર ધ્યાંન રોકનારો એક દ્રષ્ટાંત છે !

સારાં ભાગ્યે તેઓ મને જોયા વગર ત્યાંથી બાહેર પડયા ને તેથી મેં એક છુટકારાનો દમ ખેંચ્યો. તેઓ તેમની વાતચીતમાંજ મને એવા ભલા લાગતા હતા કે તેઓ મને કાંઈ હેરાંન કરતે અથવા મને ત્યાં જોઈ મારો બગાડ કરતે એ તો હતુંજ નહીં ; ઓર મેલા ધનવાનો કરતાં મનના સ્વચ્છ અને પ્રમાણીક ગરીબો ઘણા મલશે એ મારૂં મત છે, અને તેથી વાડયાના જાંહાંગીર જેવા એકના કરતાં આ ભલા મજુરો જેવા સોની સંઘમાં રેહેવા હું હજાર વાર રાજી થાઉં ; પણ મારી ઉપર મુજબ લખવાની મતલબ એ કે હું મારા નાચાર હાલ સમેત તેઓ સામે પ્રગટ પડયા વગર બચી ગઇ એ જે બન્યું તે નેકજ થયું.

તેઓનાં જવા પછી મેં પાછી ઉંઘાવાની કોશેશ કરી ખરી, પણ હવે મને તુરત ઉંઘ આવી નહીં. મારાં શરીરના સાંધેસાંધા એવા અકડી ગયા હતા કે મારા હાથપગ વટીક હું માહા દુઃખની કલ ખાઈ મુશકેલીએ હીલવી શકતી હતી. તે ઉપરાંત મારી હોજરીમાં ભુખની કાંઇ એવી સહન ન થઇ શકે એવી અગન ઉઠતી હતી કે તે બધા એકઠા સબબોએ હવે મને ઉંઘ તુરત ન આવે એ બનવાજોગ હતું ; પણ તેમ છતાં હું અંતે અધકચરી ઉંઘે ઉંઘાઇ ગઈ, અને ત્યારે મેં જે ખુનની વાત પેલા કુલીઓને મોંથી સાંભલી હતી તે વાત મારી ઉંઘ દરમ્યાંન મારાં મગજમાં ઘોલાયા કીધી. અંતે તે પછી હું બીજી મરતબે જયારે ચમકી ઉઠી ત્યારે સહવારૂં પડેલું હતું, કે જયારે સુરજનાં નરમ કીરણો તે ઝાવલીનાં છાંપરાંમાથી ડોકયાં કરી રહયાં હતાં. તેથી હવે હું ઉઠી, કેમકે મને લાગ્યું કે તે તરફ આવનાર

કામદારોનો વખત થયો હોવો જોઈએ, ને તેથી જે વખત જાય તેમાં કોઈબી હવે તે તરફ આવવું જોઈએ.

હું ઉઠીને બાહાર આવી.

તે એક માહા મુશકેલ અખતરો હતો. મારાં શરીરના અવયવો હવે વધુ કામ કરવા જાંણે સાફ ના પાડી બેઠા હતા, અને હજી પુરતી આસાએસ માંગતા હતા !

હું આગલ ચાલી. સહવારની ખુદરતનો ખુશબખતી બતાવનાર નકસ નીહાલતી હું આગલ વધી. એ સહવાર મારા રંજીદા થાકેલા જીવને રાહત આપવા કંઇબી રાહ બતાવશે એ ઉમેદ–એ ઉમંગથીજ હું નવું કૌવત નવેસર એકઠું કરી હીંમત પકડી આગલ વધી.

રસ્તામાં એક જગ્યે એક ખુંટાપર કાંઇ પાટયું મારી રસ્તાનું નામ લખેલું હતું, પણ તે કંઈ બાવાઆદમના વખતથી લખીને મેલી છોડયું હોય તેમ તેના અક્ષરની જાત ભાત વટીક બુડી ગઈ હતી, એટલે ઘણુંખરૂં તો વંચાતુંજ નહીં હતું, ને વંચાયું તેટલું મને તદ્દન નવું ને અજાંણ્યું હતું વાસ્તે વલી તે સમજણમાં આવી શકયું નહીં.

હું જયાં જવાયું ત્યાં ચાલી, અને એ રીતે નજદીક બે માઈ-લની મંજલ કાપ્યા કેડે હું દેખીતી રીતે એક ગામમાં દાખલ થઈ. આ કયું ગામ હતું તે હું જાંણતી ન હતી: કદાચ મેહેમ હોય; ત્યાં પેસતાં જે પેહેલી દુકાંણ હતી તે એક આઇસ સરબત વેચનાર મુસલમાનની હતી, ને તે દુકાંણનાં બારણાંમાં એક તારનાં શીકાંમાં ઢગલે ઢગલાં તાજાં પાંઉ ભરેલાં હતાં. આ જોઇ મારી ભુખે મારા-પર એટલો ગલબો કરયો કે બે ત્રણ દીવસ જેઓએ ભુખ્યાં રહીને અજમાવ્યું હશે તેઓજ તેનો ખ્યાલ કરી સમજી શકશે. મેં કેવું ચાહ્યું કે તે પાંઉમાંથી ફકત મને એકજ મલે, પણ તે કેમ ? શું હું ભીખ માંગું ? એક પાંઉના ટુકડા માટે મોહતાજમંદ બની શું હું ઓશયાલો હાથ ઓલું ?

એ ખ્યાલ મને બેહોશ બનાવા બસ હતો, પણ તે દુકાંણની બાજુમાંથી હું જઇ શકી નહી, કે જયારે મારી આતુર ચશમો તે પાંઉના ઢગલા ઉપર ટીકેલી ને ટીકેલી રહી ! હવે મેં જોવા માંગ્યું કે તે દુકાંણમાં વેચવા બેઠેલું આસામી કેવો દેખાવ ધરાવનાર હતું, કેમકે જો કોઈ દયાલુ દેખાવનું આદમી હોય તો તેના પાસે ભીખ

તો નહીં પણ મીનતજારીથી ઉછીણું માંગી લેવા મને હીંમત આવે. આ ખ્યાલથી હું કદમ બેકદમ આગલ વધી, ને ત્યારે બારણાંની બાજુમાં એક ભેંસ જેવાં આંગની અદોર કદાવર મોહોમેદન અબલાને લાંબા પગ કરી નીરાંત સાથ બેઠેલી જોઇ. તેની મુખમુદ્રા પરથી તે દયાલુ હતી કે ઘાતકી તે અનુમાન કરવું સેહેલ ન હતું, પણ તે મને જોઇ હવે સ્વભાવીક અજાયબીથી મારા ભણી ટીકવા લાગી, એટલે હું હીંમત પકડી તેની આગલ ગઈ.

પણ દયા માંગવાના વીચારથી એક વાર આગલ વધ્યા પછી દયા માંગવાનું શરૂ કેમ કરવું—તેને વાસ્તે બોલવું શું ને કેહેવું શું એ એક સૌથી મુશકેલ અખતરો હતો. એ જરૂરનીજ વખતે મારી જબાં ખેંચાઈ જતી, કેમકે તેજ પલે મને તીરની પેરે લાગતું કે હું જે કહીશ તે સામાં આસામીનાં ધ્યાંનમાં ઉતરશે કેમ? તેઓ મારૂં કહેલું સાચ્ચું માનશેજ કેમ?

"કેમ મા, કયા ચઇએ?" તે મુસલમાનીએ મને હવે તેની આગલ જવા પછી ગુંચવાતી ને ગભરાતી જોઇ અજાયબીમાં પણ મને હીંમત આવે તેમ પુછ્યું.

"હું ભુખથી મરી જાઉંચ, મા," મેં કાકલુદીથી કહ્યું; "મારા પઇસાની કોથલી બાહેર રહી ગઇ છે, ને મારી પાસ એક પાંઉનો ટુકડો ખરીદવા બી કંઈજ નથી."

"અચ્છા, પીછે?" ને હવે તેણે ઘણી શકમંદ ઢપ ધારણ કરી.

"જો તું મેહેરબાંની કરે," મેં કગલીને અરજ કરી, "ને આ એક પાંઉ મને ઉધાર આપે તો હું મારે ઠેકાંણે પોંહોંચતાંજ તુંને એક રૂપીઓ મોકલી આપશ."

"જાઓ, જાઓ, અમ એસા ધંધા કરનેવાલા નહીં હે," એક કોઇ મોટી કાલી ગોલ દાઢીવાલા મુસલમાને હવે તે દુકાંણમાં પરદાની ઢપે મુકેલી કબટની પછવાડેથી કુદકો મારીને બાહેર આવતાં બકરાંની પેરે બરાડ મારી; "જાઓ ઇધરસે નહી તો ઠપર ખાયગા"—અને પછી પેલી ઓરત તરફ ફરીને કહ્યું, "દેખ એ ગલ્લા બલ્લા સમાલ લે, ઓર એ પાંઉકી તોકરી અંદરસે લે લે."—અને તે અબલાએ ખરેખર હવે પઈસાની તે નાખલી પેટીપર પોતાનો થાંભલા જેવો પગ લાંબો કીધો!

---

## પ્રકરણ ૭૩ મું.

### મારી જેહેમતો.—મારી રખડો. ( ચાલુ. )

આ નામોસી—આ હીણપસ્તી—આ હરધુતપણાંથી મારી ભુખ મરી ગઈ, ને મારૂં પેટ ફકત દુ:ખના ધુવાથીજ છલોછલ ભરાઇ ગયું !

તે પછીથી ઘણાંક ઘર આગલથી હું પસાર થવા પાંમી, ને ઘણીક મેવા માવાની દુકાંણો વીગેરે હું મુકી ગઇ, પણ ફરી કોઈને એવી એક અરજ કરવા મારી હીંમત ચાલીજ નહીં.

અંતે એક ગલીની વલાંણ લીધા પછી હું એક પેહેલા બંગલા આગલ આવી, જેના બાહેરના ચોકમાં પારસી છોકરાં રમતાં હતાં, વાસ્તે અનુમાન જરાબી મુશકેલ ન હતું કે તે કોઇ પારસીનો બંગલો હતો. એ ઉપરથી મદદ માંગવાનો મારો અખતરો નવી રવેસે હયાં અજમાવા મને હીંમત કીધા વના ચાલ્યુંજ નહીં, ને તેથી હું કંપાઉંડમાં દાખલ થઇ.

ત્યાં ખડકીમાં કોઇ અઢોર જેવી પારસી ઓરત સારી વગર—ફ્કત દીલમાંની પેટીભર—બેઠેલી હતી તે મને જોઈને ઉતાવલમાં બાહેર આવી. "કોણને પુછોચજી ?" તેણે દેખીતી મમતા ને દેખીતાં માનથી કહયું.

"આ ઘેરના ધણી સાથે મને એક બે વાત કરી લેવાની રજા છે ?" મેં બીહતાં પુછ્યું, કેમકે પેલી ઘરધણયાંણી હતી કે ચાકરડી હતી તે હું પાધરૂં સમજી શકી નહીં, અને તેથી કાંઈ નહીં ઘટતો ઘોંટાલો થાય તે કરતાં ઘરધણીનેજ મલવાનું મને વધારે લાયક જણાયું.

પણ તે અબલા જે ખરી અજાયબી ને ખરીજ દયાથી મને જોતી તે મને કશોબી જવાબ આપે તે આગમચ સાઇડેના ઓરડામાંથી કોઇ ગ્રહસ્થ દોડી આવ્યો. તે કોઈ મોટા થેબીયા ને મોટા ગુચ્છાવાલો અઢોર ઉંમરનો આસામી હતો, ને તે દયાલુ હતો કે નહીં તે તેના ચેહેરાપરથી અટકલવું સેહેલ ન હતું. "કેમ છોકરી કોણને પુછેચ ?" તેણે પેલી ઓરતથી ઉલટી રવેસે કેટલીક તોચ્છડાઇથી મને પુછ્યું.

"હું ભુખથી ને થાકથી મરી જાઉંચ," મેં મારી જુની ખખ થઇ ગયલી અરજ પાછી રજુ કરી, કે જેમ કરતાં દચકાંઓથી મારી છાતી ગુંગલાઇ ગઈ.

"ઘણુંજ અજબ જેવું," તે સખશે થેબ્યા પસવારતાં કહયું; "શું તારૂં ઘરબાર નથી? મારી ખાત્રી કેમ થાય કે તું જે કેહેચ તે ખરૂં છે?"

"હું આપરા મહજબ ને ઘરમના સોગંદપર કેહુંચ, સાહેબ," મેં કહ્યું, "કે હું તમોને જરાબી ઠગતી કે છેતરતી નથી. હું એક સારે ઠેકાંણે છોકરાં રમાડવાની નોકરી કરી પ્રમાણીકપણે મારો ગુજારો કરતીતી, પણ ત્યાંથી એક નીચ આદમી મારી હોરમતનો નાશ કરવાના નાપાક વીચારથી મને ઠાગાથી ઉપાડી ગયો, ને તેને ત્યાંથી હું નાહાસી આવેલી છેઉ."

"પણ તે આદમી કોણ?" તે ગ્રહસ્થે બજીદાઈથી પુછયું. "તું નામ નીશાંણો છુપાવે ત્યારે મારી પતીજ કેમ થાય?"

"તે લુચ્છો વાડયાના જાંહાંગીરને નામે ઓલખાએચ જી," મેં કહ્યું.

"કોણ, જાંહાંગીર વાડયો?" અંદરથી કોઇએ તરારો મુકયો, ને તે બીજી પલે બાહેર આવ્યો એટલે મેં ઘણા ગભરાત વચ્ચે જોયું કે તે પેલો કાલાપેસીનો બદલુ હતો!

એ કાલાપેસીના બદલુને વાંચનાર વીસરી ગયાં નહીં હોય? એ તેજ બદમાસ શેઠયો હતો કે જે માકીદલાલના ખટલુ સાથે એક વખત ઘોડેસ્વાર થઇ જતાં પેલા ગરીબ દીનસાહ સાથ છેડતી સોધી કજીઓ કરી પડયો હતો. તે જેમ મને તેમ હું તેને સારી રવેસે ઓલખતી હતી, કેમકે તેને મારા હીજીશેઠને ત્યાં જાથુકનો આવવા જવાનો પહીંગો હતો.

તે કેઠો અંદર હતો! તેને આ કોઇ ગ્રહસ્થ સાથ પીછાંણ હશે ને તે અહીં આવ્યો હશે, તે અંદરથી મને વાત કરતી સાંભલી જયારે મારે મોંથી વાડયાના જાંહાંગીરનું નામ નીકલ્યું ત્યારે અજાયબીમાં બાહેર ધસી આવ્યો.

"હો. કોણુ! એ તો હીજી શેઠખાનદાંનને ત્યાંની શીરીન દેખું!" તેણે અજાએબીથી કહયું.

"ત્યારે શું તમે એને ઓરખોચ, મી૦ બરજોરજી," પેલા ગ્રહસ્થે પુછયું.

"અરે હારે યાર, ઘણી સારી રીતે," તે બદમાસેં કહયું. "રાંડ ઘણી છપ્પન પોરી છે. પેલા કાઉ વારયાના જાંગુ સાથે પોતાની રાજી ખુશાથી નીકરી ગેઇ, ને હવે કંઇ ત્યાં ઓછું પરયુ હોશે તે ચરત ચલાવતી નાહસી આવીચ. કંઇ એને આપતા મુકતા ના જો."

"એમ ?" પેલા ગ્રહસ્થનાં ધ્યાંનમાં જાણે એ બદલુની વાત ઉતરી ન હોય તેમ તેણે દેખીતી દયાથી કહયું. "કંઇ તમારી સમજમાં ભુલ હોશે ! એવી ખરાબ ઓરત હોય એવો એનો દેખાવ તો નથી."

"અરે આગ લાગારો દેખાવને મારા ભઈ તમે બી," તે લેઆનતી બદમાસે ખડખડ હસીને કહ્યું. "કેહેજે તે દાહારે હીજીશેઠ પોતાનાં ધણ્યાંણી સાથે પોતાની ગાડીમાં કંઈ વાંદરા તરફ ફરવા ગીયો હશે. તે એક એકાંત રસ્તાપર એને જાંહાંગીર સાથે સેહેલ કરતાં તે બધાંએ નજરેનજર જોઇ. હીજીશેઠ એખલોજ મને એમ કેહેતે તો હું માનતે બી નહી, કેમકે તેને તો જાંહાંગીરનો એવો જાર તાર રમુજમાં રકાસ બનાવાની ટેપ છેજ, પણ મને તો તેવણનાં ધણ્યાંણીએ કહયું. બધાં નોકરનફરો ને ઘોડાવાલા વટીક તો એ વાત જાંણેચ ને કરેચ !"

ખુદા જાંણે એ વખતે મને છાતીમાં શું થતું તે મારી છાતીજ બેસી ગઈ, ને મેં ઘણું બી ચાહયું પણ હું મારા બચાવમાં કશું બોલી શકી નહીં ! ફકત જે નીચ આ રીતે પોતાની નીંદક જીભથી મને વગર જાંણુવે જોવે વગોવી મારૂં નખ્ખોદ વાલતો હતો, અને જે મને આ એક માયાલુ છાપરાંનો લગભગ મલી ચુકેલો આશરો મારી પાસેથી ઘાટકીપણે છીણવી લેતો હતો તેના તરફ ટકટક જોયા કરયા વના વધુ હું કશું કરી શકી નહીં !

"ચાલ નીકર, રાંડ નાપાક," તે કોઈ ગ્રહસ્થે એ બધું સાંભલી મીજાજ ખોઇ દઈ ઘણાં ઘાટકીપણે મને એક હાથની હવે અછાત મારી કહયું, "નીકર અહીંથી, નહી તો હમણાં મારાં આદમીઓ પાસ ધકેલા મરાવીને હાંકી કરાવશ."

"જરા મને સાંભલો," મેં દચકાંઓથી ઉભાતી છાતીમાંથી જેમ તેમ સાહાદ કાઢયો ; "જરા મારો બચાવ તો સાંભલો ?"

"અરે જારે રાંન બચાવવાલી," હવે પેલી અબલાએ ઘણાજ ગુસ્સાથી કહ્યું. "રાંન તુંને મારાં ઘેર બારપરથી બી ઓવારી.-ઉતર મારી ઓસરીપરથી, તું મરે સહવારનાં પોહરમાં મારે ઘેરેબારે ધરો પખોરી લેવાની આવતી !"

હવે હું થોભી નહી. ફક્ત મોહોત કયારે આવે તેજ મુરાદ માંગતી અથવા તો અપઘાતનાં પાપથી મોહોતને તેડું કરવાનાજ પાપી ઠડાવથી હું ત્યાંથી દુસકે દુસકે રડતી બાહેર પડી. તે કંપાં-ઉડનાં રમતાં છોકરાં દયાથી દઘાઈને મારા ભણી જોવા લાગ્યાં, ને રસ્તેના રાહદારીઓ અજાયબીમાં મને ટીકવા પકડયા, પણ આસ-પાસનું કશું બી ભાંણુ ધરાવ્યા વના હવે ફક્ત મોહોત માંગતી ને મોહોતનોજ ઉપાય સોહોધતી હું તદન ટુંટેલાં—જખમી થયલાં દીલે ત્યાંથી આગલ વધી !

---

## પ્રકરણ ૭૪ મું.

### મારી જેહેમતો—મારી રખડો. (ચાલુ.)

હું આગલ ચાલી.

વલી એક વાર કયાં જવું ને શું કરવું તેનાંજ ઘાતકી વમાસણમાં મેં ઉપર કહયું તેમ મોહત માંગતી ને મોહતનેજ સોહોધતી હું ત્યાંથી આગલ વધી.

પણ મોહોત મને મલ્યું નહીં. જેઓ મોહોત રાત ને દીવસ માંગેછે તેઓથી મોહત જાણે ખાખસુસ ખસતું ને નાહાસતું રેહે છે. જેઓનો જીવ એક ફુંકથી ઉડી જવો જોઇએ, અને દોરાના એક માત્ર તારથી તે વાવલો દેહેને વલગી રહયો હોય એમ જણાય છે તેઓ દહાડાજ નહી, મહીનાજ નહીં પણ વરસો સુધી મરતાં નથી, કે જ્યારે ઘણાક જુવાંન જીવો પુર જોબનના બાહારમાં ઉધ-રતાં ને ઉછરતાં લોહીનાં જોસ વચ્ચે જોતાં જોતાંમાં કબજ થઈ જાય છે તેનું કોઈને ભાંણ-કોઇને કશી ખબર વટીક પડતી નથી. એ બધો ચીત્ર વીચીત્ર ખુદરતનો ખેલ છે, અને તેવા એક ખેલનાં પરીણાંમમાં હું રીબતી હતી, ને રીબીને મોહોત માંગતી હતી, પણ મને મોહોત મલતું ન હતું !

હું વલી હવે એક ખેતરની બાજુમાં ભરી લીધેલી પથરાની પાલ ઉપર મારાં કરમને રડતી બેઠી, ને તે દરમ્યાંન મારા દુઃખીત વીચારોના દરયાવમાં હું એવી ડુબીને બેપ્રાંમ બની કે મને આસ-પાસનું જરાએ ભાંણ ન રહ્યું. એમ થવાથી મેં જોયું અથવા જાંણ્યું નહીં કે એક બ્રોહોમમાં કોઈ પારસી અબલાનું મારા પાસથી પ-સાર થવું થતાં તેનું મારાપર ધ્યાંન ખેંચાયું હતું.—મારા લેવાયલા લુટાયલા રડમસ હાલ ઉપર તેને ભારે તાજુબી ને અજાયબી ઉપજી હતી, અને તેથી તે ઘણી અજાયબી વચ્ચે ગાડી થોબાવી મારા પાસ ઉતરી આવી હતી.

તેણીને તેથી મારી લગોલગ આવેલી જોઈ મારી બેફ્રાંમીના ખાબમાંથી હું ચમકી ઉઠી ખબરદાર થઈ, અને ત્યારે તેણીએ ઘણી મમતાથી હું કોણ હતી ને ત્યાં શું કરતી હતી તે મને પુછ્યું.

મેં આંસુઓના એક મસ મોટા ધોધ વચ્ચે મારી દુઃખી અવસ્થાનો તેને કંઇક ખ્યાલ આપ્યો. મેં બોલવા તો ઘણું માંગ્યું, પણ એકી વારે એક ઉપર એક મારાં દુઃખો મારાં મગજ ઉપર એટલાં ધાઇ આવ્યાં કે શું બોલવું ને શું રાખવું તે મને સુજયું નહીં, અને હું ગુંચવાઈ તેમજ ગભરાઈ ગઇ.

“કંઈ ફીકર નહીં,” તે કોઇ ખરી દયાલુ બાઈએ કહયું. “તું હમણાં મારી સાથે મારે ઘેર આવ, ને ત્યાં જરા બુક બાચકો ખાઇને પછી તું મને તારી હાલત વીગતથી સમજાવજે.”

આ સુખદાયક સુખનોથી આનંદની જે વીજલી મારાં આંગમાં પસરી રહી ને તેથી મને જે લાગણીઓ થઇ તેના પુરાં પ્રમાણમાં વાંચનારાંઓને હું કશો બી ખ્યાલ આપવા તમામ અશકત છું. મેં ઉપકારના કાંઈક બોલો કેહેવા માંડયા, પણ તે મારાં ગલામાં ખુટી બેઠા ને તેમને હું મુતલગ ઉચ્ચારી શકી નહીં. તે બાઇએ તેથી મને ધીરજ આપી, અને પછી પોતાની સાથે ગાડીમાં બેસાડી લઇ ગઈ. તે કોઇ તે તરફનીજ રેહેવાસી હતી. અમે ગાડીમાં બેઠા પછી તેને બંગલે પોહોંચતાં ઘણી વાર લાગી નહીં.

તે એક મજેનો ઝુપડાંરોકો વાડ ને વેલાઓ સાથનો બેઠો બંગલો હતો. ને તેની આસપાસ ફરતી એક વાડીની પડોસમાં ચોગાંન ફરતાં ખેતરો હતાં, જેમાં તહરેવાર રોપણી કરેલી હતી.

અમો ઘરમાં જતાંજ બાજુના ઓરડામાંથી કોઇ દોસી નીકલી આવી, ને તે બાઇએ મને બેસાડયા પછી તેને હોકમ ફરમાવ્યો, "જાઓ તો દોસાં, આએ કોઇ બીચારી છોકરી બે તન દાહારાની ભુખી કેહેચ, વાસ્તે કાવલાને કહીને તરત નાસ્તો મંગાવો."

"ઓ હારે મરૂં," તે દોસીએ કહ્યું, અને તેની ઉંમરનાં બીજાં ખટપટખોરાંઓની પેરે ખંતથી સવાલોપર સવાલો કરવા થોભવાને બદલે તે એકદમ ત્યાંથી રાંધણી તરફ ગઈ. જે ઝાડનું મુલ મીઠું હોય છે તેનાં ફલ કડવાં થતાં નથી. જે ઘરધણી કે ઘરધણ્યાંણી ભલાં હોય છે તેનું આખું ઘર તેવીજ ભલમનસાઇ ને ભલાઇથી ભરેલું છે એમ અનુમાન કરવામાં તમો કોઇ કવચીતજ ભુલ ખાશો.

નાસ્તો આવતાં વાર થઇ નહી. બે હાફ બોઈલ્ડ ઇંડાં, પનીર, માછલી, પાંઉ, માંખણ વીગેરે ચા સાથે એક તાસક હું બેઠી હતી ત્યાં જલદીજ લાવી ઉતારવામાં આવી, અને હું ખાઉં ત્યાંવેર મને મને કશું નહીં પુછવાના ધરમાત્મા હેતુથી તે ભલી બાંનુ જે અમે ઘરમાં પોંહોંચ્યાં કે તરતજ મને આગલા ખણમાં બેસાડી પોતે કપડાં બદલવાને મસે પાસેના ઓરડામાં જતી રહી હતી ત્યાંથી મારો નાસ્તો આવ્યો તે પછીજ બાહેર આવી.

પણ હવે વલી મારાથી ખવાયું નહીં. તે ભલી અબલાએ ને તેની તેવીજ લાયકીવાલી દાયા (પેલાં દોસાં)એ મને પુરતું ખાવા ઘણી બોંહોંસ કરી, પણ લગભગ બે ત્રણ દીવસોથી હું તમામ ભુખી હોવાના સબબે મારી હોજરી એટલી નબલી પડી ગઇ હતી કે હું જે ખાતી તે ઉપર મને ઉબક આવતી. એમ છતાં મેં ઘણી હોંસથી બધી ચા પીધી, ને તેથી તેમજ જે બુક બાચકો ખાઇ લેવાયું હતું તેથી મારા જીવને ભારી શાંતી થઈ.

"મારી ઉપર છેલ્લા બે દીવસોમાં ગુજરવા ને વીટવામાં કંઇ બાકી નથી રહી, બાઈ," મેં ખાઇ લીધા પછી આંખોમાં આંસુ લાવી કહ્યું. "મારીપર જે વીત્યું છે તે વારતાઓ ને કાંહાંણી કીસ્સાઓમાં આપરે વાંચ્યે ને માનીએ નહીં તેવુંજ છે. હું ગેઇ રાતે આખી રાત બાહેર એખલી રવરી રખડી, ને અંતે એક ઝાવલીનાં કામચલાઉ ઝુપરાંમાં ફકત વેહેરવાનાં લાકરાંપર મેં રાતના છેલ્લા એક બે કલાક અધચકરી ઉંઘે ખેંચી કારેલા છે."

"ઓ વહીરે માએ! પણ મરે એ બધું કેમ કરી થયું?" તે દાસીએ હપટઈને તેમજ અજબ થઇને કહ્યું, "કોઈ તારી માએ બેહેન ભઇ માટી કોઈ છે કે કોઇજ નથી!"

"મારાં માએ બાપ બેહેસ્ત પાંમેલાં છે," મેં તે ગુજર પાંમેલાં વ્હાલાંઓની આ પાધરી યાદથી જખમાઇ ફોકેફોક રડીને કહ્યું, "ને મારા ભાઇ બેહેન મારાથી નાધલાં છે, ને મને મદદ કરી શકે તેવી હાલતમાં નથી."

"તારાં મોંનાપરથી તું મને ખચ્ચીત કોઈ ઘણી સારી છોકરી જણાય છે," તે બાઇ જે મને આ પનોતાં છાપરાં હેઠલ લાવવા પાંમી હતી તે ખરી દયાથી બોલી. "પણ મને જરાબી ઉતાવલ નથી. તું રાતની ઉજાગરી છે ત્યારે તો જઈને હમણાં તો સુઇ જા ને પછી નીરાંતે તારી જે વાત હોય તે મને કેહેજે, એટલે પછી જે ઘટતું હોશે તે અમે કરશું."

મેં આ સધ્યારા ને મેહેરબાંની માટે ખરાં દીલથી ઉપકાર માંન્યો, અને પછી શરમઈ શરમઇને કહ્યું, "મને ઉંઘ આવશે નહીં, પણ રખડ રવડથી હું તમામ ધુલથી ભરઇ ગેઇઇ છું ને થાકીને લુસ થઈચ, વાસ્તે જો મને બેઅદબી કરતી નહીં ધારો તો મને બે કલસીયા મોંનું ધોવાનું પાણી અપાવશો?"

આ મારી માંગણી તુરત અમલમાં આવી, અને જોકે મેં હાથ મોંઢું ધોવાનું પાણી માંગ્યું, પણ મને આંગ ધોવાને વાસ્તે ઘણી બજીદાઇથી ગરમ પાણી પુરૂં પાડવામાં આવ્યું, અને થાકેલાં દીલને રાહત બક્ષનારા એ ઈલાજથી મને ઘણો આરામ થયો.

હું તૈયાર થતી હતી ત્યારે મને પેલી દાસી તે કામમાં મદદ થવા મારી આગલજ હતી, ને તેણે તે દરમ્યાંનમાં મને ઘણી અગતજોગી ખબરો આપી. તેને મને કશું બી પુછવાની મંના થઇ હશે કે શું તે મેં જોયું કે તેણીએ મને મારી પોતાની હાલતને લગતું પુછવાના સાફ અખાડા કરયા, ને ઓર મને પોતાની પરોપકારી શેઠાંણીને લગતી વીગતોજ પુરી પાડી. તેણીનાં કેહેવા મુજબ તે બાઈનો ખાવંદ કરાંચી છેલ્લા બે મહીનાથી કાંઇ કામસર ગયલો હતો, ને તે ધણીને તેનાં સગાંવાહલાં સાથ સારૂં ન હતું ને બાઇના પોતાનાં સગાંવાહલાં બી કોઇ હતાંજ નહીં, એટલે તેનાં ગયા પછી

બી એ અબલા પોતાનાં નોકરનફરો સાથે એખલી એ ઘરમાં રેહેતી હતી. એ બધી વીગતો સાંભલતાં અને તૈયાર થતાં મને નજદીક એક કલાક થયો, અને જ્યારે હું એ રીતે નાહી ધોઈ બાહેર આવી ત્યારે મને જોઇ તે ભલી અબલાએ મારાં રૂપની બી મારાં મોં ઉપર જાબજા તારીફ કરવાને જરાએ કસર કરી નહીં. તે પછી તેણે મને પોતા પાસે ધીરજ આપી બેસાડી, ને પછી મને મારી વીટક વાત કેહેવા ફરમાસ કરી.

પણ હજી તો હું તે કાંહાંણીનું મંડાણ કરૂં તે પેહેલાં કોઈ માલી જેવા ઘાટીએ આવી બાઈને ખબર આપી કે "બરજોરજી શેઠ આલા," અને બીજી પલે એક પારસી અમો હતાં ત્યાં દાખલ થયો તે મેં તેના સણુસારાથી જાંણ્યું, કેમકે બારણાં ભણી મારી પીઠ હતી ને તેથી ફરીને તે કોણ હતું તે જોવા મને લાયક જણાયું નહીં.

"કેમ છેઓ નવાજબાઈજી," તેણે જાંણે તે ઘરમાં આવવા જવાનો તેનો પઠીંગો હોય તેમ ઘરવટની ઢપે અંદર આવતાં પોકાર મારયો. "આપરા નસરવાંનનું કરાંચીથી કંઈ કાગલ પત્તર—અરે પણ આએ કોણ? હાલો, એ રાંડ વાંદરી વરી અહીં કાંહાંથી પોંહોંચી વરી?" અને નસરવાંનજીની વાતપરથી તે દેખીતી રીતે અચકી જઇને મારીપર ઉતરયો હતો તેથી, તેમજ તેનો અવાજ બી મારો ઓલખીતો હતો વાસ્તે મેં ચમકીને તેનાં મોં સામે જોયું, ને કોણ? વગર સતાવણીએ મારો શત્રુ થઈ નીકલેલો તે પેલોજ પાપી શેઠયો કાલાપેસીનો બદલુ હતો, કે જેણે કલાક આગમચ એક આવાંજ પનોતાં છાપરાંનો મને મલતો આશરો ઘાટકીપણે છીનવી લીધો હતો. તે બદમાસ ખરી ખોટી જાંણ્યા વના પોતાની હોજખી જીભાંને મારી નીંદા પોકરવામાંજ મોજ લેતો હતો, અને તે રીતે તેણે મને બે કલાક આગમચ એક ઘરમાંથી હીણપસ્તી વચ્ચે હાંકી કઢાવી હતી, તો હવે તેજ પલીદ પગલાંનું મારી પુઠે અહીં બી આવવું થયું ત્યારે તે મને અહીં સુખથી મેં મેલવેલી આ દયા વચ્ચે ટકવા ને રેહેવા એ શું જરા બી માનવાજોગ છે?

---

## પ્રકરણ ૭૫ મું.

### મારી જેહેમતો—મારી રખડો. (ચાલુ.)

"નસીબ બે ડગલાં આગલનું આગલ" એ કેહેવત મારા કમનસીબ હાલમાં તમામ ખરી હતી! હું એ કોઇ ભલી બાઈનો વીશ્વાસ અને આશરો કેવી મોહબ્બત વચ્ચે મેલવવા પાંમી હતી તે વાંચનારે જોયું, અને હજી તો તેનાં ઘરમાં બુક બાચકો ખાઈ લઈ હું માન માન ઠર પડી હતી—હજી તો મારી વીટક વાતો વીગત સમેત રજુ કરવાનું મંડાણ વટીક હું કરી શકી ન હતી, તેટલાં કાલાપેસીના બદલુને ત્યાં બી મારી પુઠે આવી લાગેલો જોઇ હું તમામ નીરદોશ છતે કેવીક ગુનેહગાર હોઉં તેમ બેહબત ખાઈ ગઇ!

"હોલ્લો, એ રાંન વાંદરી વરી અહીં કાંહાંથી પોંહોંચી વરી!" તે બદમાસે મને જોતાંને વાર અજાએબીથી કહયું;—અને વલી અહીં બી તે પોતાની દોજખી જુબાંને મારી નીંદા પોકારી મારૂં ઉંધું મારશે એ ફીકરથી તેના એ અવાજ સમેત હું ચમકી ઉઠી, તથા તે કંઇબી બીજું બોલે તે પેહેલાં અરજદારની ઢપે તેની આગલ હું ધસી ગઇ. "ખુદાને વાસ્તે મી૰ બરજોરજી," મેં હાથ જોડી બોજરખાહીથી માંગી લીધું, "ખુદાને વાસ્તે મારે લગતી પેલી નીચ નીંદા અહીં બી બોલી આએ કોઈ ભલાં બાઇને નાહક ભમાવતા ના."

"છોકરી," તે નીંદાખોર લુચ્છાએ સાધુનો સાહયો પેહેડી એક સાધુનેજ છાજતી ગંભીરતાથી કહ્યું, "છોકરી, મને મારી ફરજ બજાવવી જોઇએ, કેમકે એક નાલાયક દુકતી પછવાડે કોઇ પોતાનાં ઘરની સકમાઇના એક બી પઇસાથી ઘસાએ તે"—

"એટલે? એટલે?" હવે પેલી બાઈ જે આટલો વાર પુરી અજાયબીમાં અમો ભણી જોયા કરતી હતી તેણે આગલ આવી પુછયું, "એટલે આએ રકજકનો માએનો શું? શું છે બરજોરજીબા. શું તમે એ છોકરીને બોરખોચ?"

"જી હા," તેણે કહ્યું, "એ હીજીશેઠખાનદાંનને ત્યાં નોકરીએ ઉતી ત્યારથી હું એને બોરખુંચ, ને પછીથી નોકરી મુકીને એ રાંન લુચ્છી પેલા વાડયાના જાંહાંગીર સાથે પોતાની રાજીખુશીથી નીકરી ગેઇતી, ને હમણાં સુધી તેની સાથે રહેલી ઉતી."

"જુઠું," મેં લગભમ દુઃખથી ચીચ્યારી પાડી કહ્યું. "હરરતું જુઠું, ને મને એ રીતે નાહેક સતાવનાર ને બદનામ કરનારની જુબાનમાં કીરા પડશે. બાઇ," મેં હવે આંસું ભરી આંખોએ તે ભલી અબલા તરફ ફરીને કહ્યું, "આમાંનો એક હરફ બી તમે માનતાં ના. તમે મને જો વીગતે સાંભરશો તો જાણુશો કે મને ફકત ઠાગાથી—જબરીથીજ ઉપાડી લઇ જવામાં આવી હતી, ને હું ખુશીથી તે નીચ આદમીને આશરે ગેઈજ નથી, તેમજ ત્યાં જવા પછી તેની સાથે રહી બી નથી."

"રાંડ જેવી બોલીદરાજ છે તેવીજ બાલેબાલ પાપથી ને એબથી ભરેલી કોઈ માહા બદમાસ દુકતી છે," તે લુચ્ચાએ હવે અરધું ગંભીરતાથી અરધું હસીને કહ્યું,-અને મેં જોયું કે તે બાઇનો ચેહેરો જે એવો દયાલુ, એવો ધરમાતુ, એટલો હસ્તો હતો તે બી હવે ઘણો ગંભીર અને શંકાશીલ થયો હતો; દેખીતી રીતે મારી થયલી નીંદાનું ઝેર તેને લાગી ચુકયું હતું, અને જે વખત જતો હતો તેમાં તે ઝેર તેની પુરી અસર બતાવનાર હતું!

"પણ બરજોરજી બા કંઇ તમે કેહોચ તે વાતના પુરાવા હોશેની?" તે બાઇએ એ છતાં હજી બી મારી દયા ખાતી હોય ને હજી છેલ્લો એક વેહેમ ભાંજવા માંગતી હોય તેમ સવાલ કીધો.

"અરે બેહેન પુરાવા ને ખાત્રી વગર હું બોલું એવો આસામી બી છેઉં વારૂં?" તે નીચે કહ્યું. "એને ને મને કીયા જમાનાનું વેર કે હું તમુને એમ એને વાસ્તે ખોટું સમજાઉં! પુરાવા એટલા મજબુત છે અને એને એનાં પાપમાં એટલાં બધાંઓએ નજરોન-જર જોયલી છે કે જરા બી વેહેમનો સવાલજ નથી. કેહેજે તે દહારે એ હીરજીશેઠ પોતાની ગારીમાં વાંદરા તરપ કંઇ સેહેલ કરવા નીકરયાતા ત્યારે એને વારયાનાં જાંહાંગીરનાં પાસાંમાં ભરાઇને તે બાજુના એક એકાંત રસ્તાપર પસાર કરતી શેઠે ને શેઠાંણીએ પોતે જોઇ, એટલુંજ નહીં પણ સાથે આયાદાયા ને ઘોરાવાલાઓ ઉતા તે લોકનાં મોરાંમાં બી આજ લગી એની એજ વાત છે."

થઇ ચુકયું. આ વાતથી તે બાઇને ઉપલું ઝેર તમામ લાગુ થઈ ચુકયું, અને જોકે મેં આંસુભરી આંખોની મીનતજારીથી મને મારા બચાવમાં વીગતે સાંભલી લેવા તેણીને ઘણું સમજાવ્યું, પણ

તેણીએ હવે વધુ વાર મારી સાથે રોકાવા સાફ ના પાડી. "જી ભરાયા મારા ધણી જાંણશે," તેણીએ કહ્યું, "કે મેં તારા જેવી એકને મારાં ઘેરમાં ઘાલીને ખવારયું પીવારયું તો તેવણ તો મારો ટોટોજ પીસી નાંખશે, પણ તું ખરેખરી ભુખે મરતી ઉતી ને વરી હમજાતી છે એટલે તેં મારાં ઘેરમાં આવીને બુક બાચકો ખાધું તેથી હું દલગીર નથી."

"અરે બાઈ," મેં પાસેની ટેબલપર એક આપણી પાક અવસ્તાની ચોપડી પડેલી હતી તે મારાં દુ:ખનાં જોસ વચ્ચે ઉપાડી લેતાં કહ્યું, "તમે દેખીતી રીતે કોઇ ખરાં દીનદાર છેઓ, તો આપરી પાક દીન ને પવીત્ર મહજબના કસમથી હું કેહુંચ કે આએ બધી નાપાક નજીસ નીંદા છે. મારો જરાબી વાંક નથી, ને મેં કસી બી તકસીર કીધી નથી, તે છતાં તમે મને શું કામ એમ તમારે ત્યાંથી હાંકી મેલોચ? તમારે જોઈએ તો મને હવે ના રાખતાં, પણ ફકત મારો ખુલાસો સાંભલતાં સુધી તો થોભો, ને હું મારે વાસ્તે તમારાં મનમાં બુરા વીચારો સાથે તમને છોડી જાઉં તે કરતાં મારે મારા બચાવમાં શું શું કેહેવું છે તે તો મને ઈનસાફને ખાતર પુછી લેઓ?"

"અરે હવે જાની, એ બધી ભટઇ છોડી દે," હવે બદલુએ થથરાવી નાંખનારા સાહાદે મીજાજ ખોહીને કહ્યું; "ગુપચુપ જા, નહીં તો હવે રાંનને ધકેલા મારીને બાહાર કારશું."

"હું જાંણુંચ કે તમો એક દીકરીના બાપ છેઓ," મેં તે નાતરસ લુચ્છા તરફનો મારો વેરભાવ ને મારો ધીક્કાર દાબવાની હવે જરા બી કોશેશ કીધા વના કહ્યું, "ને તમો મને જ્યારે એ રીતે વગોવોચ ત્યારે તમે એમજ જાંણજો કે મને જે તમે બુરૂં બોલોચ તે તમારી બચારી નીરદોશ દીકરીને બોલોચ, કેમકે હું બી તે તમારી દીકરીના જેટલીજ પાક ને સાફ છેઉં."—અને પછી ત્યાં બખેડો વધી પડવાની ફીકરથી હું હવે વધુ આજીજીઓ વાસ્તે થોભ્યા વગર આંસુઓથી આંધલી થઇ જતી આંખ્યો સમેત બાહેર ગઇ.

પણ મારી પુઠે તે ભલી અબલા દોડી આવી. દયાલુ દીલગુરદો એ કીસમનો ત્રાસ ખમી શકતો નથી, ને તેથી જોકે એ અબલાને નીંદાખોર બદલુના સુખનપર અવીશ્વાસ લાવવાને કંઇ

કારણ ન હતું, તોબી મેં પોતાને નીરદોશ જાહેર કરવાને જે આટલું બધું કહ્યું તેથી તેનાપર થોડી ઘણીબી અસર થઈ હતી ખરી, સબબ કંઇક બીજી દયા બતાવા તે બાહેર આવો હતી. તે બચારીનું જો કરયું થતું હોતે તો તે મને હજી બી પોતાને ત્યાં રાખતે, પણ દેખીતી રીતે તે તાબેદાર અબલા પોતાના ખાવંદથી બીહીતી હતી, ને તેથી બદલુનાં ચાડી ખાઇ આપવાથી એક ભલાઇનું કમ કરવા જતાં પોતે નાહક તેના ધણીની ઇતરાજી કે ઠપકામાં આવી પડે તેના ભયથીજ તે મને એમ જતી મેલતી હતી એ દીસ્તુંજ હતું.

"આએ લે એક પાંચ રૂપીઆ છે, છોકરી," હું આગલાં બારણાંમાંથી બાહેર જતી હતી ત્યારે પછવાડેથી દોડી આવી મને થોબાવી હાથમાં તે રકમ ભચરીને આપવા કરતાં તેણે કહ્યું. "જોકે તારે વાસ્તે આટલું બધું સાંભરયા પછી હું તુંને મારાં ઘેરમાં તો એક ઘરી બી ઉભી રાખી નહીં શકું, પણ તારી પાસ ખરચનું કંઇ નથી ત્યારે આએ લેતી જા, ને ખોદાએ તુંને હજી બી સારી બુધ્ધી આપે."

"નહીંજી," મેં દડાવથી ના કહી તે રકમ નામંજુર કરતાં કહયું; "જો તમે મને નીરદોશ માની શકતાં નથી તો હવે તમારો એક ખોટો પઈસો બી લેવો મને હરાંમ છે. એમ છતાં બી બાઇજી તમે મારીપર કંઈ થોડી મેહેરબાંની બતાવી નથી, વાસ્તે હું રોજ ખુદા પાસ તમારા વાસ્તે હજારો હેસાંનથી સારી દુવાઓ માંગશ, ને હજી બી ખુદાનું કરવું થશે તો તમે મને એમ તમારાં પનોતાં છાપરાં તલેથી આજે હાંકી કાઢેચ તે વાસ્તે એક દહાડો તમે પસ્તાયા વગર રેહેશો નહીં."—અને એ બધું ઘણી મુસકેલીથી બોલી પુરૂં કરીને હું તેણીનો હાથ છટકાવી તે ઓસરીપરથી ઉતરી ગઈ.

એજ વખતે પછવાડેથી પેલો બદલુ બી બાહેર આવ્યો, ને તે ભલી બાંનુંનાં દીલમાં હજી જે થોડી ઘણી દયાનો અંગાર અથવા તેની બાકી રહેલી ચીંગારીઓ પજરતી હતી તે બી પોતાની દોજખી જુબાંને દેખીતી રીતે બીજું તહેરેવાર ઉધુંચતું સમજાવતાં હોલવી નાંખી તે તેણીને અંદર લઈ ગયો.

# પ્રકરણ ૭૬ મું

## મારી જેહેમતો.—મારી રખડો. ( ચાલુ.)

હું નાચાર, નાઉમેદ પાછી રખડતી બની !

મને જે પનોતાં મુકામમાંથી બદમાસ બદલુએ હાંકી કઢાવી હતી ત્યાં મેં મેલવેલી ·અસાએસ ને મને મલેલા ખોરાકથી આ કીસમની ભારી જેહેમતો ને રખડો માટે હું નવેસર કંઈક આસુદગી સાથે જોકે બાહાર પડી હતી એ તો ખરૂં, પણ હું કયાં તક અને કયાં એ નાવારેસ-એ નાઉમેદ હાલે ભટકયા કરશ તે ખ્યાલના ગજબે તે મારી બધી આશાએસ ને આસુદગીને બી ભુલાવી દીધી !

હવે મને એક વીચાર થયો. મેં ખ્યાલ કીધો કે મારે એ રવેસે અહીંતહીં ભટકયા કરવા કરતાં એકદમ હીજીશેઠને બંગલે જવું જોઈએ, ને જોકે તે માટે મારા પાસ ગાડીભાડાંની એક પઇ બી ન હતી, તોબી પગ રસ્તે વટીક રસ્તો પુછીપુછીને મારે હવે ત્યાં પોંહોંચવા પરજ વગર ધીસે ધ્યાંન લગાડવું જોઇએ. મેં જોયું કે મારે માટે ફેલાયેલી નીચ નીંદા મને હવે કેઠેબી તકવા દે એવું ન હતું, ને તેથી પગ રસ્તાની એક લાંબી મુસાફરીનાં સઘલાં સંકટો છતાં જેમ બને એમ જલદી મારે હીજીશેઠને ઘર પોંહોંચી ત્યાંથી એ બદનામી ધોઇ કઢાવા વતરોગે મારી પાક હોરમતના બચાવ માટે બીજો ઉપાય એક બી ન હતો.

આ ઠડાવથી તેની આસપાસની મારી બધી મુશકેલીઓ છતાં મને કંઇક હીંમત આવી, અને તેથી હવે મુંબઈ પોંહોંચવાને રસ્તો પુછવાના હેતુથી હું હીંમત પકડી આગલ વધી.

હયાં કોઇ વાંચનાર કદાપી પુછશે કે એ મારાં સંકટો દરમ્યાંન મને મારાં વ્હાલાં ભાઇ બેહેનો અથવા જેનાપર હું સાચ્ચાં દીલથી રીદા હતી તે દાદીશેઠના રૂસતમની શું યાદ થતી ન હતી ? એ સવાલજ બેજા છે. તે દુર પડેલાં વ્હાલાંઓને હું મારાં મનમાંથી એ મારાં અગાધ દુઃખો વચ્ચે એક ઘડી બી વીસારી શકતી ન હતી, કેમકે મને જે હરપલનો ધસકો હતો તે એજ હતો કે જો કદી કોઇ એતેફ્રાકથી એ મારાં ગણુત્રીનાં વ્હાલાંઓમાંથી કોઇ એકને બી કાંને મારે લગતી નીંદા જવા પાંમશે તો તેઓ જોકે તે સાચ્ચી

તરીકે સ્વીકારશે યા માનશે તો નહીંજ, પણ મારે લગતા અનેક દુ:ખી ખ્યાલોથી તેઓ ખચ્ચીત ચીંતાતુર થશે !

અને દાદીશેઠનો રૂસતમ ? તેની સુંદર સુરત મારી નજરોસમ મારાં ગમે એવાં દુ:ખો વચ્ચે બી રમી રેહેતી હતી, કે જયારે તે એ નીંદા જાંણતાં મને નીરદોશ માની શકશે યા નહીં તે મારો સૌથી મુશકેલ ગુંચવાડો હતો. વાંચનાર જાંણે છે કે તે મારી છેલ્લી શેઠાંણી ( હીજીશેઠનાં ધણ્યાંણી)નો અંગત સગો થતો હતો, અને જો મારે લગતી એ નીંદા પ્રથમ હીજીશેઠને ઘેરથીજ પંથરાવા પાંમી હતી તો પછી તે નજીસ વાત રૂસતમને કાંને જવા વના રેહે એ શું માનવાજોગ હતું ? અને ત્યારે એ બધા સબબોસર એ કાલો કલંક જેમ બને એમ જલદી ધોઈ કાઢવાના મુસતકીમ ઠડાવથી મુંબઇની વાટ પુછતી મારાથી જેમ ચલાયું તેમ ઉલટમાં ને ઉલટમાં ને ઝડપમાં ને ઝડપમાં હું આગલ વધી, ને જોકે માથું ફાડી નાખે એ રવેસે સુરજ માથે તપતો હતો તોબી હું ઘણોઇ રસ્તો આસાન કાપી સડસડાત આગલ વધી.

પણ રસ્તો પોતે બી મારા ઘણા શત્રુઓમાં એક શત્રુ થઈ લાગ્યો હતો, કારણ કે વારંવાર પુરતી ચોકસી રાખવા છતાં ઉલટી રાહે હું નીકલી જતી, તે ત્યારે વલી કોઇ ગરીબ કોલીને પુછીપર-છીને ખરે રસ્તે પાછી આવતાં નાહક ટાંટયાની કરી થતી, ને વખત હાથમાંથી સરી જતો તે તો જુદો !

રસ્તે જે છુટા છવાયા કામદાર રાહદારીઓ મને મલતા તેઓ મને એખલી અટુલી એમ લેવાયલા લુટાયલા હાલે અરધી ચાલતી અરધી દોડતી હાલતમાં જોઇ અજાએબીમાં ઉભા રહી જતા, અને હું કોણ હોઇશ તેનાં દેખીતા વમાસનમાં બે ચાર મીનીટ સુધી અથવા જયાંસુધી હું તેમની નજરે દેખાતી બંધ પડું ત્યાંસુધી તેઓ મને ટીકયા કરતા !

એ રીતે ઘણુંક ચાલવા પછી એક ખેતરની બાજુમાં વલી એક ઝુપડું મેં જોયું, અને મારી ઘણી અજાએબી વચ્ચે તે એકજ ને એકલું હોવા છતાં તે કોઇ પારસીનું હતું એમ મેં જાણ્યું. આ રીતે પારસીઓ બી છુટા છવાયા કયાં કયાં વીખરાઈ પડયાં હતા, ને કયાં કયાં ખુંણાં ખંટોલાંમાં ગરીબાઇ કે ધંધાનેસર તે બચારા-ઓને રેહેવું પડતું હતું તેનો મને ભાસ અને અભ્યાસ થયો.

તે ઝુપડાંનાં ઉંબરમાં કોઇ જવાન પારસી અબલા ઉભેલી હતી, ને તેની કેડે એક છોકરૂં હતું. દેખીતી રીતે તે બંને મા દીકરાં હતાં ને તેઓ ગરીબીમાં ડુબી ગયલાં હતાં, કેમકે તે અબલા તેમજ તે બચ્ચાંના ફુવડ અને મેલાખાર પોશાક વગેરેથી એ અનુમાન કરવું જરાએ મુશકેલ ન હતું.

આ ઉપરથી હું તે બાજુએ ગઈ, અને મુંબઈ જવાના ખરા રસ્તા ઉપરજ હું હતી કે નહીં તે વીશે મારી ખાત્રી કરી લેવાના હેતુથી મેં મારો સરેસ્તાનો સવાલ રજુ કીધો.

"હોવે, રસ્તો તો એજ તો," તે અબલા જેણીની ઉંમર દેખીતી રીતે ત્રીસની ઉપર ન હતી તેણીએ કહ્યું, અને પછી ઘણીજ અજાએબીમાં અને ઘણા શક વચ્ચે તે મને ટીકવા પડી.

તે પછી હું ત્યાંથી ચાલી જવા કરતી હતી પણ તે અબલાએ મને રોકી. "અંદર તો આવો," તેણીએ કહ્યું; "લગરીક થાક ખાઈને જજો,"—અને એ રીતે મમતાથી કોઈ મને પોતાને ત્યાં બોલાવે ને બેસાડે તેનો મને છેલ્લા એક બે દીવસથી એટલો તો ઓરતો હતો કે એ 'આફર' મેં ઘણી ખુશીથી મંજુર કરી, ને હું તેણીનાં ઘેરમાં ગઈ. ત્યાં તે પોતાનાં બચ્ચાં સાથે એકલીજ હતી. જે બચ્ચું તેનાં હાથમાં હતું તે ઉપરાંત બીજાં બે મેલાંઘેલાં પોરયાં બાજુએ ખુંણાંમાં રમતાં હતાં, અને તે બઈરીએ પોતાના હાથમાંનું બચ્ચું બી તે બે બુચાંઓની સોડમાં ઉતારી દીધું, કે જેથી મારી સાથ ફરાગત સાથે વાત કરી શકે.

હવે મને વેહેમ ગયો કે તેણીએ મને અંદર બોલાવી તે કંઈ મને થાક આપવાને વાસ્તેજ નહીં, પણ મને એખલી એ રૂવેસે પગ રસ્તે મુસાફરી કરતી જોઇ તેને જે વેહેમ સાથે અજાએબી ઉપજી હતી તેના સંબંધમાં કેટલાક સવાલો કરીને પોતાની જીગ્નાસા તૃપ્ત કરવાના હલકા હેતુથીજ તેણીએ મને બોલાવી હતી. આથી હું નારાજ ઢપે ત્યાંથી ઉઠી જવા રાજી થાત, પણ હું ખરેખર ઘણી થાકી ગઈ હતી તેથી મને તુરત ઉઠવા ગમ્યું નહીં, એટલે મન મારીને હું બેસી રહી.

તે એક સાંકડો ઓરડો હતો, ને તેમાં ફરનીચર સઘલું બેહદ બારેવાટ અને હાલહવાલ હતું, જે મજકુર ઓરડામાં વસનારાંઓની

ગરીબાઈ અને તે ગરીબાઇ વચ્ચેની ઠપકાલાએક બેદાદી ને કંગાલ્યતનો પુરાં પ્રમાણુમાં ખ્યાલ પેદા કરતું હતું. ગરીબ થયાં તેથી શું બેદાદ અને કંગાલ બી રેહેવું જોઇએ ?

"તમે કાંહાંથી ચાલતાં આયાં ?" એહા પછી તેણીએ પોતાના કનવારખોરા સવાલો શરૂ કીધા.

"ઘણે લાંબેથી," મેં મોગમ જવાબ દીધો.

"ને હવે જશો કાંહાં ?"

"મુંબઇ."

"મુંબઇ તો ખરી રે, પણ મકુંજે કોણુને તાંહાં ?"

"હીજીશેઠખાનદાંનને ત્યાં."

"હં: ત્યારે તો પેલું ખુંન થયું તેને વાસ્તે જતાં હોશો ?" તેણે કહયું.

"ખુંન ?" મેં ચમકી ઉઠી કહ્યું, કેમકે હીજીશેઠખાનદાંનનાં ઘરની વાત થતાં તેના સંબંધમાં આ ખુંનનો સવાલ નીકલ્યો એટલે તે ખુંન મારી શેઠાંણીનુંજ હોવું જોઇએ, ને તે મારા શેઠેજ કીધું હોવું જોઈએ એમ મને એકદમ અનુમાન થયું, અને તેથી હું ચોંકયા વના રહી નહીં !

"ત્યારે શું તમે એ ખુનની વાત નથી સાંભરી ?" તે અબલાએ અજબ થઇ કહ્યું. "મારો કાઉ તો તે દાહારની એ વાત લઇ આયો ! નહીં નહીં કરતાં એ ખુંન થયાને પંદર દાહરા થયા હોશે, પણ હજુર એ વાત કંઇ પુરી થઇ નથી,"–અને પછી તે પોતે મને ઘણી ઉલટથી ને ઘણા સહરકા સાથે એ ખુંનની કેફીઅત કેહેવા પડી.

તેની કીસમનાં કનવારખોરાંઓનો એ સરેસ્તોજ હોય છે. તેઓ યાતો કોઇને પેટ પુરતું પુછીને કંઈ નવું જાંણુવા કે સાંભલવામાં મોજ માની લીએ છે, અથવા તો પોતે જે એક વાત જાંણુતાં હોય તે નહીં જાંણુનારો એકાદ શીકાર તેમને હાથ આવતાંજ તે પોતાનાં પેટમાં ઉછાલા મારી રહેલી વાત બ્યાજ વઠાવના ટકા સીકે તેને કહી સંભલાવાને બી તેઓ તેટલાંજ આતુર હોય છે ! એ સબબથી કરીને જયારે મારે વીશે તે કશું પુરતું મેલવી શકે એવો મારા જવાબોપરથી તેણે જોગ જોયો નહીં ત્યારે ખુંનના સવાલ

વીશેની મારી બીનમાહીતગારી જોઇ તે ઘણી ખુશીથી પોતે મને તેને લગતી વીગતો ઉલટથી આપવા પડી.

તે વીગતો ટુંક હતી. હોમલા કારભારીનું ખુંન થયું હતું, અને તેના ખુંની તરીકે બચારો પેલો કુમાનો દીનસાહ સપડાયો હતો એ તે વીગતોનો ભારે તાજુબી પેદા કરનાર સારાંશ હતો !

ખરેખર, હોમલાનું ખુન થયું તે કેફીઅતથી હું જેટલી અજબ અથવા દલગીર નહીં થઇ તેથી દસ હજાર દરજ્જે વધુ તે ખુંનના ખુની તરીકે જવાંન દીનસાહ પકડાયો હતો—તેનાપર માજીસ્ત્રેટે વાંક પુરવાર કીધો હતો, ને મોટી તપાસ માટે તે કમનસીબ જવાંન સેસનમાં બી નોધાયો હતો એ બધી વીગતોથી હું અજબ અને દુ:ખી થઇ. દીનો ખુંની હતો એ ખ્યાલજ એવો બેઉંદો ને નહીં મનાય એવો હતો કે એ વાત માનવા મેં સાફ ના પાડી, ને હું એ વાત માનનાર પેલી બચારી અબલા સાથ પેહેલી પલનાં જનુન ને જોસ વચ્ચે લગભગ મરાઇ પડી તે ઉપર તે બી ઘણી તાજુબ રહી !

પેહેલવેહેલી કાલા પેસીના બદલુ ને માકીદલાલના ખટલુ સાથે એ કુમાના દીનાને ખટપટ થઈ તે દરમ્યાન એ હોમલો ખટલુનાં તેડવાથી બદલુની મદદે આવ્યો હતો, અને ત્યારથી તે દીનાનો શત્રુ થઇ લાગ્યો હતો. ત્યારબાદ વાડયાના જાંહાંગીરના લુચ્ચા નોકર પેસી સાથ મલી જઇ તેણે દીનસાહપર એક જુઠો વાંક ઉભો કીધો હતો, ને મારા શેઠે તેની તપાસ લઇને તેને તબેલામાં રાતોરાત કેદ કીધો હતો ત્યાંથી મેં તેને છોડાવ્યો હતો, જે છુટકારો મલતાંજ તે તો સાંઇના ધનજીને ત્યાં કોટમાં જતો રહયો હતો, અને એમ છતાં આ ખુનનું નવું વાદલ કેમ તેને માંથે આવી પડયું હોશે તે હું જરાએ સમજી શકી નહી. તે ગરીબ હતો પણ કેલવાયલો હતો, અને એવો સાહલેસ, એવો ગરીબ, એવો ભલો, એવો ખુદાઈ રાહે ચાલનાર હતો કે તે પોતાના હાથ એ નીચ કામથી અપવીત્ર કરે એ માન્યામાં આવે એવું મુતલગ હતુંજ નહી.

વલી દીનસાહને લીધે તેની ગુલાંને અને તે ગુલાંને લીધે તેણીની બુઢી માને હું ચાહાતાં શીખી હતી તે વાંચનાર યાદ કરશે; તેઓ જાંણે મારાં અંગત પોતાનાંજ હોય તેટલુ બધું તેમનાપર મને વાહાલ છુટયું હતું, અને તેથી કેટલી બધી મોહબત ને રંજથી

મેં એ પ્યારાંઓને મારી શેઠાંણીને સમજાવી પઇસાની બી મદદ અપાવી નહસાડયાં હતાં તે વાંચનાર વીસરી ગયાં નહીં હોય ? અને ત્યારે તેજ કુટુંબ એક લગભગ પુરવાર થયલી અગાધ તકસીરનાં દુ:ખમાં ધસી પડયું હતું એ સમાચાર જાંણતાં મારૂં જીગર દુ:ખ ને દયાથી ઉભાઇ ગયું તેમાં અજાએબી કશી નથી.

---

## પ્રકરણ ૭૭ મું.

### મારી જેહેમતો.—મારી રખડો. (ચાલુ.)

એ દુ:ખમાં મને મારૂં દુ:ખ ને મેં સોસેલાં સંકટો વટીક બેહસાબ જણાયાં !

હવે મને ધ્યાંન આવ્યું કે પેલાં ઝાવલીનાં છાપરાં હેઠલ હું સુતી હતી ત્યારે બીજી મેર સુતેલા પેલા ગરીબ બેગારીઓ વચ્ચે બી જે પારસી ખુંનની વાત થતી હું ભાગીતુટી સમજી ને સાંભલી શકી હતી તે બી એજ ખુંન હોવું જોઇએ, અને સામટી રીતે જોતાં ખરેખર ત્યારે આ ખુને ઘણી ગરબડ મચાવેલી હોવી જોઈએ, કેમકે તે થઇ જવાને જોકે પખવાડયું વહી ગયું હતું તોબી તેને લગતી ચકચાર હજી જેવી ને તેવી ચાલુ હતી !

તે કનવારખોરી ને તાહેલાંબાજ અબલા એ સમાચાર સાંભલતાં મને ઉપજેલી પાર વનાની અચરતી, દુ:ખ, ગુસ્સો વીગેરે અનેક લાગણીઓને મારી હીલચાલોમાં અને મારાં મોં ઉપર બી પ્રગટ પડતી જોઈ ઘણી અકલાઈ ગઈ, અને પોતાની તહરેવાર અટકલોના ઓરંગાઓ ચલાવી તેના સંબંધમાં મને સવાલો પર સવાલો પુછવાને તેણે જરાએ તંગ દીલ બતાવ્યું નહીં,–તે એટલે સુધી કે એક વખત તો દીનો કદી ખુંન કરેજ નહીં એ મતલબનું હું કાંઇ અરધું મોટે અરધું મનસે બબડી તેના જવાબમાં તાબરતોબ તેણે તોલ્લો મારયો કે " એ દીનો તમારો માટી થતો હોશે ? "

ખુંનનો વાંક દીનાપર આવ્યો તેમાં સાથે ચોરીનું બી આલ આવ્યું હતું. તે ઓરતનાં કેહેવા મુજબ તો હોમલા પાસે ૫૦૦ રૂપીઆ હતા તે લુટીને તેને મારી નાંખી દીનો કોઇ દોરી (તે પેલી ગુલાંની મા હશે) અને એક જવાંન છોકરી (તે ગુલાં

પોતે હશે તે ) ની સાથે મુંબઇ છોડી નાહસી જતાં પકડાયો, ને પકડાયો ત્યારે તે રૂપીઆ ૫૦૦ તેના પાસથી અનામત મલી આવ્યા હતા ! પણ એ રકમ જે તેના પાસ લુટ ને ચોરીની આવેલી સરકાર ને આસપાસનાં માનતાં હતાં તે તો વાંચનાર યાદ કરશે કે મારી પોતાની તેને આપેલી રકમ હતી, ત્યારે તેણે મજકુર ખુંન નહીં કરયું હોય એમ માનવાનો મને જે વીશ્વાસ હતો તેને વધારી આપનાર આ એક પુરાવો મોજુદ હતો ! દીના ને ગુલાંની કાંહાણી મારી ભલી શેઠાંણી આગલ રજુ કરતાં મેં તેઓ માટે તેણીનું દીલ એવી અચ્છી રવેસે જીતી લીધું હતું કે તેણીએ અવલ ૩૦૦ ને પછીથી તે વધારીને ૫૦૦ કરીને એક રકમ દીનાને આપવા મને કાઢી આપી હતી, અને તે મેં તેને આપી રાતોરાત તબેલામાંથી નહસાડયો હતો ; ત્યારે એ રકમ જે તેના પાસેથી મલી આવી તે તેજ કેમ નહીં હોય ?

આ ખુંન જે રાત્રે મેં દીનાને નહસાડયો હતો તેજ રાત્રે થયલું બીજી સહવારે જાહેર પડયું હતું, અને દીનો તબેલામાંથી નાહસી ગયલો જણાવાથી પેહલો શક સતાવાલાઓનો તેનાપર ગયો, કે જયારે તે આબાદ પોતાનાં લાગતાંવલગતાં સાથે મુંબઇ મુકીને નાહસી જતો બી પકડાયો, ને વલી પકડાયો ત્યારે તેનાં કપડાંપર લોહીના દાગ હતા એમ તે અબલાનું કેહેવું હતું ! આ બધા પુરાવા દીનાની સાંમે દેખાતી રીતે કંઇ કમ ન હતા, પણ ફકત હુંજ જાંણુતી હતી કે તેને મુંબઇ મુકીને નાહસી જવાની સલ્લાહ આપનાર હુંજ હતી, કેમકે તેના નાહકના શત્રુ થઇ લાગેલા બદમાસો તેનો પીછો મુકે એવું કશું હતું નહીં, ને તેથી તેની ગુલાંને ખાતર તેને એ રીતે નાહાસવું ને નહસાડવું જરૂરનું હતું. તે નાહાસી જતો હતો તે કેમ બનવા પામ્યું તે જેમ એ રીતે સહમજવું સેહેલ હતું, તેમજ તેનાં કપડાંપર લોહીના દાઘ હતા એ જે કેફીઅત જાહેર થઇ હતી તે બી મારે મન તો સમજવી સેહેલ હતી. વાંચનાર યાદ કરશે કે અંધારાંમાં તેના બંદ કાપીને છુટા કરતાં મેં મારા હાથના અંગુઠાપર તે વેહેતી છુરીનો એક મોટો ચપકો મુકી દીધો હતો, ને તેમાંથી વેહેતું લોહી તેણે એક બેરાદરને છાજતાં હેસાંન સમેત પોતાનાં કપડાં વડે નુછ્યા કીધું હતું !

એ બધા તુરંગો વાંચનારે ખ્યાલમાં રાખવાનું છે કે વીજલીના વેગે તે ઓરત સાથે વાત કરતાં ને તેના સવાલના જવાબો આપતાં તેજ હરોલમાં ને તેજ વખતે મને થયા હતા. વલી ઉપર મે જે વીગતો આપી છે તે સઘલી તે અબલા પાસેથી એમ એકઠી કરતાં ને તે સમજતાં મને ઘણી વાર થઈ ને ઘણી મુશકેલી પડી, પણ એક વાર તે બરાબર સમજી લીધી એટલે એકઠા સરવાલાના સીલસીલાબંધ અનુક્રમે મેં વાંચનારની સગવડ માટે તે તેના સંબંધના મારા વીચારો અને આગલી પાછલી યાદો વીગેરેની 'નોટસ' સાથે ઉપર ઉતારી લીધી છે.

હવે મારો મસ મોટો અફ્સોસ એ થઈ પડયો કે દીનાને મલવા અને મદદ કરવાની કશીબી ગોઠવણો થઇ શકતી હોય તો તે કરવા મારા હાથમાં મુતલગ વખત ન હતો, કેમકે દીનો ચાલુ સેસનમાંજ લાગુ થઈ જવાથી તે બચારાની તે સેવટની તપાસ ચાલવાને વચ્ચે ચારજ દીવસ આડા રહી ગયા હતા, ને તે ટુંક વખતમાં હું શું કરી શકું! અને તોબી તેને મારી મદદની કેટલી બધી જરૂર હતી! તેના સામે કમબખત પુરાવા એવા સાબુત ને મજબુત હતા કે તે સેસનમાંથી સલાંમત નીકલી આવે એ અકકલ એક ઘડી બી કબુલ કરે એમ ન હતું, અને ત્યારે હું તેનો નાહાસવાનો સબબ, તેનાં આંગ ઉપરથી મલી આવેલા અવેજનો ખુલાસો, અને તેનાં પોશાકપરનાં લોહીનાં ધાબાંનું કારણ જો કોરટને કોઇ સુરતે સમજાવી શકું તો શું તે નહીં બચે? અને તેને એમ હું બચાવી શકું તો તે ગુલાં ને તેની બુઢી માએને માટે, દીનાને અને મારે પોતાને માટે બી શું થોડું સુખ, થોડું પુન, થોડું માન હતું?

એ વીચાર કરતાં હું હરખથી તપી આવી. સરકાર ખુંનનો બદલો ખુંનથી લે છે—એક માણસે બીજા માણસનો જાન લેવાનું અગાધ પાપ કીધું, તે કીરતારની એ એક ખાસ સત્તાની લગામ પોતે ઝુટાવી લીધી તે પાપની સજામાં સરકાર પોતે પાછું તેજ પાપ થવા દે છે એ સામે મારો કમકમાત ઘણો હતો, અને તે નહીં બી હોતે તોબી જો એક નીરદોશ જીવને નાહાક ફાંસી જતો બચાવવો હોત તો હું શું હીંમતથી બાહાર નહીં પડતે? હવે મારી શેઠાંણીને મલવા ને મારે લગતી પેલી નીંદાનો કાલો કલંક ધોઈ

કહાવાની મારી ઉલટ તમામ મરી ગઈ. દીનાને મલીને તેને બચાવાની મારી ઉલટ આગલ એ મારા સ્વાર્થની ઉલટ તમામ બેહસાબ બની ગઈ, અને મુંબઈ પોંહોંચી જવાની બેવડી અગત સાથે હું તે અબલાએ આપેલી અગતની ખબર માટે તેનો ભાગાતુટા બોલોમાં ઉપકાર માંની હવે ઉતાવલે પાછી કુચ કરવા બાહેર પડી.

તે અબલાએ મને તેથી થોભવાને પોતાનું બનતું કરયું. વાંચનાર જાંણે છે કે તેણે તો મને અંદર બોલાવી તે હું કોણ હતી—ક્યાંથી આવી હતી ને કયાં જતી હતી તે વીગેરે વીગતો મારા પાસથી પડાવી લેવાની કનવારખોર ઉલટમાંજ બોલાવી હતી, અને જ્યારે હું તેને મોંથી ફકત દીનાનીજ વાત સાંભલીને હવે ઉઠી ઉભી થઈ ત્યારે તે બધી તેને બરની ને તેને અગતની વાતો રહી જવાની નાઉમેદી દુર કરવા હવે તેણે તહરેવાર હીલ્લાંબાહાંણાંથી હજી મને રોકવાનું ઘણું કીધું, પણ હું કાંઇ સમજી નહીં, ને ઉતાવલમાં ત્યાંથી જતી રહી.

હું હવે ઘણા ઝપાટામાં આગલ ચાલી. દીનાને મદદ કરવા—બચાવાના પુણ્યવંત હેતુએ જાંણે મારા પગને નવું કૌવત આપ્યું હોય તેમ વગર કંટાલવે ને વગર થાકવે આસપાસનું જરાએ ભાંણ કે ધ્યાંન રાખ્યા વના હું આગલ વધી! એમ હું કયાં વેર ચાલી તે મને ખબર નથી. મારા વીચારોમાં હું એટલી બધી દુબી ગઈ હતી—દીનાને લગતી બધી ગઇગુજરી યાદ કરવામાં ને હવે પછીને માટેની ગોઠવણોના ખ્યાલ કરવામાં હું એટલી ચકચુર બની ગઈ હતી કે જાંણે બેફાંમીના એક ખાબમાં હું ગીરફતાર હોઉં, અંધાપાનાં એક અંધારાંમાંજ હું ગરક ગઇ હોઉં તેમ આંખ વીચીને ચાલતી હતી, અને જ્યારે મને લાગ્યું કે મારા પગ હવે ઘણા ફાટી આવતા હતા ત્યારેજ હું ચોંકી, ને ચોંકી ત્યારે હું ખરે રસ્તે હતી કે આડે રસ્તે તેનો માર મગજમાં પેહલવેહેલો ગભરાત ઉભો થયો!

પણ જ્યારે એક ગભરાત ચાલુ થયો ત્યારે એક ઉપર એક પાછાં અનેક સકંટો વલી મારાપર ગાલેબ આવી જતાં હવે વાર લાગી નહીં. હમણા બપોર થઈ ગઈ હતી—નજદીક ત્રણ વાગી ગયા હશે, ને છેક ગઈ રાતથી મારી એ શરૂ થયલી જેહેમતોની હજી અવધી આવી ન હતી તે ખ્યાલના ગજબથી મને ત્રાસ થયો. વલી મેં

સહવારે પેલી કોઇ ભલી અબલાને ત્યાં જે ચુકબાચકો ( નાસ્તાનું ) ખાઈ લીધું હતું તેજ, ને તેને બી ઘણા કલાકો વહી ગયા હતા, બપોરનાં ખાનાંની ઉમેદમાં મેં તે અતી ઘણું થોડું ખાધું હતું તેથી, તેમજ ત્યારબાદ કલાકના કલાક સુધી હું ઘણું ચાલી હતી તેથી મને વલી પાછી કકડીને ભુખ લાગી હતી !

પણ ભુખ તો બાજુ રહી. મને જે સૌથી મોટો ગભરાટ પેદા કરતું હતું તે એ કે મેં આ છેલ્લી જે મોટી મંજલ કાપી હતી તે મુંબઇની પાસે જવાને બદલે સાંબી મુંબઇથી દુર નીકલી જવાની એક થાકવી નાંખનારી મંજલ હતી ! હું મારા વીચારોમાં એટલી હેમક—એટલી ભાણ ભુલીબની હતી કે રસ્તો પુછીને ખરે રસ્તેજ ઉતરવાનો હું મારો ઠરાવ તમામ ભુલી ગઈ હતી, ને તેથી જયાં જવાયું ત્યાં જતાં હું સરયામ આડે રસ્તે જયા કીધી હતી, અને તે રીતે ફોકટ ટાંટયાની કહરી કીધા બાદ જયારે એક ધોબીને મલનાં તેને મેં પુછયું ત્યારેજ મને ખબર પડી કે હું સાંબી ઉલટી રાહે જતી હતી, ને મુંબઈને વધુ ને વધુ પછાત નાંખતી ચાલતી હતી ! ત્યારે એમ કેમ ચાલશે ? હવે દીનાનો સવાલ બી તુરત વેલા વલી વીસરી જવાયો, ને મને મારીજ ફીકરનો ભારે ધરકો પડયો. સાંહાંજ થઇ હતી, ને રાત થઇ જતાં વલી વાર લાગે એવું ન હતું, અને ત્યારે જો રાત થતાં બી વલી એમ મારાં રવડવાનો છેડોજ ન આવે તો આજે રાતે મારૂં શું થાય તે કોણને ખબર હતી ? ગઈ રાત્રે તો છેક મોડેથી બી મારાં સારાં નસીબે પેલાં ઝાવલીનાં છાપરાંનો ઓથો મને મલ્યો હતો, અને તેથી હું રાત કંઈ કરડી કુટીને પુરી કરી શકી હતી, પણ હવે જો સાંહાંજ સુધીમાં હું મુંબઇ કોઈ સુરતે નહીં પોંહોંચી શકું, અથવા જો મારી એ રવડ રખડની જેહેમતનો જો કંઈ રસ્તો નહીં થઈ જાય તો વલી મારી નીરાશ્રીત હાલતનો આજે રાત્રે રસ્તો શું ?

હું ગુંચવાંતી–ગભરાતી–અકલાતી આગલ વધી.

હું આગલ ચાલી, ને વલી જે પેહેલું કોઇ રેહેઠાંણ આવે ત્યાં આશરો માંગવા ને દાદ ચાહવાનો મેં મજબુત ઠરાવ કીધો. એક બે ઠેકાણેથી હીણપરતી વચ્ચે હાંકી મેલવામાં આવેલી છતાં એ રીતે ભીક્ષુક હાલતમાં ફરી માંગવા નીકલવાના કમકમાટથી મારી

રગેરગનું લોહી ઉકલ્યું, પણ ભુખી તરસી આખી રાત બાહેર રવડવાના ખ્યાલમાંજ એક આખી દુન્યાનું દુઃખ સમાયલું હતું, એટલે વલી દુર એક વાડી જેવું બંગલારોકું નાધલું ઘર મારી નજરે આવ્યું તે તરફ હું બીહીતી બીહીતી આશરો સોહોધવા ગઇ !

---

## પ્રકરણ ૭૮ મું.

### મારી જેહેમતો.—મારી રખડો. ( ચાલુ. )

તે એક બેઠું મકાંન હતું. તેનાં બારી બારણાં બંધ હતાં, એટલે તેમાં કોઇ વસ્તુ હશે કે નહીં તે બી પેહેલાં તો મને એક વેહેમ થઈ પડયો, પણ આગલ જતાં અંદરથી મને પઈસાનો ખણખણાત અને મોટા મોટા અવાજે કાંને આવ્યા, ત્યારે અંદર એક નહીં પણ ઘણાં આસામીઓ વસતાં હતાં એ મારી તુરત ખાત્રી થતાં મેં હીંમત એકઠી કરી જઈને તેની બાજુમાંનું બંધ બારણું ઠોકયું.

તે કોઇ એબ્યલ જેવા ધીના દબરા સરખા ફીરંગીએ ઉંઘાડયું. તેનાં દીલમાં એક મેલી ખાર તાઇટ તતરબંધ બેઠેલી પેટી હતી, અને પગમાં તેવુંજ મેલું એક પાટલુંન હતું, જે વલી નીચેની મોરીપરથી ઉપર વાલી દીધેલું હોવાથી તેના એબદસા ને કાલાં ઠીકરાં જેવા અરધા પગ નાગા નજરે આવતા હતા. તેનાં મોંમાં એક બીડી હતી. અને માથું ઉંઘાડું હતું. મેં કોઈ હેતાલુ મમતાલુ પારસી અથવા યુરોપ્યન ચેહેરો જોવાની ઉમેદમાં બારણું ઠોકયું હતું, અને તેથી આ પદેરા જેવા પેદરોને વકી ઉપરાંત એમ બારણું ઉંઘાડતાં મારી સાંમે આવેલો જોઈ હું હપટી ગઇ !

“ઓ બાપરે !” તે ફીરંગી મને જોઇને હું અજબ થઈ તે હદ સુધીનું સુધ્ધ પારસી ગુજરાતી બોલ્યો—એટલો બધો તેનો પારસીઓ સાથે સહવાસ હશે !–“બચ્ચા કાઉ, પેસુ, બાહાર આવો તો ! અરે આએ કોઈ તમારી જાતવાલી તમોને પુછેચ !”

એક બીજી પલ, ને તે કોઈ કાઉ ને પેસુ બાહેર દોડી આવ્યા, જેઓ કોઇજ નહીં પણ દેખીતા પોસાગીરો—ચકલાપરના બેસવાલાઓજ હતા !

હવેં મને વીજલીના ચમકાર પેરે તુરત ભાસ થયો કે આ એક એકાંત જુગારખાનું હતું ! અંદરનાં ધીંગાણાંના અવાજો, પઈસાના ખણખણાત અને એ વિગેરે ત્યાંનો બધો રંગ ને મેહેમાર મારૂં ગભરાત પેદા કરનારૂં એ અનુમાન ખરૂં હતું એમ મારી ખાત્રી કરતો હતો ! એ એક વાર ખાત્રી થઇ ને તે ખાત્રી બી પેલા પોસાગીરોને અંદરથી આવતા જોયા તેજ પલે ને તેજ હરોલમાં થઇ, એટલે મને અજબ કુવત આવ્યું, ને હું થાકીને લુસ થયલી છતાં જરા બી થોભ્યા કે એક બોલ બી બોલ્યા વીના ત્યાંથી જીવ લેઇને નાહાઠી !

તે બદમાસો મારી પુઠે દોડયા, અને "થોભ, છોકરી થોભ," વિગેરે ઘણાક નજીસ સુખનો તેઓ બોલતાં મારી પુઠે ધસતા હતા, પણ મારા પગને મારી ફીકરોએ પાંખ આપી હોય તેમ હું પવનની પીઠપર ઉડી. હું તે ધરતીપર જાણે ચાલતી કે દોડતી ન હોઉં તેમજ ઉડી ! હું આટલી થાકેલી છતે—મારા પગ થાકીને ફાટી આવેલા છતાં એટલું બધું દોડવાનું મને શુર કયાંથી આવ્યું તે હું જાંણુતી નથી ! દોડતાં દોડતા મેં એકજ વાર પછવાડે ફરીને સેહેજ આડી નજરે જોયું હતું, ને ત્યારે મેં જોયું કે તે જુગારખાનાનું બારણું જાત પરજાત લુચ્ચાઓથી ચીકાર ભરાઈ ગયું હતું, કેમકે પોકાર મારતા જે એક બે બદમાસો પેલા પેદરોનાં કેહેવાથી મને પકડવા મારી પુઠે દોડયા હતા તેઓએ તેમ કરતાં કરેલા ઘોંઘાટથી તે દોજખખાંના માંહેલા બધા દોજખીઓનું ધ્યાન બાહેર ખેંચાયું હશે, ને કાંઈ "ગમ્મત" જોવાના હેતુથી તે બધા બારણાં આગલ ધસી આવ્યા હશે એ અનુમાન મુશકેલ ન હતું.

એ રીતે ઘણું દોડયા પછી મેં નજર ફેરવી વલી ફરીથી જોયું, ને હવે કોઇ મને પછવાડેથી પકડવા આવતું ન હતું એમ જોઇ મેં છુટકારા ને શુગરગુજારીનો દમ ખેંચ્યો. હવે તે નાસીપાસ થયલા કંગાલો ધીમે કદમે તે દોજખ તરફ પાછા વલતા જણાતા હતા !

તોબી હું દોડી. તે કંગાલ ધામથી મને એટલો ભય થયો હતો કે બને એટલા અંતરથી તે મકાનને દુર રાખવા ને દુર નાખવા હું જયાં દોડાયું ત્યાં દોડી, અને જયારે પુરી ધીરજ વચ્ચે શાંત થઈ, ત્યારે ખાલી ધરતીપર ઘાસમાં હું મારી મરજી ઉપરાંત

ફસડાઇ પડી. ત્યાં તે એકાંત બીહામણુ જગ્યામાં—એક એખલાં મેદાનમાં ફસડાઇને હું રડી. હા પ્રીય વાંચનાર! મારીપરની તે જોહેમતો, તે જંજાલો એટલી જાલેમ હતી—દમબદમ બનતા બનાવો એટલી હદ સુધી મને નાઉમેદ–નાહીંમત કરનારા હતા કે મને એમજ લાગ્યું કે ખુદ ખુદા મારી સાંમે રૂઠયો હતો! ખુદ ખુદા મને વીસરયો અને ભુલ્યો હતો, અને ત્યારે ખુદાનું નામ કડવી ફરયાદો સાથે ને ખરાં દીલથી ત્યાં ઉચ્ચારીને હું રડી. હું રડી, અને જો હું કહું કે મારી આંખમાંથી હવે લોહીનાંજ આંસુઓથી ટપકયાં તો હું કશી સહરાગત કરતી નથી! રાત માથે આવી હતી, ને તે રાત બાહેરના ઉંઘાડાં મેદાનમાંજ મને કાઢવી પડે એવો દરેક સંભવ હતો, અને ત્યારે મેં ફરયાદનો અવાજ ઉઠાવી પુછયું કે શું એ એક કંગાલ કુત્રાંને મોહતે મરવાનેજ માટે હું સરજી હતી?

હું પાછી મારી રખડો ચાલુ કરવા તૈયાર થઈ તે પેહેલાં એક અરધો કલાક એ રીતે હાય વીલાપમાં વહી ગયો. હું સીધો રસ્તો મુકી ખેતરોમાં એવી આડી અવલી નીકલી આવી હતી કે મુંબઇની પાસે જવાને બદલે ઓર હું ઘણી વેગલી હતી, ને વસ્તીવાલા ભાગોથી તમામ બાહેર એકાંત ખેતરોમાં હતી એમ મને નક્કી લાગ્યું. હવે એ ત્રાસના સબબે વલી એક વાર હું ઉઠી, ને કાંઈ નહીં તો ધોરી રસ્તાનો વાટ પકડવા હું પાછી ચાલી.

પણ હવે ચાલવાનું કોવત કયાંથી આવે? થાક ને ભુખથી હું અધમુઇ થઇ હતી તો ચાલું તે કેમ? મારાં બુટનાં તલ્યાં ફાટી ગયાં, ને તેમાંથી હવે પગ લગભગ ઉંઘાડા થયા હતા. અરે! કેવી હીણુપરસ્તી, કેવાં અપમાનો, કેટલાં હરધુતપણાં, કેવી મુશકેલીઓ, કેટલી જંજાલો, કેટલી નાઉમેદીઓમાંથી હું છેલ્લા ૨૪ કલાકને દરમ્યાન પસાર થવા પામી હતી તે એક ખ્યાલનો ગજબજ મને ગુમરી ખવાડી ત્યાં તોડી પાડવા બસ હતો!

હું આગલ ચાલી.

સુર્ય પોતાનાં પનોતાં દર્શણ સાથની રૂખસદ લેવા રાજી હતો, અને સાંહાંજની ઠંડી પાછી શરૂ થઈ ચુકી હતી, જેથી રાતની ફીકરોથી બચવા વલી હું જેમ ચલાયું તેમ લંગડાતી ફસડાતી ઘસડાતી તણાંતી આગલ ચાલી. હું નજદીક એમ બીજો અરધો કલાક

ચાલી હોઈશ, જે પછી હું એક સડકપર ઉતરી ને ત્યાંથી દૂર એક મકાન દેખાયું તેની સરહદે ગઈ. એમ ઘણાં મકાનોમાંથી મને હાંકી કાઢવામાં આવી હતી, અને તેમજ આ નવે ઠેકાંણે થશે કે નહીં તેના વીચારોએ મારી છાતીમાં દુઃખનો એક નવો દરીયાવ જાંણે ઉભો થયો !

દેખીતી રીતે તે એક નાધલું આદરયાંન અથવા એક કામચલાઉ ધરમશાલા હતી, કેમકે તેનાં આંગણાંમાં એક બુઝોર્ગ મોબેદ બેસીને શીતલ સાંહાંજની તેને વાસ્તે "ખુશનુમા" થઇ પડેલી હવા ને શરૂ થતી ચંદણી ધોરતો હતો.

હું તેની આગલ ગઈ. બીહીતી બીહીતી, અચકાતી અચકાતી, ઓશકાતી ઓશકાતી ગઈ, કેમકે પારસીઓનો આ ધરમગુરૂ દયાલુ હતો કે નહીં તે હું કશું સમજી શકી નહીં. તેને જઈને શું કેહેવું તે તેને જોઈને દુરથીજ મેં મારાં મનમાં નક્કી કરી મેલ્યું હતું, અને તેજ રીતે તેની અતીઘણી અજાયબી વચ્ચે તેના સામે જાહેર થઈને મેં તેને ટુંકમાં કહ્યું.

તેણે અતીઘણી તાજુબીમાં મેં મારી રખડનો તેને જે ટુંક ખ્યાલ આપવા માંગયો તે બધો સાંભલ્યો, ને પછી કંઈક અકલાઇને બુમ પાડી, "અરે કોલઇ, ઓ કોલઇ, અરે કેઉંસ જે શાંભરેશ કે? જરા ઓરી આવ તો."

અને તે મોબેદનાં કોલઇ હવે બાહેર આવ્યાં. તે મોબેદ જે દરવાજામાં બેઠો હતો તેની બાજુમાં ઓટલો હતો ત્યાંથી તે ગોરાણી જેવી કોઈ નોશાકરી દોસી બાહેર આવી.

"એ કાંન છે, ફ્રામદારૂ ?" તેણે આવતાંને વાર આંખે આડો હાથ કરી મને જોતાં પુછ્યું.

"બલા જાણે કાંન છે," ફ્રામદારૂએ કહ્યું, "કોઇ છે તો ખરી ! પણ ઓરી આવ છોકરી, તું ઘરમાં આવ. કોલઈ તું એને અંદર લાવ, આપરે એને બધું પુછીએ."—અને મને તેઓ અંદર લઇ ગયાં.

ત્યાં નવેસર મારી 'જુસટીસ' શરૂ થઈ, ને ફ્રામદારૂ ને કોલઇએ મલીને મને જાણે સવાલોએ વીંધી નાખી, જે બધા સવાલો અતરે રજુ કરી હું આ મારી અતી લંબાણ વારતાને લંબાવશ નહીં. એટલુંજ કે અંતે હું તેઓની દયા મીનંતજારીઓથી જીતી

શકી, અને ત્યારે ઠઠયું એમ કે તેઓ મને રાતવાસો રાખે• તો નહીં, પણ ફરામદાર મને ગાડી કરાવીને પોતે હીજીશેઠને ત્યાં રાતોરાત મુકી આવે. એમાં તેઓની બે મતલબ હતી. એક તો તેઓ કોઈ સબબે મારાથી હજી બીહીતાં હતાં તેથી મને રાતવાસો પોતાને ત્યાં રાખવા ના પાડતાં હતાં, અને બીજું તો મને મુકવા આવવાથી મારી શેઠાંણી તેવણને ખુશી કરશે એવું જે મેં તેવણને સમજાવ્યું તેથી તેવણ એક "પોંહોંચ્યું" લેવા તૈયાર થઇ ગયા હતા.

પણ એ બી હજારોહજાર ગણીમત! તે ફરામદાર મારો વિશ્વાસ ન કરે ને મને ગાડી ભાડું ન આપતાં એમની એમ હાંકી મેલે તે કરતાં પોતે ગાડી કરી મને મુકવા આવે એ શું ખુદાનું નાખલું હેસાંન હતું? એમ હવે એક વાર જયારે સઘલું નક્કી થયું ત્યારે ફરામદારએ ઝપાટામાં ભોણું કરાવ્યું, કેમકે જમીને એકઠાજ તેવણ તૈયાર થઇને ગાડી સોહોધી લાવવા અથવા કોઇની ગાડી માંગી લાવવા નીકલે એમ ઠઠયું હતું. કોલઇએ બી તેથી "બે પૈસા" મલવાની ઉમેદમાં તુરત ભોંણું કાઢયું, ને પીછોરી પાંથરીને તેની આગલ દીવીપર દીવો મુકી જમવાની સઘલી તૈયારી કીધી. હવે તે માટી બઇએર જમવા બેસવા તૈયાર થયાં, એટલે મને નહી તેડે એ કેમ બને? તેઓએ તેથી મને બી બોલાવી, ને અમો ત્રણે જણ જમવા બેઠાં.

---

## પ્રકરણ ૭૯ મું.

### મારી જેહેમતો.—મારી રખડો. (ચાલુ.)

પણ અમો ત્રણમાંથી એક બી હજી તો પેહેલો બુક મોંમાં નાંખ્યે તેટલાં ઘરઘર કરતી બાહેર કોઇની ગાડી આવી ઉભી રહી, ને "ફરાંમદાર કાંહાં મરી ગીયા? છેઓ કે ઓ ફરાંમદાર?" કરી એક તરારો મુકતો કોઈ પારસી અંદર આવ્યો.

તે અંદર ઘસીને આવ્યો, ને વલી ગરબડ કરતો આવ્યો. મારી કાંની બીહીતો ધ્રુજતો, ભરાતો છુપાતો તે કંઇ આવ્યો નહીં. તે મકાંનપર તેનો જાંણે હક પોંહોંચતો હોય, તે આંદરાન ને ઘરમશાલા તેની અથવા તેના બાપની હોય તેમ તેવી છાતી સાથે તે અંદર આવ્યો.

**અને** ફરાંમદારૂ? તેવણ નપ્પોદ ગીયા ફકત તે સાહાદ સાંભલીને એટલા ગભરાયા કે "આવો મુરબી શાએબ, અંદર આવો શેઠ, આવોજી," કરતા જમવાનું રેહેવા દઇ તેને આવકાર આપવા દોડાદોડીથી ઉઠયા, ને ત્યારે દાબા પગનો જોડો જમના પગમાં ને જમના પગનો જોડો દાબા પગમાં પેહેરીને ફેરબદલ કરવાનો તેમનો ગભરાત જો હું રમુજની મજાહમાં હતે તો ખચીત મને હસાવ્યા વીના રેહેતે નહીં. પણ મારે માટે તો રમુજજ શાની? એ અવાજ મારો ઓલખીતો હતો, ને તે સાંભલતાંજ મારી છાતીમાં ધ્રુજરાં ચઢી આવ્યાં હતાં!

વાંચનાર ધારશે કે તે પેલો મારો શત્રુ થઈ લાગેલો નીચ કાલા પેસીનો બદલુ હશે, પણ નહીં. એ બદલુ નહીં હતો, પણ "મા મે ભલા કે મેરા ભઇ તો મુવા એક ઘેર ઓર દુસરા કસાઈ" જેવોજ તેનો પેલો બદમાસ દોસ્ત, રોજનો સાથે ફરનાર માફીદલાલનો ખટલુ હતો! એ ખટલુ બી એક શેઠ્યોજ હતો, અને શેઠયો હતો તેથીજ ગરીબરા પરાંમદારૂપર એટલો રોબ કરતો તે ગાડીમાંથી ઉતરતાં વાર આ મકાંનમાં દાખલ થયો હતો. વલી તે શેઠયો હતો તેથીજ બાપડો ફરાંમદારૂ ને તેઓની કોલઈ તેનાથી એમ બીહી ધ્રુજી બી રહયાં હતાં!

"આવો બાવા, આવો મરૂં, જી આપું બેસોજી," હવે કોલાં દોસાંએ એક ભાગીતુટી ચુનાના છાંટાઓ સાથની ખુરસી એક ઘોલકી પછવાડેથી આગલ ખેંચતાં કહ્યું.

"કંઇ નહી દોસાં, રેહેવા દેઓ તમારી ખુરસી, હું તો અહીં બેઠો." —અને તે પાસે જે સફઈ પાંથરેલી એક ઘોલકી હતી તે ઉપર બેઠો.

"કંઈ હોકમ છે મુરબીજી?" ફરામદારૂએ આગલ ઉભા રહી હવે ખરેખર બે હાથ જોડીને અદબથી પુછ્યું.

"અરે નહીં રે, હું તો અહીં મેહેમ કલબમાં આયોતો કેની તે પાછો મુંબઇ ઘેર જતોતો; પણ કલબમાંજ તરસ લાગીતી ને ત્યાં બરફ પાણી પીતાં વીસરી ગીયોતો તે મકુંજે ચાલ પરામદારૂને તાંહાંથી ગોટ પાંણી પીતો જાઉં, કરીને ગારી ઉભી રખાવી અહીં આયો."

"ઓ હારે મરૂં, ઓ હારે ઓવરઇ જાઉં," કોલાં દોસાંએ પાણીનું નામ પડતાંજ ધામધુમ ને દોરાદોર કરી મેલી, ને તે પાણી લેવા ગઇ.

હયાં વાંચનારે ધ્યાંન રાખવાનું છે કે ભોણું પડયું હતું તેમજ મારા સાંએ અનામત પડયું હતું, ને મને પાથરણાંપરથી ઉઠી જવા ટાઈમ નહીં મલવાથી હું ખામખા મારી સારીની સોડ આગલ એંચીને દીવીપરના દીવાનું અંધારૂં એવી રવેસે મારાં મોં ઉપર લેઇને બેઠી હતી કે પેલો "શેઠયો" મને તુરત જુએ કે ઓલખે નહીં.

મને એ રીતે તેનાથી બીહીવાનું શું ઓછું કારણ હતું? જો હું એમ કહું કે તે આવ્યો ત્યારથી હું કાંટાની પથારીપરજ બેઠી હતી તોબી મારી બેચેનીનો વાંચનારને પુરો ખ્યાલ આપવા તે બસ નથી. હું જાણુતી હતી કે જેટલો પેલો બદલુ દીલનો મેલો કપટી અને બદમાસ હતો તેવોજ આ ખસરૂ બી હતો. તે બેઉ રોજના સાથે ફરનાર હતા ને ત્યારે જો એક મારે લગતી નીચ નીંદાથી વાકેફગાર હતો, ને તે વધારવા ને ફેલાવામાં મોજ લેતો હતો તો આ બીજો તેમ ન કરે એ બનેજ કેમ?

અને તેઓ "શેઠયા" હતા! એવા અધમ બદમાસો શેઠયા કેહેવાઇ અને શેઠયા ગણાઈ શેઠયાઓનાં માન પામેલા અધીકાર ને શેઠાઇના પવીત્ર એલકાબને એબ અને નરસ લગાડતા હતા!

શેઠયા બધાંથીજ થવાતું નથી. પૈસાએ આપેલી શેઠાઈ તેજ ખરી શેઠાઈ નથી, ને એવી પૈસાની ગુલાંમગીરી ને તાબેદારીએ આપેલી શેઠાઈમાં સરસાઇ કે હોરમત જરાએ નથી. ખરી શેઠાઈ અને શેઠપણાંની ખરી મોટાઈ તો પોતાનાં જરનાં જોરે નીતીનાં, દયાનાં, ધરમનાં રૂડાં કામો કરવામાં છે.—ગરીબની દાઝ રાખી નીરાશ્રીતની દયા ખાવામાં છે, બાકી એવી ભાડુતી હોરમતના લઈભાગુ શેઠયાઓ તો જુગારમાં ફાવી ગયલા જુગારીઓ બી થઈ શકે છે, ને તેમાં જરાએ કીરતી, જરાએ નામના, જરાએ મોટાઈ, જરાએ શેઠાઇ છેજ નહીં.

હું હમણાવેર તેનું ધ્યાન ખેંચી શકી નહીં, પણ એક વાર કોલઇ દોસાં પાણી લેવા ગયાં, ને તે શેઠયો એકાદ પલ ફુરસદે પડયો એટલે તુરત તેનું ધ્યાંન મારી પર ખેંચાયું. "એ આએ કોણ છોકરી ફરાંમદાર?" તેણે તેથી તુરત પુછયું,-અને બેઅદબીથી ઉઠીને મારી પાસે આવ્યો.

"જી એ કોઈ બીચારી ભુલી પરેલી શોકરી છે," ફરામદારએ કહ્યું. "ઉઠ, શોકરી, શેઠની આગલ બધી તારી વાત કેહે."

"ભુલી પરેલી છોકરી!" હવે ભારે તાજુબીમાં મારી છેક પાસે આવતાં ખટલુએ કહ્યું. "આવી મોટી છોકરી ભુલી પરી? કંઈ બચ્ચું છે શું? આજે તો ફરામદાર તમે કંઇ ઠઠ્ઠા મશકેરીન બાહારમાં છેઓ?"

"અરે નહીં રે જી તમારો ગુલામ બશ્શો છેઉં," ફરામદારએ તોબા તોબા કરતાં કહ્યું; અને પોતાને મલેલા ઠપકાથી કાંઇક માઠું લાગું હોય તેનો ખાર મારાપર ખાલી કરતાં કહ્યું, "પણ ગોલામની ખાધી ઉઠીને ઉભી થઇ મરની, ને જવાબ આપની! શેઠ ઉભા રેહયાચ. ખાવાનું નાહાસી જાએચ કે ધરીને બેશી રેહીચ?"

હવે હું ઉઠીને ઉભી થઈ! આવી તીક્ષણ તાણાંજાણી છતાં હું બેસી તે કેમ રહુ? મેં જોયું કે હવે સઘલુ પાછું થઇ ચુકયું હતું, ને જે સગવડ હું આટલી જેહેમતો પછી પાછી મેલવવા પામી હતી તે ફરી એકવાર મારી પાસથી જે ઘડી જતી હતી તેમાં ખુંચી લેવડાવાની હતી, પણ તોબી હું બેસી કેમ રહું?

હું આંસુ ભરી આંખે ઉઠી, ને નીચી નજરે ચુપ ઉભી રહી.

પણ એક વાર દીવાનું અજવાલું મારા મોં ઉપર પડવાનીજ ખોટી હતી. "બાઈ જોવ, એ તો હીજીશેઠવાલી રાન એબની ભરેલી પેલી દુકતી શીરીન છે," તેણે ધુમ હસીને કહ્યું, "અરે ફરાંમદારૂ તમે મરોરે મોચીને બાનણે, એ દુકતીને કાંહાં ઘેરમાં ઘાલી? અરે મુવા, એ તો તમારૂં નાહાન ભાગું!"

"એં જી તે પણ તે-તે પણ તે તે શું હોશે?" ફરાંમદારૂ આ સુખન સાંભલતાં ગભરાતથી તોતરા બોબરા વટીક થઇ ગીયા. "કાંને કહ્યું કે મારૂં નાહાન ભાગું?"

"અરે મુવારે તમે નરયાંના ખીસેલા," તે નીંદાખોર બદમાસે કહ્યું, "કાંને ને નાંખે શું કરયા કરોચ? એ પોરી તો પેલા જાંગુ વારયાની —— છે."

તે બદમાસ મને કમકમાટ પેદા કરનારો જે બોલ ઉંઘાડો બોલ્યો તેની જગાએ મેં એક કાપો દોરયો છે, ને તેના તે દોજખી સુખનોથી મને જે કાંટા ભોકાયા તેનું બયાન કરવાની મારી કલમમાં તાકાત નથી.

"ઓ તું મરેરે માટી મુઇ," કોલાં દોસાંએ તરારો મુકયો. "તુંને કાંન મુવાંએ અહીં મોકલી ?"

"માએજી," મેં હાથ જોડીને કહ્યું, "એ બધું જુઠું છે. એ બધી ખોટી નીંદા છે."

"નીંદા ?" ખટલુએ હજી ખુશ મીજાજે હસીને કહ્યું; "રાન લુચ્ચી, નીંદા હોતે તો તું એમ સારીની સોરમાં આટલો વાર મોંનું દબાવી રાખીને બેસી રેહેતે બી ખરી કે ? હું તેજ જોઉંચ કે ફ્રાંમદારૂ કેહેચ કે ઉઠ તોબી ઉઠતી કેમ નથી."—અને પછી તુરત તેણે કોલાં દોસાં તરફ ફરીને કહ્યું, "લે લાવો દોસાં, મને વખત થાએચ, પાણી કાંહાં છે ?"

"ઓ હારે મરૂં ?" અને તે દોસાંએ તેને એક કોપરબરાસની સાફ ઉજાલેલી કલસલીમાં પાણી આપ્યું તે ગટગટાવી જઇ રૂમાલે મોંઢું લુછતાં તેણે બાહેર જતી વખત બી કહ્યું, "અરે રાંનને ધકેલો મારીને કાઢી મુકો ! એ રાંન એબની તોકને શું ઘરમાં ઉભી રાખીચ ?"

"અરે હારે શાબ, આએ ઘરી એ રાંનને લાત મારીને કાઢુંચ," ફરાંમદારૂએ કહ્યું.

"ખદાએજીપરથી મરૂં તે તંવણેજ ઘી પુરયું કે ઝી ભરાયા તમે અહીં આયા," દોસાં બોલ્યાં. "મારા ફ્રરાંમદારૂના તો સકાર રેહે રે ! વરી તેનાન તો એ ઘણી મુઇને ગારી કરીને મમભઇ મુકવા જાતાતા !"

"એ ગોલામની બાધી મને શું કેહેતી હોશે ?" હવે ફ્રરાંમદારૂએ તપીને કહ્યું. "વરી તેંજ કહ્યું કેની કે એને લેઇ જાવો ને મુકી આવો."—અને તે દોસાં દોસી મરઈ પડે એવોજ હીંગામ હતો—કે જે દરમ્યાન ખટલુ તો ગાડીમાં બેસીને કોઇની દરકાર કીધા વના નીરાંતે હાંકી બી ગયો—અને તેથી દચકાંઓથી ગુંગલાતી છાતીએ જેમ તેમ બોલીને મેં કહ્યું, "તમે બેઉ નાહેક નાકજીઓ કરો. તમે જો મને સાંભલવા નાજ કેહોચ તો હું પોતે તમારાં મકાંનમાંથી બાહેર જાઉંચ."

"અરે જાની રાંન દાકણ," ફ્રરાંમદારૂ છેરાયા,—ને તે ઘરમના ઉપાધ્યાએ મારી જાત કે મારી જવાંનીની પરવાહ કીધા વના તેની

સુફેદ પાઘડી ને સુફેદ દાહડીને બી એબ લાગે એવી નજીસ ગાલગલોચ સાથે મને પાંખરૂં પકડી ખેંચી કાઢી, ને બાહેર હાંકી મેલી—એવી રીતે કે તે ઉંચી સીડીપરથી ગબડી પડતાં કે બાજુમાનાં બારણાંસે અઠડીને માંથુ ફાંટી જતાં હું સેહેજ સેહેજમાંજ બચી !

હું બાહેર પડી. તે અંધારી રાત્રે એકલી અનાથ નીરાધાર હું પાછી બાહેર પડી !

મારી છાતીમાં દુઃખથી ઉઠતા આગના સોહોલાના હવે જાણે કોયલા બની રહયા હતા, હું ભીતરે બલી જલી ખાખ રાખ બની રહી હતી. મારી આંખ સાંમે અંધાપો હતો. મારૂં મગજ એક ખાલથી ધું ધું કરતું હતું. મારા પગ ફાટી આવ્યા હતા ને સીસાં જેવા ભારે થયા હતા. મારૂં દીલ ગરમ થઇને આતસપેરે તપતું હતું, ને મારૂં હૃદય ભીત્તરે ફાટી તુટી ચીરઈ કટકા બુકલા થઇ ગયું હોય તેજ મીસાલે મને થયું હતું ! આટલા વખતમાં મેં ઘણું ખમ્યું હતું.--અક્કલ કબુલ ન કરે એવી ઘણી કહણ હાય વેલાઓ ને માહાભારત હાંદેસાઓ મેં સોસ્યા હતા, પણ આ છેલા ફટકાથી હું તમામ-બીલકુલ આજેજ અને બેતાકાત બની ગઇ. વાંચનાર ! તે મારાપર ગુજરેલા ગજબોની યાદ કરી જયારે હું આ લખું છું ત્યારે મારી આંખમાંથી ધોધબંધ આંસુઓ વેહે છે, ને આ સાચ્ચી કાંહાંણીના દુઃખીત ખ્યાલથી તારૂં દયાલુ દીલ બી હું માનું છું કે દાજયા વીના રેહેનાર નથી.

હવે મારા જીવમાં જીવ ન હતો—મારા દમથી દમ ચાલતો ન હતો ! હું ઘણાંક ઘર આગલથી પસાર થવા પામી કે જ્યાંથી ખુશ મીજાજે ખડખડ હસવાના અવાજો—તહરેવાર વાતચીતના ને કેટલાક બંગલાઓમાંથી તો વાજીંત્રો સાથનાં ગાણાના મીઠા શરોદ વટીક મારે કાંને આવ્યા, પણ મારે વાસ્તે તે બધો દોજખ સમ અંધકાર હતો ! ઘણીક માતાઓને પ્યારથી પોતાનાં બચ્ચાંઓને ગોદમાં દાબી ખેલીને ખેલાવતી હું દુરથી—બાહેરનાં અંધારાંમાંથી આંસુઓથી આંધલી થઇ જતી મારી આંખો વચ્ચેથી જોતી હતી, ને ત્યારે મારી ફેરયાદનો અવાજ છેક જીગરનાં ઉંડાણમાંથી ઉઠી મારી નમાયાવંત હાલતની હાય ઉઠાવતો હતો ! હું માતપીતા વગરની ભાઇ બેહેન વગરની જે ભટકતી હતી તેની વારે ધાવાને—દયાથી

મદદનો એક દસ્ત લંબાવવાને કોઈજ નહીં-ખુદા બી નહીં હતો, ને તેમ છતાં હું મરી બી જતી ન હતી એ મારો જાલેમ અફસોસ હતો!

હવે કોઇ બી દરવાજાપર હીંમતથી હાજર થવાની મારામાં વત ન હતી. કયાંથી હોય? ઘરેઘરથી હું ઠોકડે મરાયલી નીરાશ્રીત અધમુઈ ભીખારી હતી!

પણ એ ખ્યાલોના ગજબથી ગુંમતાં મગજે આવતી ચકરીઓ વચ્ચે હું થોકરાતી થોકરાતી ને દેખીતી મરતી રીબતી હાલતમાં આગલ વધી, કે જ્યારે હવે મને લાગ્યું કે જે ઘડી જાય છે તેમાં હું ભોંયપર પટકાવશ, અને તેમજ થયું. જરા વારમાં મને આવતાં ચક્કરો વધ્યાં, ને હું તમ્મર ખાઇ એક મોટા બંગલાના કુસાદે દરવાજાની બાજુએ બેસુદ્ધ તુટી પડી!

*　*　*　*　*

જ્યારે હું સુદ્ધિમાં આવી ત્યારે સહવાર હતી, અને એક ઘણુંજ સુખદાએક નરમ બીછાંણાંમાં હતી. મને બધું ગરમ ઓઢાડેલું હતું, ને હું ઘણી બીમાર હોઉં તેવો બધો આસપાસ દેખાવ હતો. બારી બારણાં વાંકાં ફીંચેલાં હતાં—દવાદારૂની સીસીઓ પાસેની ટેબલપર પડેલી હતી-મારાં માથાપર કોઈ આઇસ ફેરવતું હતું, ને બે આતુર દયાલુ મીઠા ચેહેરાઓ ખરી કાલજીથી મારા મોં સાંમે વાંકા વલેલા હતા!

પેહેલાં તો હોસ્યારીમાં આવતાં હું કયાં હતી ને એ બધો શું બનાવ હતો તે મને યાદ બી આવ્યું નહીં, ને મેં કપાલપર હાથ દાબ્યો, કે જ્યારે મને જણાયું કે ત્યાં કંઈ જખમ હોય ને પાટો બાંધી લીધો હોય તેમ હતું. ત્યારે મને વીજલીને વેગે સઘલું યાદ આવ્યું, અને જાંહાંગીરને બંગલેથી રાતોરાહી નાહાસવા પછી બીજી રાત સુધીના જુલમગાર ૨૪ કલાકમાં મારીપર જે જે વીત્યું હતું તે એક ઝપાટે યાદ આવી જતાં હું ધ્રુજીને મારી પાસે ઉભેલી તે કોઇ માદર જેવી બુજોર્ગ ને મમતાલુ બાનુને વલગી પડી!

અને તેણે બી એક માદરનીજ મમતાથી મને ગોદમાં લીધા, ને ધીરજ આપીને પુષ્કલ પટાવી. હું તેને ઓલખતી ન હતી, તોબી મારી મુઈ માદર બેહરતમાંથી ઉતરી આવી મને આંસુઓ સાથે ગોદમાં દાબતી હોય તેમ તેણે મને ગોદમાં લીધી-કે જયારે પાસે એક તેવાજ મમતાલુ દેખાવની ફીરંગન આયા પુષ્કલ દયાથી-લગ-

ભગ આંસુઓ સાથેજ એ તમાસો જોતી હતી—અને જોકે મેં બોલવા ઘણું બી માંગ્યું, પણ કશું ન બોલી શકાવાથી તે મારી માતાજ થએલી કોઇ નેકજાદ બાનુની છાતી ઉપર મારૂં માથું નાખી હું ફોકેફોક રડી !

---

## પ્રકરણ ૮૦ મું.

### દયા.

એક ભલી માવતરનો મીઠો માનીનો સાહયો સદા સુધીનો ખોહી બેસવાનું દુઃખ કેટલું બધું છે, ને તે કેટલું બધું ઘાતકી છે તે તો જેને એ હીણભાગ્ય અનુભવ થયો હશે તેજ માત્ર કલ્પી શકશે, અને તેથી મારા જેવીને તેની દુઃખી અવસ્થામાં એક ખરી સગી મા નહીં ને સગી માનો એક ઓલો—એક મા જેવીજ મેહેરબાંન જે કોઈ બીજી બી મલી, તેની દયાલુ છાતીપર મારૂં માંથુ નાંખી હું મારાં સઘલાં સંકટો યાદ કરતાં ફોકેફોક રડી એ તમામ સ્વભાવીક રવેસે જે બનવું જોઇએ તેજ માત્ર બન્યું.

હું કોણનાં ઘરમાં હતી તે બી હજી તો મને ખબર ન હતી. મને જે ત્યાં તુરત યાદ આવી શક્યું તે ફકત એટલુજ કે હરધુત-પણાં ને હાયવેલાનાં અતી ત્રાસદાયક સંકટો ખમીખમીને હું એક બંગલાપાસથી પસાર થતાં ચકરી ખાઇ બેસુધ્ધ તુટી પડી હતી, અને ત્યારે બાકીનું અનુમાનથી સમજી લેવાનું મુશકેલ ન હતું કે તે બંગલામાં વસતાં દયાલુ લોકોએ મને ઉપાડીને અંદર લીધી હતી, ને આ નરમ બીછાંણાંઓમાં પ્યારભર કાલજી સમેત સુવાડી હતી. ત્યારે એવી દયા કોણને નહીં રડાવે ? એ દયાના ખ્યાલમાંજ એક એવો મીઠો કરૂણારસ સમાયો છે કે તે કરૂણારસે જાણે મને હરખ ને સુખથી બી રડાવી !

“ખુદાને ખાતર મને કેહો,” અંતે મારી છાતીને એ રીતે ખુલાસો આપવા પછી મેં ધીમા અવાજે પુછ્યું—અને મેં જોયું કે મારો અવાજ બી એટલો ધીમો પડી ગયો હતો કે હું ઘણા દીવસોની બેમાર હોઉં ને તમામ નાતવાંન થઇ ગઇ હોઉં તેવોજ જાણે અવાજ નીકલતો હતો !—“ખુદાને વાસ્તે મને કેહો,” મેં આતુરતાથી પુછ્યું, “કે હું કાંહાં છેઉ ?”

"તું કંઇ ફીકર ના કર," તે કોઇ મમતાલુ મા જેવીજ મેહેરબાંને કહ્યું. "તું મારાં ઘેરમાં છે, ને ઘણા આરામથી છે. હવે અહીંથી તુંને કોઈ હાંકી મેલવાનું નથી."

"હું કેટલો વખત અહીં રેહીચ વારૂં?" હવે મને અચબુચ પાછી પેલા જેલમાં સબડતા નીરદોશ દીનાની વાત યાદ આવતાં મેં ઉસ્કેરાઇ આવીને પુછ્યું.

"જો વરી તું ઉસ્કેરાઈ આવેચ," તે કોઇ અબલાએ મારૂં માંથુ પસવારી મને ધીરજ આપતાં નરમ ઠપકો આપ્યો; "વરી તારો જીવ જીમાઈ જશે."

"હા, પણ માએજી મને ખોદાએને વાસતે કેહો કે હું અહીં કેટલા દાહારાની બેમાર પરેલી છેઉં?" મેં હાથ જોડીને માંગી લીધું.

"લે ચાલ ત્યારે હું તુંને કેહું," તેણે મને સધ્યારાથી શાંત કરવાને ઉતાવલ કરી; "તુંને ગઈ પરમની રાતે અહીંઆં મારા કંપાઉંડમાં પટકાઈ પરેલી ઉંચકી લાયાતાં. તે મંગલવાર ઉતો ને આજે બ્રેસપતવાર થયો."

"બ્રેસપતવાર?" મેં દીનાની સેસનમાંની તપાસ બ્રેસપતવારેજ હતી તે યાદ કરતાં શંકાની ધાસ્તીથી રગેરગ ધ્રુજતાં કહ્યું, અને ત્યારે હમણા વાગાચ કેટલા?

"સહવારના દશ."

હયાં હું ખામોશ થઇ, ને મેં મસ મોટા છુટકારાનો દમ ખેંચ્યો, કાંયકે મેં જોયું કે દીનાની મદદે જઇને તેને મારી સાક્ષીથી બચાવાનો—એક નીરદોશ જાંન જતો અટકાવાનું ખરૂં પુન હાંસલ કરવાનો–હજી મારા હાથમાં વખત હતો. એ ખયાલની ધીરજથી ઉપજેલાં સુખના સબબે તેમજ વલી એટલી બધી નાતવાની ને નાકૌવતી વચ્ચે મેં કરેલા એ બધા સવાલ જવાબો ને એ બધી બોલચાલને લીધે હું નીસોસ થઇ પડી, ને મેં આંખ વીંચી દીધી.

"જો, વરી જીવ જીમાઇ ગીયો," તે કોઇ ભલી અબલાએ ગભરાત કીધો. "લાવ તો આયા, જલદી પેલી સુંધારવાની સીસી લાવ તો."

"નહીં માયજી," મેં આંખ ઉંઘાડી તુરત તે નેકજાદ બાંનુને ધીરજ આપી. "હું હવે તો હોસ્યાર છેઉં. એ તો જરા બોલબોલથી મારો જીવ થાકી આયોતો."

"અરે પણ દીકરી તારે તું ચુપજ રેહેની?" તેણે સમજાવીને કહ્યું; "શું કરવા એમ બોલ બોલ કરેચ? જેમ તેમ તારો જતો જીવ બચ્યોચ ને બચાવ્યોચ તેની તુંને કંઇ ખબર છે?"

"નથી," મેં હેસાંનથી કહ્યું, "ને નથી તેથીજ હવે હું તે જાંણુશ નહીં ત્યાંવેર મારા જીવને ધીરજ આવવાની નથી, વાસ્તે મને બધું કેહો એમ હું કાલાવાલાથી તમારી પાસ માંગી લેઉંચ, માયજી,"

"લે ચાલ તારે સાંભર," તેણે કહ્યું. "દાકટરે બી કહ્યુંચ જે એને જરા ઉસ્કેરાવા ના દેતાં, તારે અમથી ઉસકેરાયા ના કર. જો આએ બંગલો જી ભરાયા મારા ધણીનો છે ને તેવણ બેજનજી મેહેમવાલાને નામે ઓરખાએચ. પરમ દાહારે રાતે અમે લોક બાહારથી આયાં તારે અમારી ગારી બંગલામાં વાલવા જતાંજ અમારા ઘોરાવાલા રામલાએ બુમ પારીને ગારી ઉભી કીધી, કે મારો તો જાંણે જીવ ઉડી ગીયો કે ઓ માએ એ શું થયું, પણ પછી જણાયું તારે તો એમ કે તું અમારા દરવાજામાં લાંબી છર થઇને પટકઇ પરેલી. મરેરે, મને તો તુંને એમ પરેલી જોઇને કંઈ એવાં ધ્રુજરાં ચહરી આયાં કે બસ નહીં, પણ માય મરે ખુરસેદે મને બી ધીરજ આપી ને પછી બાપ થતાની સાથે મલી દોર ચોર પોંહોંચારીને તુંને બી ઘેરમાં લીધી."

"ઓ કેવી મેહેરબાની, કેવું હેસાંન!" હું આંસુભરી આંખો સમેત અરધું મનસે–અરધું મોટે પટપટી.

"મેહેરબાંની? અરે શીટ!" તે અબલાએ કહ્યું, "એમાં મેહેરબાંની શું બરીચ! આપરે જરથોસ્તી છઈએ કે કાફરી? જી ભરૂં મારા બેજનજી ને ખરસેદ તો તારી જુવાંની જોઈને અને તુંને એમ એખલી પરેલી જોઇને એવા ગભરાયા કે બસ નહીં. તે લોકે તો તાબરતોબ પાસેથી નાનાભાઇ ડાકટરને તેરાવી મંગાવ્યા. ડાકટરે કહ્યું જે દેખીતી રીતે ઘણીજ ઠંડી, થાક ને ભુખથી તું દુસમેન એમ અધમુઈ થઇ ગેઈચ, ને કેહેજે કોઇ ચાંપતા ઉપાએ નહીં લેવાશે તો છોકરી એક બે દાહારામાં મરી જશે. દાકટરનાં મોરાંમાંથી તે બોલ નીકરયો કે જી આપું તે બેજનજીએ ને ખસરૂએ બધી દોર કીધી, ને આએ ઓરડામાં તુંને બધી જતન ને માવજત સાથે પોહોરાવા. તે પછી આખી રાત તારાપર તાપનાં તો જાંણે તરકાં

તપ્યાં, ને પવનની જુમમાં તહરેવાર તું લવી ને બકી, ને તેમાં કોઈ પેલો છોકરો ખુંનને વાસ્તે હમણા ધરાયલો પકરાયલો છે તેનું નામ તેં ધરી ધરીએ દીધું. કાલે બી એક દાહરામાં તન વરા તો દાકટર આવી ગીયો, ને વરી મોટી રાતે આયો તે તો જુદો.''

"એટલું બધું કોણ કરે? એટલું બધું કોણ કરે?" હું મનસે ખરાં દીલનાં હેસાંનથી પટપટી.

"કોણ કરે! એ લેરે! વરી કોણ કરે, જે જરથોસ્તી હોય તે કરે, ખોદાને જાંણનાર ને પીછાંણનાર હોય તે કરે; એક મુવાં કોઇ નસાબંદા જેવાં હોય તેજ નહીં કરે તે ખરાં, ને તેવાંને તો મારાં ઘેરબારપરથી બી ઓવારયાં રે હજાર વખત."

"હવે મારીપર એટલું હેસાંન કીધું ત્યારે તો પુરૂં કરો માએજી,"—અને હવે દીનાની વાતપર આવતાં હું ખરેખર પાછી એટલી ઉસકેરાઇ આવી કે મારી સઘલી નાકૌવતી છતાં હું ઉઠીને ઘોલ્યાપર બેઠી. "આજે જે પેલા પારસી છોકરાની સેસનમાં તપાસ ચાલવાની છે તેનું મોહોત જીવત કેટલે દરજ્જે મારે હાથ છે, ને મારે તેને બચાવવોજ જોઈએ."

તે બાંનુ અવીશ્વાસ ને અજાયબીમાં હવે વલી મારા ભણી ટીકવા લાગી. તેને લાગ્યું કે આ વલી હું ફાટુંફાટું બોલતી હતી, કેમકે મને પવનની કસર થઈ હતી, ને તેથી તેનો દયાલુ ચેહેરો દયાનાં દુ:ખથી ગંભીર બન્યો.

"માએજી," મેં એ ઉપરથી તુરત કહ્યું, "તમે જરાબી વેહેમ ના ખાઓ; હું હમણાં તદન સારી હાલતમાં ને હુશીઆર છેઉં. તમે જરા મારી કાંહાંણી બધી સાંભરશો તો તમને બધી સમજ પરશે, ને તમે તે સાંભરશો તોજ હું સારી થવશ; નહીં તો હું ફકત બેચેની ને બેજારીથી મરી જવશ."

"લે ચાલ, કેહે તારે જોઉં વારૂં શું કેહેચ?" તે બાઈએ મારી પાસે બીછાંણાંમા ગોઠવાતાં કહ્યું,—અને પછી વધારયું, "જેમ બને એમ બોલવાનું ટુકું કરજે હો માએ, કાંયકે નહીં તો વરી કંઈ તારી માંદગી વધશે કેની તો જી ભરાયા બેઉ બાપ દીકરા મારીપર દહવારો પારશે કે એ તો તેં વાત કરાવી તેથી થયું."

એ ઉપરથી મેં તેને એ વીશે તમામ હવે બેફીકર રેહેવા ધીરજ આપી, અને પછી દીનાની વાતપર આવવા મેં મારી સઘલી વીટક વાત કેહવા માંડી. તેટલાં માટે છેક હું પેહેલેથી ટુંકમાં મારી દુઃખીત કાંહાંણી કેહેતી ચાલી, અને કેવી રીતે હું હોઝશેટને ત્યાં નોકરીએ રેહેવા પામી હતી—કેવી રીતે દીના સાથે મને ઓલખ થઇ હતી—કેવી રીતે મારી ભલી શેહાંણી મારફતે મેં મદદ કરી હતી, ને તેને નહસાડયો હતો, ત્યારથી તે છેલ્લે મને ફરાંમદારૂએ પોતાના આદરાંનમાંથી ખટલુના સમજાવાથી ધકેલા મારી હાંકી મેલી હતી તે બધું મેં કહ્યું. થાકી આવતા દમે તોબી પુરી ઉલટથી ને જોઇતી ઝડપથી તે લંબાણ કાંહાંણીના અગતજોગા ભાગો મેં તપસીલવાર સમજાવ્યા. કેવી રીતે એક પાંઉના ટુકરા માટે બી મેં મોહતાજમંદ બની હાથ ઓલ્યો હતો ને મને ત્યાંથી હરધુત કરી હાંકી મેલવામાં આવી હતી તે બી મેં કહ્યું, ને નીતી સાચવવા જતાં ને સાચવવા છતાં બદલુ ને ખટલુ જેવા બદમાસોએ ઠેકાંણે ઠેકાંણેથી મને કેવી રીતે ધકેલા મારીમારીને હાંકી કઢાવી હતી તે બધું મેં વરણવ્યું.

અને ત્યારે તે દયાલુ દીલની મા જેવી મેહેરબાંન બાનું તે મારી વીટક વાત સાંભલતાં મારા સાથ દુસકે દુસકે રડી. તેનો માયાલુ સ્વભાવ ને નરમ હૈયું એટલું બધું ઘાતકીપણું તામોસ કરી શકયું નહીં.—ખરેખર, તેના બંગલાની હદની બાહેર એવું ને એટલું બધું નાતરસપણું વસે છે એ ખ્યાલના ગજબથીજ જાણે તે ભલી બાંનું દઘાઇ ગઇ, અને ત્યારે ખરાં દીલનાં આંસુથી ને ખરાં દીલની દયા સાથે તેણે ખસરૂ ને બદલુને તેમજ વારયાના જાંહાંગીરને અને તેની કીસમના મારા બીજા શત્રુઓને લાખ લાખ ગાલ દેતાં "મારી દીકરી રે મારી દીકરી" એમ કહી કહીને મને સેંહેંકડો વાર ગોદમાં ચાંપી !

અને ત્યારે એ બધી વીગતો આપી રહયા બાદ આજની સેસનની તપાસમાં મારી સાક્ષી કેટલી બધી જરૂરની હતી તે બધું મેં તે બાંનુને સમજાવ્યું, (જે બધી વાત કેહેતાં ને કરતાં એક બીજો આખો કલાક ગબડી ગયો) અને તે પછી તુરત તે બાંનુ જેનું મીઠું નામ મેહેરબાઈ હતું તે ઘણી ઝપડથી પોતાના ખાવંદ અને બેટા આગલ તે બધી કેફીયત કેહેવા ગઈ.

પાછલથી મને ખબર મલવા મુજબ તે વખતેજ ત્યાં ડાકટર નાનાભાઇનું બી આવવું થયું, જેથી તે બી મેહેરબાઈને મોંહેથી મારે લગતી એ બધી વાત વીગતો સાથે જાંણવા પામ્યો, ને જયારે તે બાંનુનાં મારા ઓરડામાંથી જવા બાદ હું આયાના હવાલામાં એખલી આંખ વીચી પડી રહી તેની પાછાં ફરવાની આતુરતા વચ્ચે વાટ જોતી હતી, ત્યારે અંતે બારણું ઉઘડયું, ને મેહેરબાઈ તે ડાકટરને તેમજ પોતાના ખાવંદ અને પોતાના દીકરાને લેઈને તે ઓરડામાં આવ્યાં.

---

## પ્રકરણ ૮૧ મું.

### મુસાફરી.

તે બધાં મારી કાંહાંણીની વાત સાંભલી અજાયબીથી દંગ થઇ ગયાં હતાં. એ કાંહાંણી જે તેઓને એક કીસ્સા જેવીજ લાગી, તેની તાજુબી વચ્ચે તે બધાં હસતે ચેહરે મારા ઓરડામાં આવ્યાં, કે જયારે તે બધાંને જોઇ મેં અદબથી મારાં દીલપર ગલાંવેર ઓઢાણું ખેચ્યું.

ડાકટરે આવી મારી નાડ જોઇ ને કંઇક ખુશી થયો હોય તેમ તે હસ્યો. તે બી કોઈ બુજરોગ દેખાવનો દાહયો પાકો અનુભવી જી. જી. એમ. સી. હોય તેવો લાગતો હતો.

"કેમ ડાકટર સાહેબ, શું ધારયું?" અંતે તે મકાનના માલેક બેજનજી મેહેમવાલાએ હસીને પુછ્યું.

"ઘણું સારૂં ધારયું," ડાકટરે હસીને કહ્યું. "હવે કાંઈ 'ડેનજર' હોય એવું લાગતું તો નથી."

"પણ એ છોકરી આજની સેસનમાં સાક્ષી આપવા હાજર થવા માંગેચ તે?" બેજનજીએ શંકાશીલ ને ચીંતાતુર સવાલ કીધો; "તે બનશે?"

"વેલ, હું કંઈ કહી નહી શકતો," ડાકટરે વીચારવંત અદાથી રૂમાલ વડે ચસમાના કાચ સાફ કરતાં કહ્યું, "પણ હું ધારૂં છું કે સાક્ષી એટલી બધી અગતની છે કે મારે એને લઇ જવાની રજા આપવીજ જોઇએ. ઓર મને ભય છે કે હું ના કેહેવશ તેથી એવણ વધારે બેમાર થઈ જશે, કેમ બાઇ?" અને તેણે મને પુછ્યું.

"હાજી," મેં ધીમે સાહાદે હસીને કહ્યું. "એક જણુ બીચારો ફાંસી જાય ને તે બી વગર વાંકે તેનીપર આધાર રાખનારાંઓને રરાવી રવરાવીને ફાંસી જાય તેને બચાવા ખોદાએ મને હજી વધારે શકિત આપશે, વાસ્તે તમે રજા આપો."

"છોકરી, હું તારીપર આફરીન કરૂંચ," બેજનજી મેહેમવાલાએ પોતાના માયાલુ સ્વભાવ પ્રમાણે કહ્યું. "હું ખાત્રીથી ધારૂંચ કે તેં જે તારી કાંહાંણી કેહીચ તેનો બોલેબોલ સાચ્ચો છે, ને તું બાલેબાલ સારી ચાલચલણની છોકરી છે, ને તેનો જો પુરાવો જોઈએ તો આએજ છે કે તું તારા જીવના જોખમે બી એ એક બીજ્ને જીવ બચાવા જવા માંગેચ. બચ્ચીત મેં તુંને મારા ઘેરમાં રાખી ને રસ્તે મરવા નહી દીધી એ મારી જીંદગીમાં હું ધારૂંચ જે મેં સૌથી મોટું સવાબ હાંસલ કીધુંચ."

હું એના જવાબમાં કશું બોલી તો શકી નહીં, પણ સુતી સુતીએ બે હાથ ઉંચા કરી હું તે બાપ જેવા બુજોર્ગને પગે લાગી.

"બાવાજી, આપરે ગારીમાં ગોદરાં તકયા ને બંદુસ સૌ લઈ જશું," તે ભલાં માબાપના તેવાજ ભલા બેટાએ સુચવ્યું—કે જે મેં જોયું કે નજદીક ૨૪ થી ૨૫ વરસની ઉમરનો ઘણાજ મીઠા દેખાવનો એક લાયકીવાલો જવાંન હતો.—"હું એ ગારીને લગતી મેનીજ કરૂં ?"

"હા, જાઓ કરો, દીકરા," બેજનજીએ કહ્યું, "ને હવે ત્યારે ઉતાવલ કરો, કેમકે બાર વાગી ગીયાચ ને સેસનનું કામ તો ચાલી બી ચુકયું હોશે."

"હા, ને વરી જી ભરાયા ડાકટરને બી સાથે લેઈ ચાલીએ તો કેમ, બેજનજી ?" હવે મેહેરબાઇએ દરખાસ્ત રજુ કરી.

"હા ચાલો ડાકટર," બેજનજીએ ઘણીજ ખુશીથી આ દરખાસ્ત ઉપાડી લીધી. "તમારાં 'પેશંટ' ની રસ્તામાં સંભાલ લેવા તેમજ કોરટમાં બી એની ઉશ્કેરાયલી તબીયત તપાસવા તમેજ સાથે આવો તમારી જે ફી.,થશે તે હું ધણી—"

"બેજનજી શેઠ, બેજનજી શેઠ," તે ડાકટરે ફીનો સવાલ એમ રજુ થવા ખાતર કંઈક નાખુશી બતાવતાં કહ્યું, "હું ઘણી ખુશીથી

સાથે આવશ. તમે બધાં પુનનું કામ કરો ત્યારે હું શું કરવા બાકી રેહી જાઉં ?"–ને તે ભલો ગ્રહસ્થ હવે ખુશ મીજાજે હસી પડયો.

તે પછી તે માતીદાઓ બાહેર ગયા, કેમકે મને "સેરવો બેરવો આપીને જલદી તૈયાર કરવા"નો બેજનજી શેઠે હોકમ આપ્યો. તેઓનાં ગયા પછી હું ઉઠી, ને ઉઠી ત્યારે મારાં ધારવા કરતાં મારામાં વધુ કૌવત આવેલું જોઈ હું અજબ થઇ. હજી હું ભીતરે તમામ નબલી ને ધ્રુજતી હતી, તોબી કોઈનાં પકરવા વગર દીનાને બચાવા ને છોડવવાની ઉલટમાં હું ઉઠીને ઉભી બી રહી શકી ! તે પછી તૈયાર થતાં મેં મારો ચેહેરો આરસીમાં જોયો, ને તે લોહીનું એક ટીપું બી મારા આંગમાં ન હોએ તેમ તમામ ફીકકો પડી ગયલો જોઈ, તેમજ હું છ મહીનાનો ખાટલો સેહેવતી હોઉં તેમ મારાં દાચાં બેસી ગયલાં ને ગાલમાં ખાડા પડી ગયલા દેખી હું ઘણી ગભરાઇ; પણ મેહેરબાઇએ મને તુરત ધીરજ આપી. "એ તો બે તન દાહારાની એટલી બધી માંદગીથી એમ થયુંચ, પણ આએ તું ભલઈનું કામ કરીને અહીં પાછી ફર, ને પછી જો કે અમે તુંને કેવી બે દાહારામાં તારૂં વાન વારીને તુંને ઘોરા જેવી બનાવી દેજીએચ તે."

છેલ્લે હું તૈયાર થઇ રહી એટલે વલી તે બાપ દીકરા ઓરડામાં આવ્યા. એ બેજનજી મેહેમવાલા દેખીતી રીતે પઈસાવાલા હતા તોબી પોશાક પેહેરવેશમાં ઘણા અસલી અને સાદા હતા. તેઓનો બંગલો મેહેમના એક ઘણા સારા લત્તા ઉપર આવેલો હતો અને વલી પછવાડે દરયો કીનારો હતો. મારો ઓરડો મેં તૈયાર થવા ઉઠયા પછી જોયું કે દરયાની બાજુએનો હતો, અને તેથી તે બંગલામાંના સૌથી સરસ ઓરડાઓ માંહેલો એક હતો.

બેજનજીએ ઓરડામાં આવતાંને વાર મારી આગલ આવી મને ઘણી મમતાથી શેકહેન્ડ કરી. "તારી તબીયત આવી નાદુરસ્ત છતાં તું જે સવાબનાં કામ સારૂ જાએચ," તેઓએ કહ્યું, "તે આજના જમાનાની કેટલીક ચીબાવલી છોકરીઓની વરતણુંકથી તમામ ઉલટું છે, ને તેથી તું મારી પેટની દીકરી હોય તેમ મને તારી ઉપર હેત છુટેચ. આફરીન છે તારી એ આજની હીંમત ને હોશીયારી પર."

"ચાલશોજી? ગાડી તૈયાર છે," હવે જવાંન ખરશેદે મારી આજુમાં આવી માનથી કહ્યું—અને જોકે મેં તેમને મારી કાંહાંણી કહેલી હોવાના સબબે તેઓ જાંણતાં હતા કે મારો દરજ્જો એક સાધારણ ચાકરડીથી કોઇ રવેસે ચઢતો ન હતો, તોબી જાણે હું તેઓની બરોબરીનીજ હોઉં તેટલાં માન ને તેવીજ મોહબતથી તે બધાં ભલા ને ખરાં લાયકીવાલાં આદમીઓ મારા સાથ વરતતાં હતાં!

એક તેજી ઘોડાની એક મોટી અસલી રોકી શીગરાંમ જ્યારે હું તે બધાં સરઘસ સમેત નીચે ઉતરી ત્યારે મેં જોયું કે મારે માટે બારણાં આગલ તૈયાર ઉભી હતી, અને પછવાડે વલી એક બીજી બ્રોહાંમ મારી સાથે આવનારાં બીજાંઓ માટે હતી. તે મારે વાસ્તેની મોટી કુશાદે ગાડીમાં મને સુખ થાય ને હું આરામથી જાઉં એવી દરેક કાલજી કરેલી હતી. તેમાં તકયા ગોઠવેલા હતા ને બંદુસો મુકેલા હતા. તે ઉપરાંત એક નાની બાસકેટમાં કોલોનવાટર અને બ્રાન્ડીની સીસીઓ અને કાંઇ એલચી લવંગ વીગેરે લઇ લીધું હતું. ટુંકમાં, ડાકટરે અને જમશેદજીએ મલીને કોઈ પ્રકારે મારી ખાતરદારીમાં કસુર કે કસર કરી ન હતી. એક ગાડીમાં હું, મેહેર-બાઈ અને ડાકટર મલી ત્રણ જણ ગોઠવાયાં કે પાછલની બ્રોહાંમમાં એજનજી અને ખરસેદ બેઠા, કે જયારે એક પારસી કારભારી તે ગાડીના કોચ બોકસપર ચઢી બેઠો, અને ત્યાર બાદ અમે સઘલાંએ ત્યાંથી મુંબઇ ચાલુ મુકયું.

---

## પ્રકરણ ૮૨ મું

### દીનાની તપાસ.

હવે દીનાને એ રવેસે મારી અગતની સાક્ષીથી હું મદદ કરવા જતી હતી તે આગમચ કોરટમાં તેના ચાલી ચુકેલા કેસની વીગતો જે મને પાછલથી મલી તે બી વાંચનારની વાકેફી માટે સદાબરી અતરે ઉતારી લેવા જરૂર છે. એટલે અમારો મુસાફરી (કે જેમાં જાંણવાજોગ કશું બન્યું નહીં તે)ની બીના તુરત વેલા પડતી મેલી આપણે લગાર મુંબઈની હાઇ કોરટપર નીઘાહ પોંહોંચાડયે.

દસ વાગ્યાને ટકોરે સેસનનું કામ ચાલ્યું હતું. દીનાને હોમલાનાં ખુંનના તકસીરવાર તરીકે કેદીનાં પીજરાંમાં સીપાઈઓના પોહોરા

વચ્ચે લાવીને ઉભો કરવામાં આવ્યો, અને "સાએલન્સ!"ના એક પોકાર વચ્ચે જડજે આવીને જગ્યા લેતાં સ્પેશીયલ જુરી માટે આવેલા ગ્રહસ્થોમાંથી નામો પોકારી અરધા ઇંગ્રેજો ને અરધા દેશી-ઓનાં તત્વની એક જુરી બેસાડવામાં આવી.

હીજી શેઠખાનદાંન (મારો શેઠ) બી સકાલેથી કોરટમાં આવ્યો હતો, કાંયકે તેની સાક્ષીની અગત હતી, પણ દીનાએ માંગી લીધેલું હોવાથી ગુલાં ને તેની મમાઇ સેસનવાલા ઓરડામાં આવ્યાં ન હતાં. "તમો લોક જો કંઇ ગભરાત કરશો," તેણે તે બે પુરાં વ્હાલાંઓને સમજાવ્યું હતું, "તો હું પુરો નાહીંમત થઇ જવશ, ને ત્યારે આપરો બચાવ જે અત્યારમાં એટલો લુલોજ છે તે બી હું પુરો રજુ કરી શકનાર નથી, વાસ્તે બેહેતર તો એજ કે તમારે સેસનવાલા રૂમમાં આવવુંજ નહીં,"–અને એ સમજાવતનાં પરીણામમાં તે બંને અબ-લાઓ કે જેઓ પોતાના વ્હાલાપરની આ 'વગર ખાધાની મોરચી' થી રડી બલી ને બે પડ થતાં હતાં તેઓ તે દુ:ખના દેખાવથી દુર રહયાં હતાં.

પણ હીજીશેઠ ઉપરાંત બીજા બી સાક્ષીઓ હતા ને તેમાં અગત કરીને લુચ્છો પેસી બી એક હતો. એ નીરદોશ જવાંનના શત્રુ થઇ લાગનાર બે બદમાસોમાંનો એક તો તેનાં પાપની ફેજે પોંહોંચી કયે દાહારનો મારગે લાગી ગયો હતો, અને એ એક જે હજી બાકી હતો તે વલી પોતાની દોજખી જુબાંને જુઠી સાહેદી પુરવા હાજર થયો હતો.

કોર્ટ પારસી તમાસગીરોની હદથી ભરાઈ ગઇ હતી. એ કેસે તે વખત એટલો ઘોંઘાટ મચાવ્યો હતો કે આલસુ પરવારતાઓ ઉપરાંત કેટલાકો તો કામ ધંધો મુકી ચુકીને બી એ કેસ સાંભલવા ઉતરી પડયા હતા, અને તેથી સીપાઇઓની "ચીઇઇઇપ!" આજે દર પલે કાંને આવ્યા કરતી હતી.

દીના તરફથી બી એવરેજ હોસ્યારીનો એક ઇંગ્રેજ બારીસ્ટર રોકવામાં આવ્યો હતો. તે બેરીસ્ટરની ફીના પઇસા ગુલાંની મમાઇ બચારી કયાંથી માંગી લાવી તે તો ખુદા જાંણે, પણ ગરીબનો વાલી ખુદા છે, અને તેથી ખુદાએજ દીનાના બચાવ માટે એક બેરી-સ્ટર પુરો પાડયો હતો એમ જો કહીએ તો ચાલશે.

દીનાની કેદીનાં પીંજરાંમાં ઉભા રેહેવાની અદા (બીજે દીવસે પેપરવાલાઓએ વરણવી તે મુજબ) "તમામ શાંત અને કોર્ટ તરફ આબરૂભરેલી હતી. તેના દેખાવમાં તુચ્છકાર કે તોચ્છડાઈનો અંશ ન હતો, ને મોહોત કે જીંદગીની જે જીવ સનોસત લડત માટે તે આ ધર્માસન સામે રજુ થયો હતો તેની જવાબદારી ને જોખમદારી માટે જાણે તે પુરો સાવધ ને સાવચેત હોએ તેમ દેખાતું હતું." તે નાહીંમત બની રડતો ન હતો. હજી પોતાનાં નીરદોશપણાંપર તે ઓસ્તવાર અને કાંઇક મુસ્તાક હોય તેમ જણાતું હતું. આશા છેલ્લી ઘડી સુધી ધીરજ આપી શકે છે તે જાતની એક અધીરી ધીરજ વચ્ચે દીનો ઉભો હતો!

હવે કેસનું કામ ચાલ્યું. સરકાર તરફથી ધારાના હીમાયતીએ વાંક અને પુરાવા રજુ કરયા. સૌથી પેહેલો સાંક્ષી ભીમા દેવ નામનો એક કચરાપટી હતો. તેણે જણાવ્યું કે 'ખુંન થયું તે રાત પછીની બરી બામદાદે હું મારાં સરેરતાનાં કામપર જતો હતો, ત્યારે હીજીશેઠવાલા મોટા બંગલાની બાજુમાંનાં મેદાંનમાં મારા પગ સાથ એક આદમી અઠડયું, અને વાંકો વલી જોતાં તે એક લોહીલુહાંણ લાસ નેજરે આવી. આથી મેં શોહોર કીધો, ને પછી હીજીશેઠને ત્યાંનાં માણુસો ને પોલીસની મદદથી તે લાસને તપાસતાં હીજીશેઠનાં આદમીઓએ તે હોમલાની લાસ તરીકે પીછાંણી. તેને કોઇ એક મોટી વેહેતી છુરી વડે ઠાર કરી નાંખ્યો હતો, જે સુકાઇ ગયલાં લોહીથી લપટાયલી છુરી લાસ પડી હતી તેથી થોડે દુર ફેંકી દીધેલી હાથ આવી હતી. વલી લાસનાં ગજવાં બી છુટથી લુટવામાં આવેલાં જણાતાં હતાં. તે બધાં ઉલટાવીને બાહેર ખેંચી કાઢેલાં હતાં, ને તેમાંથી આસપાસ કશું પડેલું મલ્યું ન હતું, જેથી અનુમાન કરી શકાયું હતું કે તે ગજવાંમાં જે હોય તે ખુંની કાઢી લઇ ગયો હતો. એ લાસને તે ઉપરથી ઉપાડીને હીજીશેઠના બંગલામાં લઇ જવામાં આવી, ને ત્યાં જણાયું કે તપેલાનું બારણું બાંજીને તેમાંથી રાતોરાત દીનો નાહાસવા પાંમ્યો હતો, એટલે સતાવાલાઓનો તેમજ સૈધલાઓનો વેહેમ તુરત તેના ઉપર દોડયો, અને તેની સોહોધમાં સીપાઇઓ દોડી વલ્યા હતા.'

બીજો સાક્ષી એક ગોવાનીસ ડાકટર હતો. તેનું મકાન હીરજીદના બંગલાની પડોસમાંજ હોવાથી લાસની તપાસ માટે તેને તેડી લાવવામાં આવ્યો હતો, અને તેણે જુબાંનીમાં જણાવ્યું કે 'મેં મરનારની લાસ તપાસી હતી. તે ખુંન આ છરી જે કોર્ટમાં રજુ થઇ છે તે વડેજ થયલું હું માનું છું. મેં જખમ તપાસ્યો હતો, ને તે ઘણો ઉંડો અને કારી હતો. હું તે જખમથી મોહોત તતકાલ નીપજેલું ધારૂં છું. મરનારની લાસ મેં તપાસી ત્યારે તે તદન ઠંડી હતી અને કેટલાક કલાકો આગમચનો જાંન નીકલી ગયલો સમજાતો હતો.'

ત્રીજો સાહેદી હીરજીશેઠ હતો. તે દોસાએ એક ગરીબ નાવારેસ નીરદોશ છોકરા સામે જુઠી બનાવતી સાક્ષી આપવા આવી પોતાનો બુઢાપો લરજાવ્યો હતો! તે એક શેઠયો હતો વાસ્તે તેને સાક્ષીના પીંજરાંમાં ખુરસી આપવાની બી કાંઇક ધામધુમ ને હીલચાલ થઇ ખરી, પણ કાંઇક અસાધારણ લાયકી ને દહાપણ બતાવી તેણે તે 'આફ્રર' ઉપકાર સાથ ના પાડી. તે દોસાએ પોતાની જુબાંનીમાં જણાવ્યું કે 'ખુનની રાત્રે મેં મારે ત્યાં બંધવા ઉપર રજુ થયલા એક વાંકની તપાસ કરી તેને રાતોરાત અમારા એક ખાલી તબેલામાં કેદ કરાવ્યો હતો. એ મેં કરેલી તપાસ દરમ્યાંન બંધાવાએ મરનાર ઉપર ઘણો ખાર બતાવ્યો હતો, અને પુશકલ દાંતકચકચાં કીધાં હતાં, જેથી હું અનુમાન કરૂં છું કે એજ ખુની હોવો જોઇએ. વલી જે રૂ. ૫૦૦ ની નોટો બંધવા પાસથી મલી આવી છે તે અવેજ મેં મારાં એક ખાંનગી કામ સારૂ તેજ રાતે મરનારને આપ્યો હતો. મારી પાસ તે નોટોનાં નંબર નથી, એટલે એ તેજ નોટો છે એમ હું સોગંદ ઉપર કેહેવાને તૈયાર નથી. હું ફકત કોરટને મારાં અનુમાનો મારી જુબાંનીમાં કહી સંભલાઉં છું.'

ત્યારબાદ ચોથી જુબાનીમાં લુચ્છા પેસીનું નામ પોકારવામાં આવ્યું, અને તે સાક્ષીનાં પીંજરાંમાં આવ્યો. તેની જુબાંનીમાં નવું કશું ન હતું. તેણે જે કહ્યું તે સઘલું ઉપલી મકસદને મલતું હતું, એટલે તે અતરે ઉતારવા જરૂર નથી.

તે પછી સાંઇના ધનજીની જુબાની ચાલી. તે બંધવાને ચાહાતો હતો, ને તેથી સાક્ષી સમન મલતાં તેને સાહેદ ગુવાહ તરીકે આવતું

પડવાથી તે ઘણો દુઃખી થતો હતો. તે એક પારસી ગામડ્યે હતો, ને તેની સાક્ષી આપવાની રીત તેમજ ભાશાએ કોરટમાં ભેગ મલેલા તમાસગીરોને કેટલીક નહીં ધારેલી રમુજ બી મેલવી આપી પણ એ રમુજો અતરે ટપકાવી લેવા મારો એરાદો નથી, એટલે તે કલપી લેવાનું વાંચનારને સોંપી હું ફકત તેની જુબાંનીનો સારાંશજ અતરે રજુ કરશ. તેણે કહ્યું કે 'ખુનવાલી રાત્રે મારાં કોટનાં ઘેરમાં જયાં મારી ધના ભેગો હું રહું છું તે ઘેરનું મોડેથી બારણું ઠોકાયું, ને તે ઉંઘાડી જોતાં હું તમામ અજબ થઈ ગયો, કેમકે બંધવાની અદરાયલી બઈરી અને તેણીની બુદ્દી મમાઈ અચબુચ આવ્યાં હતાં. એ મમાઈ સાથે હું માસી માસીનો થાઉંચ. તે લોકને મારે ઘેર પીછાણ ને આવજાવ તો હતી, પણ તેઓ લાંબે લાંબે તફાવતે કોઈ વખતે આવતાં, પણ એવી મોડી રાતે ને એટલાં અચબુચ તો કદી આવતાંજ નહીં. તે લાક ઘણાંજ ઉસ્કેરાયલાં હતાં. તેઓએ કહ્યું જે દીના સાંબે કાવત્રું થયું હતું, તેથી તે લોક પાછલી રાતની ગાડીમાં સુરત નાહાસી જવાનાં હતા, અને તેથી ઘેર મુકી રાતોવાઈ ચાલી આવ્યાં હતાં. મેં દીનાને વાસ્તે પુછ્યું ત્યારે તે લોકે કહ્યું જે તે કેદ પકડાયલો છે, પણ જે વખત જાય છે તેમાં જરૂર નાહાસી આવવાનો છે. તે કેમ નાહાસશે ને કોણની મદદથી નાહાસશે તે કંઈ મને એ બેઉ બાઇઓએ સમજાવ્યું નહીં, ને મેં તે સમજ માંગવાની દરકાર બી કીધી નહીં. તે પછી દીનો છેક મોડી રાત્રે આવ્યો. તે આવ્યો ત્યારે નજદીક એક વાગેલો હોશે. તેના હાથપર પાટો બાંધેલો હતો, ને તેનાં કપડાંપર લોહી હતું. આથી મને ઘણો વેહેમ પડી ગયો, ને તે વેહેમ તેની પાસે જયારે મેં રૂપીઆ પાનસોનો અવેજ જોયો ત્યારે ઘણો મજબુત થયો, જેથી મેં એ બધાંનો સબબ જાણવા માંગ્યો. તેણે મને તે સબબ કાંઇ વીગતથી સમજાવ્યો નહીં. તેણે એટલુંજ કહ્યું કે 'એક ફરેસ્તો મારી મદદે ઉતરી આવ્યો હતો, ને તેનીજ મદદથી હું બચવા ને નાહાસવા પાંમ્યો છું. તેનો હાથ મને છુટો કરતાં કપાઈ ગયો, અને તેનું લોહીં મેં મારાં કપડાંએ લુછ્યું. તેણેજ મને વલી એ રૂપ્યાની બી નવાજેસ કરી છે!' એ ફરેસ્તો કોણ તે વીશે બંધવાએ ગુલાંને અને મમાઇને એક આંખનો એસારો આપ્યો, ને તેઓ તેની મતલબ પાંમી ગયાં હોય એમ તે લોકનાં મોં ઉપરથી

મને લાગ્યું. આ ખુલાસો મને કંઈ તે વખતે ખાતરીપુરવંક લાગ્યો તો નહીં, પણ તે લોક સહવારનાં પોહોરમાં તો મારે ત્યાંથી જતાં રેહેવાનાં હતાં, વાસ્તે એ વીશે મેં કશી વધુ પંચાત થવા દીધી નહીં, એ ચાર કલાક મારાં ઘેરમાં તોડી પાડી તેઓ પાછલી રાતની મીક-સમાં સુરત જવા મારે ત્યાંથી જતાં રહયાં. એમ જવા આગમચ બંધવાએ મને મજકુર રૂપીઆ પાંનસોમાંથી મારી મદદ ને મેહેર-બાંની માટે રૂપીઆ પાંચથી પચીસ સુધી ઘણી ઓહોંસથી આપવા માંગ્યા, પણ મને એની હીલચાલો વીશે વેહેમ પડી ગયલો હોવાથી તેમાંથી એક પઈસો બી લેવા મેં તો સાફ ના પાડી.'

ત્યાર પછી વસઇના એક કાનસ્તેબલની જુબાંની લેવામાં આવી, જેણે કહ્યું કે 'મને મલેલા એક તારની રાહે મેં ચોક્કસ પરપુછ કરીને બંધવાને વસઇથી આગલ વધતાં ત્રેનમાં પકડયો હતો. મેં તેના સામે જયારે ખુંનનો ચારજ રજુ કીધો ત્યારે તે ઘણો ફરકેરાઇ ગયો ને ઘણો ગભરાયો, અને પોતાને નીરદોશ પોકારવા લાગ્યો. તે વખતે તેણે જે ડગલો પેહેડેલો હતો તેની તલેનાં કપડાંપર ઘણા લોહીના દાઘો હતા. તેની સાથવાલી બઈરીઓએ ખુંનના વાંક સારૂ તેને પકડતાં મોટો સોહોર મચાવ્યો હતો. તેની પાસેથી રૂ. ૫૦૮ ના જેટલો રોકડ તેમજ નોટોનો અવેજ મલ્યો.—તેમાં થોડાક કમ હતા તે સુરતની ત્રણ જણાંની ટીકીટના ને બીજા પરચુટણ ટુંક ખરચના તેણે વાપરી ખાધેલી હોવા જોઈએ.'

એ ઉપરાંત બીજા પુશકલ સાક્ષીઓ પોકરવામાં આવ્યા, કે જે બધાએ એક અવાજે કહ્યું કે હોમલો ગુલાં સાથ પરણવાની ઉમેદમાં હતો, ને દીનો તેણી સાથે અદરાયો તેથી હોમલા ને દીના વચ્ચે લાંબાં વખતનું વેર વસેલું હતું, ને તેઓ વચ્ચે ઘસાતુંજ ચાલતું હતું.

અને ત્યાર પછી સરકારના વકીલે બંધવાપર વાંક લાગુ કરવાનું લંબાણ ભાશાંણ કીધું. તેને દીનાપર કશો ખાર ન હતો, પણ તે ઇનસાફની અદાલતમાં ઇનસાફને ખાતર બોલતો હતો, અને તેથી દીનાપર પગલે ને ડગલે ઉપલી જુબાંનીને આધારે તે એવા તો ભારથી એવી તો ખાત્રીપુરવક રવેસે વાંકો લાગુ કરીં શકયો કે તેનાં તે કાબેલ્યતભરયાં ભાશાંણ પછી જડજ જુરી કે શ્રોતાજનો કોઈનાંબી મનમાં દીનો ખુંની હોવા વીશે એક રતીભાર વેહેમ જાંણે રહી

શકયો નહીં ! તેની સાંમે જનારા સાહાદતોના પુરાવા એટલા બધા હતા, ને એટલા મજબુત હતા કે દીનો પોતે તે પુરાવા જોઇ ગભરાતથી તોફાંનમાં હીલતાં ઝાડ પેરે થરથર કાંપવા લાગ્યો !

તેના બેરીસ્ટરે તે પછી બચાવનું એક જોરાવર ભાશાંણ થથરાવ્યું, પણ તે ભાશણમાં ભાશાનું ગમે એવું જોર ને બોલીનું ગમે એવું જોસ હતું પણ તેમાં બચાવની દલીલ કશી ન હતી. હોયજ શું જે તે બોલે ? કોઈ બી કહી શકે કે તે લીલો સઘલી તાંણી તોડીને—મારી કુટીને ખેંચી કાહેલી હતી. દીનાએ મારૂં નામ કહ્યું હશે તેથી તે બચાવમાં રજુ થયું, અને તેને નહસાડતાં મેં મારો હાથ કાપી નાંખ્યો હતો તે વીગતો તથા રૂપીઆ પાંનસેોની મદદ બી મારી મારફતેજ તેને થઈ હતી એ બધું તેણે કહ્યું, પણ મારી પોતાની જુબાંની વગર તેપર એતબાર લાવવા ને એ વેહેમનો બંધવાને લાભ આપવા કોરટે સાફ ના કહ્યું.

તે પછી નામદાર જડજે 'સમ અપ' કરયું. તે દયાલુ દીલનો પણ મજબુત હડાવનો ને ગંભીર દબદબાનો એક ન્યાયધીસ હતો. તેણે વીગતો 'સમ અપ' કરી જુરીને આપી, ને જુરીએ રીટાયર થયા વગર ત્યાંજ ને તુરતજ એકમત થઈ 'વરડીકટ' આપ્યું. તે એકાદ બે ગંભીર પલ દરમ્યાંન તે મોટા મકાંનમાં જે ચુપકીદી ફેલાઇ તે એવી કે જાંણે આતુર દયાથી લોકોએ દમ લેવાનું બી મોકુફ રાખ્યું હોય ! તે એક એવી ચુપકીદી હતી કે જે દરમ્યાંન એક ટાંચણી બી પડે તો અવાજ થાય ને સંભલાય ! તે ચુપકીદી જુરીના ફોરમેનને હવે સવાલ થવાથી તુટી, ને તેણે હવે "**ગીલ્ટી**" નું રગેરગ ધ્રુજાવનારૂં વરડીકટ જાહેર કરયું !

દીનો એ અભીપ્રાય સાંભલતાં બેસુધ્ધ તુટી ન પડયો એ અજાયબી હતી. તે વેલાનો તે કમનસીબ જવાંનનો દેખાવ જોનારને માત્ર દયાથી રડાવી દીએ એવો હતો !

હવે જડજે તેને ફાંસીની ટેપ ફરમાવતાં કાયદા મુજબ બચાવમાં શું કેહેવું હતું તે પુછયું, અને તેણે હવે જેમ તેમ પોતાની લાગણીઓ કાબુમાં લાવી ખુલ્લા મોટા સાહાદે કહ્યું," માઇ લોર્ડ, મને બચાવમાં નવું કશું કેહેવું નથી. મારી સાંબે પડેલા પુરાવા એવા જાલમ છે કે જુરીએ મને ગીલ્ટી ઠરાવા સાંબે

હું અજબ થઈ શકતો નથી; પણ તે પાક ખુદા મારો સાહેદ છે કે જે કરપીણુ કરમના નીચ તકસીરવાર તરીકે હું હયાં ઉભો છું તે પાપી કરમ મેં કીધું નથી. મારી સાંમે પડેલી જુબાંનીઓનો કોટ તોડી નાંખનાર મારો ફકત એકજ જોરાવર સાક્ષી છે, ને તે મારા ધારાના હીમાએતીએ કહ્યું તે એક નેકજાદ અબલા નામે શીરીન છે. તે મરી ગયલીજ હોવી જોઇએ, કેમકે અમે તેની ઘણી શોધ કરવા છતાં મારા બચાવ માટે મારાં પુરાં હીણાં નસીબે તે મલી આવી નથી. પણ ઓ શીરીન," તેણે હવે કરડી ફરયાદની રૂપે આકાશ તરપ હાથ ઉંચા કરી મોટા બુલંદ અવાજે પુકાર મારયો, કે જ્યારે તેનાં સાંભલનારાં સઘલાંની આંખો આંસુથી ભરાઈ ગઇ; "ઓ શીરીન, તું જો મુઈ હોય તો મુવેલાંઓ વચ્ચેથી બી આવ, ને આ એક નજીસ—નામોશીનાં મોહતે મને મરતો બચાવ! ઓ શીરીન! તું જો જીવતી હોય તો એક મોજજાથી બી આવ, અને મારૂં નીરદોશપેણું સાબીટ કરવામાં તારી પાક મદદ આપ!"

"હું આઉંચ, હું આઉંચ," મેં દીનાની ફરયાદના એ અવાજથી લગભગ વિંધાઇ જઈને દાદરપરથી પોકાર મારયો,—કેમકે જે પલે દીનો એમ ફરયાદની હાય ઉઠાવતો હતો તેજ પલે સારાં નસીબે અમો કોર્ટમાં આવી પોંહોંચ્યાં હતાં, ને મેં દાદરપર તેનો એ મારે લગતો ફરયાદનો અવાજ સાંભલ્યો હતો. તે ઉપરથી મેં તેને બાપોકાર સાહાદ આપ્યો હતો, અને હવે મારી નાતવાંની ને મારી માંદગી ભુલી જઇ હું મેહેરબાઇ દોસાંનો હાથ છટકાવી કોરટની જરા બી દરકાર કીધા વના કે માન સાચવવાનું ભાંણુ ધરાવ્યા વના ઉતાવલમાં ઉરકેરાઈને દાદરની સાંમેના તે તપાસવાલા મોટા ઓરડામાં ધસી ગઇ!

---

## પ્રકરણ ૮૩ મું.

### મારી જુબાની.

ભુત ભમાડાના ધુલધુમાડા જેવા નાટકોમાં ઘણી વાર જોવામાં આવે છે કે જે ભુત જે દેવ અથવા ફીરેસ્તાને યાદ કરવામાં આવે તે તકોતક વખતે આસમાનમાંથી કે જમીનમાંથી જીવ નાંખીને નીકલી આવે છે, અને તેવો એક નાટકરૂપી સંજોગ આ મારા

બાબમાં થૈવા પાંમ્યો, કેમકે જ્યારે દીનાએ ફરયાદની એક હાય ઉ-હાવી મને જીવતાંઓ અથવા મુવેલાંઓ વચ્ચેથી બી તેની યારીએ પોંહોંચવા બોલાવી, ત્યારે ને તેજ પલે તેની તેજ ફરયાદનો જવાબ કરતી હું તે ન્યાયાસનવાલા રૂમમાં ધસી ગઇ ! એ અજબ તમાસાથી કોરટમાં શ્રોતાજણોની ઠઠ ઉપર તેમજ જડજ જુરી અને બારીસ્ટરો ઉપર બી જે તાજુબીની અસર થઈ તેની તાસીર સમજાવવી સેહેલ નથી. હું ઉતાવલી ઉલટમાં દોડીને સૌથી પેહેલી કોરટ રૂમમાં દાખલ થઈ, અને વાંચનાર જાંણે છે કે હું એક ભયભીત માંદગીમાંથી હજી તો માન માન સાજી થયલી હતી, એટલે તે માંદગીના સબબે મારો લેવાયલો, લુટાયલો, તવાયલો, નખાયલો દેખાવ જોઇ ઘણાકો મને મુવેલાંઓ વચ્ચેથીજ ઉઠી આવેલી બી ઘડીભર સમજ્યા હોય એમ માનવામાં સહરાગત જરાએ નથી !

અને પછી પેલું મારી સાથવાલું બાકીનું સરઘસ આવ્યું, કે જયારે અમો સર્વને એ કીસમે દાખલ થતાં જોતાંજ કમનસીબ દીનાએ હરખ ને હેસાંનના અવેસમાં હાથ આકાશ ભણી ઉંચા કરી નીરદોશોને છેલ્લી ઘડીએ બી એવી અદભુત રવેસે સાહય થવા માટે તે સર્વ શકતીમાન સાહેબનો બુલંદ અવાજે આભાર જાહેર કરયો. તે જોઇ દીનાનો ધારાનો હીમાયતી હું કોણ હતી તે પાંમી જઇ તુરત મને સાંગો લેવા આવ્યો, અને મને અને મારી સાથવાલાંઓને તેની બાજુમાંજ તાબડતોબ ખુરસીઓ પુરી પાડવામાં આવી. તે પછી જવાંન ખરસેદે તેને કાંને લાગી કંઈ કહ્યું, જે તેણે જડજને કહ્યું, અને ત્યારે નામદાર જડજે બારણાં તપાસવાનો ને કોરટ રૂમમાંથી કોઈને બાહેર નહીં જવા દેવાનો હોકમ કાઢયો. ત્યાર કેડે એ પછી દીનાનો ધારાનો હીમાયતી ઉઠયો, અને બોલ્યો, "માઈ લારડ, આએ જવાંન બાંનુને મોહતનાંજ બીછાંણાંપરથી ઉઠાડીને અતરે લાવવામાં આવી છે' એમ જયારે હું કોરટને ખાત્રી આપશ, ત્યારે એની જુબાંની કેટલી બધી જરૂરની હશે તેનો તમને સેહેલથી ખ્યાલ થઈ શકશે. એની સાથે આવનારાં મને કેહેછ–અને તે વાતનો ટેકો આપવા એની માંદગી દરમ્યાંન 'ટ્રીટમેન્ટ' આપનાર આ એક બાહોસ ડાકટર બી અહીં હાજર છે–કે એ છોકરી મરતી મરતી આવી છે. ફકત આરોપીનું નીરદોશપણું સાબીટ કરવા વાસ્તેજ છેક

મેહેમવેરની મુસાફ્રી પોતાની તબીએતના અને કદાચ જાનના બી જોખમે એણે બેડી છે. એની એવી નાતવાંની વચ્ચે એનાથી ઉભી રહી જુબાંની અપાશે નહીં, વાસ્તે એની જુબાંની બેઠાં બેઠાંજ લેવાય એવો કોરટે હુકમ ફરમાવવો."

આ અરજ તુરત બાહાલ રહી, અને તેથી હું જ્યાં બેઠી હતી ત્યાંજ બેસી રહી.

તે પછી વલી અમારા હીમાએતીએ કહ્યું, "માઈ લોરડ, જો કે મેં મારા બચાવનાં છેલ્લાં ભાશાણમાં કહ્યું તેમ આ અબલાની જુબાંનીના મુખ્ય સારથી હું પુરો વાકેફ છું, ને તેથી સવાલ જવાબોથી તે જુબાંની હું ઉપજાવી શકશ, તોબી હું ધારૂં છું જે એના પોતાના બોલોમાં એ બાઇને મજકુર સઘલી કેફીયત કહી દેવાની રજા આપવાથી કોરટની સગવડો વધુ સચવાશે."

આ બી દરખાસ્ત એક બોલે બાહાલ રહી, અને તે પછી મને હોકમ થતાં એ કેસના સંબંધમાં હું જે જાંણતી હતી તે મેં અવલથી કેહેવા માંડયું. તે કેહેવાને ખુદરતે મને ખાશ યારી પુરી પાડી હોય તેમ મારો અવાજ મારી સઘલી નાકોવતી ને નાતવાની છતાં ખુલ્લો અને જોરાવર થયો, અને હું જે ગુજરાતીમાં જુબાંની આપતી હતી—કેમકે મારો ઈંગ્રેજી અભ્યાસ જે હું મારી ફુરસદને વખતે કોણ કોણનાં લાલેસ્યાં કરીને હમેસ કરતી જતી હતી તે એટલો બધો પુખ્ત થયો ન હતો કે હું ઈંગ્રેજીમાંજ તે જુબાંની આપી શકું—તે બધી જુબાંની એક બાહોસ ઈન્ટરપ્રેટરની મારફતે બેઉ બોરદુના ધારાના હીમાએતીઓ અને જડજ પોતે કાગલ ઉપર તાવના તાવ આખી ઉતારી લેતા હતા. તે મારી જુબાંનીમાં હું છેક પેહેલેથી આગલ વધી. મને દીના સાથે કેમ ઓલખાંણ થવા પામી હતી તે વીશે અવલ તો મેં કોરટને કહ્યું, અને તેથી કાલાપેસીના બદલુ ને માફી દલાલના ખટલુ સાથ તેને ખટપટ થતી મેં રસ્તે જોઇ હતી તે ભાગ પ્રથમ તો સમજાવ્યો. એ બેઉ બદમાસ શેઠયાઓ વગર સતાવણીએ મારા શત્રુ થઈ લાગ્યા હતા, અને મારી છેલ્લી જેહમતો ને રખડો દરમ્યાંન તે બેઉએ મને ઠેકાંણે ઠેકાંણેથી હાંકી કઢાવી હતી તો તેવાઓનું માન સાચવવાને હું એક બી ફરજથી બંધાયલી ન હતી, ને તેથી મેં તેમનો સરોપરો રાખ્યા

વના બધી વીગતો કહી. કેવી રીતે દીના સાથે છેડતી સોધીને તેઓ તે બચારાસે મરાઈ પડયા હતા ને કેવી રીતે હોમલાને તેઓએ દુરથી જોઇ મદદે બોલાવ્યો હતો તે મેં કહ્યું, અને વલી ગુલાં સંબંધી વાંધાના સબબે હોમલા ને દીના વચ્ચે અદાવત હતીજ તેનો આ વખતે હોમલાએ કેવી રવેસે ખાર કાઢયો હતો તે મેં કહી સંભલાવ્યું. ત્યાર પછી દીનાપર ખોટો વાંક લાગુ કરવાની હોમલાની અને લુચ્છા પેસીની મસલત જે હું જોઇને પાંમી ગઇ હતી તે ભાગ ઉપર હું ઉતરી, અને દીનાને પકડી લાવી મારા શેઠ હીજી શેઠખાનદાંન આગલ ઉભો કીધો હતો, ત્યાં જે જુદા કસમો સાથની બીલકુલ ખોટી જુબાંની રજુ થઈ હતી તે મેં વીરતારથી જણાવી. એમ કરતાં મારા બદમાસ શેઠને મારી ભલી શેઠાંણીને ખાતર બચાવી લેવાની મેં અગત પીછાંણી, અને તેથી તેને જેમ ઓછું માઠું લાગે એમ મેં તે જુબાંની આપી. એમ કરતાં વાંચનારે ખાત્રી માનવી કે મેં કશું બી જુઠું કહીને એ જુબાંનીની શરૂઆતમાં તે ધરમાસન સાંમે લીધેલા મારા પાક કસમોને કોઈ રીતે ખોટા થવા દીધા નહીં. મેં ફકત જે નહીં કેહેવાજોગ હતું તે નહીં કહ્યું, પણ કાંઇ બી બનાવતી અથવા જુઠું કોરટને સમજાવ્યું નહીં. તે પછી મારા શેઠ સાંમે રજુ થયલા કેસનું સેવટ આવતાં તેણે હોમલા ને પેસીને રૂ ૫૦૦ આપ્યા હતા તે વાત મેં કબુલ રાખી, પણ વલી તેજ રાત્રે દીનાને તમામ નીરદોશ જાંણી તેના શત્રુઓના બસથી બચાવા મેં મારી શેઠાંણી પાસથી રૂ ૫૦૦ લાવી આપી નહસાડયો હતો તે બી મેં બ્યાન કરી કહી સંભલાવ્યું. એમ તેને નહસાડવાની આંફલી ફાંફલી કોસેસમાં તેનાં દોરડાંના બંદ કાપતાં મેં મારાં આગલાં પર એક મોટો જખમ કીધો હતો, જેમાંથી વેહેતું લોહી તેણે દયા ને હેસાંનથી પોતાનાં કપડાંવડે વારંવાર લુછયું હતું તે મેં કોરટને કહ્યું, અને વલી તેના પુરાવામાં તે જખમ (જે હવે તો રૂઝ આવ્યો હતો પણ જેનો ખાંચ હજી પડી રહયો હતો તે) મેં કોરટને બતાવ્યો, જે ત્યાં હાજર રહેલા તબીબોએ એક 'ઉંડો કટ' હોવો જોઈએ એમ કહી મારી જુબાંનીને ટેંકો આપ્યો. વલી સાંઈના ધનજીને ત્યાં જવાનું દીનાને કંઈ ખબર ન હતું, પણ મેંજ તેની અમાઈ ને ગુલાંને મલીને

અવલ એ ફીસમનો બંદોબસ્ત કરી લીધો હતો, જે પછીથી દીનાને ત્યાં જવા મેંજ ખબર ને સલ્લાહ આપી હતી તે બધું તેને લાગતીવલગતી સરવે વીગતો સમેત મેં ખાત્રીપુર્વક સમજાવીને કહી દીધું.

પણ હયાં હું થાકથી એટલી બધી ધીમી ને નાતવાંન બનતી ગઈ કે તબીબોની સલ્લાહથી મને ઠંડું પાણી પાવાનો કોરટે હોકમ કીધો, અને તે પાણી પી હું મારી કેફીયત જેમ તેમ આગલ કેહેવા જતી હતી, તેટલાં તે ભર કોરટમાંથી એક સાહદ આવ્યો, "હું કબુલ કરૂંચ—બસ કરો, મને જોઇએ તો પકરો, પણ એ છોકરીને આગલ બોલવા ના દેઓ. એની જુબાંનીનો બોલેબોલ મારૂં કલેજુ વીંધી નાખેચ. દીનો તમામ બેગુનાહ છે, ને ખરો ખુંની હુંજ છેઉં. પાક ખુદા મારૂં પાપ સાંખી શકતો નથી, અને તેથી તેણેજ આએ છોકરીને છેલ્લી ઘરીએ બી અહીં મોકલી.ઓ ખુદા! મને એ શું સેહેતાંન સુઝયો કે મેં મારે હાથે મારૂં નખ્ખોદ વારી દીધું!" —અને વાંચનાર, એ બધો એકરાર કરનાર કોઈજ નહીં પણ પેલો લુચ્ચો પેસી હતો!

એ એકરાર એટલો અચબુચ, એટલો નહીં ધારેલો હતો કે આખી કોરટ દંગ થઈ ગઇ, અને તેથી જયારે પેસીએ એટલો લંબાણ પટપટારો કીધો ત્યારે તુરત તો તેને જઈને પકડવાનું બી કોઈને ભાણ નહીં આવ્યું!

બેહેસ્ત ને દોજખ અહીંનું અહીં છે. 'કર ને જો' એ આએજ દુન્યામાં છે. પેસીએ ખુંન કીધું હતું, ને પોતે બીજા એક ત્રાહીત નીરદોશપર વાંક ઢોલવી પાડી સલાંમત બચી જવાની પગભર ઉમેદમાં હતો–તે એટલે સુધી કે દીનાને ફકત ફાંસીની ટેપ ફરમાવવાનીજ હવે ખોટી હતી—અને તેવામાં ત્યાં મારૂં આવી લાગવાથી તેનું પાપી હૈયું તમામ ડર ખાઇ ગયું. એમ છતાં મારી જુબાંની ઉપર કહેલી અવધ સુધી આવી ત્યાંસુધી તો વધતી ઓછી ધીરજથી તે ધુજરાં ને લખલખાં વચ્ચે થોભ્યો, પણ એક વાર તેણે જયારે જોઇ લીધું કે ખુદાના સાહયા હેઠલ દીનાનું નીરદોશપણું હું રજેરજ સાબીટ કરવાને સમર્થ હતી, ત્યારે તેની હીંમતની તમામ ઓટ થઇ ગઇ—તેની ધીરજ ખપી ગઇ, ને દીલના ડંખનું દુઃખ નહીંજ શહન થઈ શકવાથી તે ઉપર મુજબ એક જાહેર એકરારથી

પોતાનું પાપ કબુલ કરી કોરટને શરણે આવ્યો ! તેની કરણી ઘણી પાપી હતી—તે નીરદોશોનો શત્રુ અને સતાવનાર હતો, અને તેથી તેના જેવાઓ એવી ફેજે પોંહોંચે તેમાં તાજુબી તો નથીજ, પણ તેનો એ એકરાર એટલો અચબુચ, એટલો મારી વકી ઉપરાંત થઇ પડયો, કે તેને જડજ સાંમે મેં ગુઠણપર હાથ જોડીને પડેલો જોયો —પછીથી તેને સીપાઇઓએ ઘેરી લીધેલો જોયો, ને ત્યારે તે જોવા સાથે મારી નબલાઇ મારાપર પાછી પુશકલ ગાલેબ આવી, અને હું મારી બેઠક ઉપર માંથું નાંખી બેભાંણ થઈ પડી !

---

## પ્રકરણ ૮૪ મું.

### કેસ ચુકયા પછી.

જયારે હું પાછી સુધ્ધીમાં આવી ત્યારે તે કોરટ હાઉસને લગતા એક 'ચેમબર'માં એક સોફા ઉપર હું પડેલી હતી, અને મારી આસપાસ મને ચાહનારાંઓ વીંતલઈ વલેલાં હતાં. એક બાજુએ ડાકટર નાનાભાઈ મારી નાડ હાથમાં લઈ બેઠેલા હતા, ને તેમની પાસે ભલા શેઠ બેજનજી મેહેમવાલાનાં તેવાંજ અસરાફ બાનું મેહેરબાઈ ગોઠવાયલાં હતાં, કે જયારે વલી તેવણની બાજુમાં જવાંન ખરસેદ ચીંતાતુર ઉભેલો હતો. વલી મારા બીજા હાથપર તેજ રવેસે દીનો, ગુલાં અને મમાઈ હતાં. તે પેહેલાં બે મારા પગ પાસે ગુંઠણપર પડેલાં હતાં, ને લખોલાખ હેસાન ને ચીંતાતુર કાલજીની મીઠી ચસમોથી મારા હાથ પોતાના હાથમાં લઈ મારી ભણી ટીકતાં હતાં, કે જયારે ગુલાંનાં મમાઈ તો બસ 'યથાહુરવયો'જ ભણ્યાં કરતાં હતાં. તેથી અંતે જયારે મેં આંખ ઉઘાડી ને હું સાવધ થઈ ત્યારે તે જોઇ એ બધાં કદરદાંન દોસ્તોને પુશકલ ધીરજ આવી, અને ગુલાં અને તેની મમાઈ હેસાંનનાં આંસુઓના એક ધોધ વચ્ચે મને ફરી ફરીથી ગલે વલગ્યાં. ખરેખર, તે મારી આસપાસ ભેગાં થયલાંઓની વખાણ, સાબાશી અને હેસાંનના ફરતા ફરતા સુખનો સાંભલવાનાં મારાં સુભાગ્યમાંજ જાંણે દીનાને માટે મેં જે આ રંજ ખેચી હતી તેનો પુરતો અવેજ સમાયલો હતો !

"શીરીન, બેહેન શીરીન," બેહેન બોલપર ભાર નાંખીને દીનાએ કહ્યું, "આજથી હું જીવું જાગું ત્યાંવેર તું પોતાને મારી

બેહેન ગણવા મને રજા આપજે, કેમકે તેં એક બેહેનથી બી હજારવાર આલે હેસાંન કીધું છે, ને તું જેવી બેહેનનો ભાઇ થવા ને ગણાવામાં ખરીજ મગરૂરી ને ખરૂં માન છે. બેહેન, તેં જે મારે વાસ્તે આજે કીધુંચ ને બજાવ્યુંચ તેનું હેસાંન કીયા બોલોમાં માનવું તે મને સમજ પરતું નથી, પણ ખુદા મારો સાહેદ છે કે જો કદીને તારા જાંન કે તારાં સુખને વાસ્તે મને મારો જાંન વટીક આપવો પડશે તો એક જરા બી આનાકાંની વગર હું દીલની ખરી ખુશીથી તે આપશ. એથી જ્યાદા હું શું કેહું? સીવાય કે હું ને મારી ગુલાં જીવશું જાગશું ત્યાંવેર તે સાહેબથી તારા હકમાં રાત દીસ હજારોહજાર દુવા માંગશું."

"ખચ્ચીત," ગુલાંએ તુરત એ હેસાંનની વાત ઉંચકી લેતાં કહ્યું. "બેહેન, તું મારી બી બેહેનજ છે, કેમકે એક તમામ પારકી છતાં તેં બેહેનથી દસહજાર ઘણું બેહેતર બજાવ્યુંચ, ને તે હેસાંન હું જીવશ જાગશ ત્યાંવેર ભુલી જવશ નહીં. શીરીન, તેં કાંઇ એખલા મારા દીનાનોજ જીવ બચાવ્યો નથી, પણ મારો બી બચાવ્યોચ, કેમકે હું એના વગર જીવી શકતે નહીં, અને મારો જાન બચાવી બચારાં મારાં બુઢાં નાચાર મમાઇનો જીવ બી તેંજ બચાવ્યોચ."

એ કીસમનાં દીલ ઉસ્કેરનારાં તાહેલાંઓમાં અમો બધાં રોકાયલાં હતાં—દીનાનાં મમાઈ તો બસ ત્યાં ને ત્યાં મારીપરથી મરી જવાનીજ બોંહોંસ લઇ બેઠાં હતાં, અને દર ત્રણ મીનીટે આંગલાંના કકડા ફોડીને મને ઓવારણાપર ઓવારણા લેતાં હતાં તેવામાં એક કાનસ્ટેબલે આવીને કહ્યું કે 'જડજ સાહેબ મને એકાદ માયાનો સુખન પોતે કેહેવા માંગે છે.' અમે તે ઉપરથી તેઓને તે ચેમબરમાં આવવા દેવા અરજ કીધી, ને હવે હું બી પુરી હોસ્યાર થઇ હતી તેથી તે સોફા ઉપર પોશાક સમો કરી ઠીક થઈ બેઠી.

તે પછી જરા વારમાં તે ન્યાયધીસ કે જેના સ્વતંત્ર પ્રમાણીક પણ ખરા દયાલુ ખવાસ માટે દીનાની તપાસના ઉપલા ભાગો દરમ્યાન મને બોલવું થયું છે તે પોતાનાં ધરમાસનપર બીરાજમાન થવાના ઠાઠ સાથેજ અંદર આવ્યો, અને હું બી બધાં ભેગી ગભરાઈને ઉઠી ઉભી થવા જતી હતી તેને મીઠાસથી હસી બેસી રેહેવા પોતાના હાથથી અસારત આપી. તે પછી તે છેક મારી આગલ

આવ્યો,•અને મને શેકહેન્ડ કરી સાફ હીંદુસ્તાંનીમાં કહ્યું, "હું તારી-પર આફરીન કરૂંચ. હું નહીં જાંણતોતો કે પારસી અબલાઓમાં બી એટલી બધી હીંમત અને એટલું બધું બીનસ્વારથીપણું છે, અને તારા દાખલાથી તારી કોમની સઘલી અબલાઓને તેં શોભા આપી છે. પોતાના જીવના જોખમે માંદગીનાં બીછાંણાંમાંથી બીજાનો જાંન બચાવા કાંઇ બધાંજ આવતાં નથી, ને કોરટની 'ખટપટમાં પડવાનું કાંઈ બધાંજ પસંદ કરી તારા જેવી હીંમત બતાવતાં નથી, પણ તારી પદવી એક સાધારણ આયાથી વધુ નહીં છતાં તેં દેખાડી આપ્યુંચ કે તું જીંદગીના ઉંચા તબક્કાને તમામ લાયકની છે, અને તેથી હવે પછી તુંને જીંદગીમાં વધેલી અને તારી હાલતમાં મોટો ફેરફાર થયલો જાંણવાથી હું ઘણો ખુશી થવશ, પણ જરા બી અચરત થવશ નહીં."—તે પછી વલી જવાબને વાસ્તે ખોટી થયા વના તે દીના ભણી ફરયો, અને તેને કહ્યું, "જવાંન માણસ, મેં મારા 'બેન્ચ' ઉપરથી તુંને માન સમેત છોડી મેલ-વાનો હોકમ ફરમાવતાં જે મુબારકબાદીના સુખનો કહયા છે તે હું અહીં બી ફરીથી કહું છું. તારી સાંમે જુબાંનીનું ચક્કર એવી રીતે આવી ગયું હતું કે જો આ જવાંન અબલાની સાક્ષી નહીં પડી હતે તો ખરો તકસીરવાર જરૂર બચી જતે, ને તું ધારાની ચુંગાલમાં ફસી મારયો બી જતે. એટલા વાસ્તે જે હેસાંન છે તે બધું તારીપર ને તારી સાથવાલાંઓપર એ જવાંન અબલાનુંજ છે. એની તારા તરફની દીલસોજી મને તાજુબ કરે છે. એણે તારે માટે પોતાની શેઠાંણીને વીણવીને મેલવેલા પઈસા જે તુંને પકડતાં કોરટે જપત કીધા હતા તે મેં તુંને પાછા આપી દેવાનો હુકમ કાઢયો છે, ને તેમાં મેં મારાં અંગત ગજવાંમાંથી એક બીજા ૫૦૦ ઉમેરવાની છુટ લીધી છે. એ નજીવી રકમની મદદથી તું આએ જવાંન બાંનુંને દૂવા દેતો તારી હવે પછીની જીંદગી તમામ પ્રમાણીકપણાંમાં ગુજારવાનું મંડાણ કરી શકશે એવી હું આશા રાખશ. એ રકમો તુંને જલદી આપી દેવા હું મારા કલાર્કને હોકમ ફરમાવી ચુકયો છું."—અને તે પછી દીનો જે આ મોટા ન્યાયાધીસની એટલી બધી મેહેરબાંની ને એટલી બધી દયા જોઈ અજબ થઇ ગયો હતો તે અથવા આસપાસનાં અમો તરફની તેની સારી લાગણી માટે

તેનો કશો બી ઉપકાર માંની શકે તે પેહેલાં તો તે ઉતાવળથી પાસેના એક ઓરડાનું અલગું બારણું ઉઘાડી અંદર જતો રહ્યો.

હવે જરા વારમાં બેજનજી મેહેમવાલા અમારા 'ચેમબર'માં આવ્યા, અને ગાડી તૈયાર હોવાની અમોને ખબર આપી, એટલે ડાકટરે રાત થવા આગમચ જલદી ઘેર જવાની અમને તાકીદ ફરમાવી, અને અમો મલી ભેટી જવા ઉઠયાં; પણ જવા આગમચ બેજનજી શેઠનાં મેહેરબાઈએ દીના, ગુલાં ને મમાઇને જીવ ચાહે ત્યારે ને જીવ ચાહે તેટલી વખત જરા બી અચકાયા વગર મને તેઓને બંગલે મલવા આવવા ચાંપીને ઇજન કીધું, "કેમકે," તે નેકજાદ બાનુંએ હસીને કહ્યું, "મને દીકરી નથી તેથી શીરીનને હવે તો હું મારી દીકરી કરીને જનમેજનમ મારે ત્યાંજ રાખવાની છેઉં.'

એ વખતે મેં કંઇક અજાયબી સાથે જોયું કે જવાન ખરસેદનો ચેહેરો ખુશીથી ખીલી નીકલ્યો! એ વીશે અલબત હું કાંઇ તમામ ખાત્રીપુરવક ન હતી, કેમકે તે ખુશી તેનાં મોં ઉપર ફકત એકજ પલ પ્રદીપ્ત થઇને તે મીઠા ચેહેરાએ હંમેશનો પોતાનો દેખાવ તુરત પાછો ધારણ કરી દીધો હતો, પણ તેની માવતરના ઉપલા બોલોથી તેના ચેહેરાપર એ એક પલ જે ફેરફાર થયો તે જ્યારે તે પોતે સમજતો હતો કે કોઇએ જોયો ન હતો ત્યારે બીજાં કોઇએ તો નહીં પણ મેં બરાબર જોયો હતો, અને તેથી હું ઘણીજ તાજુબ રહી. તે પછી અમો આવ્યાં હતાં તેમજ પાછા ગાડીમાં ગોઠવાયાં, ને જરા જાંણુવાજોગ કશું બનવા વગર અમો અમારે મુકાંમે પોંહોંચ્યાં, જ્યાં દાકટરની તાકીદથી હું તુરત બીછાંણે ગઈ.

ત્યારપછી મારી માંદગી વધતી ઓછી પાછી શરૂ થઇ. વાંચનાર મેં શું શું ખમ્યું છે તે જો દયાથી યાદ કરશે તો સેહેલથી સમજી શકશે કે ફકત દીનાની તપાસને દીવસના ઉપલા દીલ ઉશ્કેરનારા બનાવોને લીધેજ મને એટલી બધી તાકાત આવી હતી, અને તે બધું કામ તમામ થવે હવે 'રીએકશન' થયું, અને હું બીજે દીને પાછી નાતવાંની વીગેરેના સબબે બેમાર થઇ ગઇ. એ જોઈ દાકટરે મને બીજાં કોઈ બી કામપર હવે આઠ દસ દીવસો સુધી જરાબી ધ્યાન નહીં આપવા સખત તાકીદ ફરમાવી, અને જોકે બેજનજી મેહેમવાલાને ત્યાં તેમની અને મેહેરબાઇની તેમજ ખરશેદની ચાંપતી

ખાતરદારી—દવાદારૂ તેમજ ખોરાક વીગેરેની પુશકલ માવજતના સબબે વલી જલદીજ મારી હાલતમાં સંતોશકારક સુધારો થતો ચાલ્યો, તોબી ડાકટર બજીદાઇથી મને કોઇ બી બીજા સવાલ ઉપર લક્ષ લગાડવા દેતા નહીં.

હું મારી શેઠાંણીને મલીને તેનો વેહેમ દુર કરી નાંખવા અને હીજી શેઠને બંગલે નાશલેથી મોટાં—નોકરનફરો સુધ્ધાં—વચ્ચે મારી હોરમતની જે ધુલધાંની થઇ ગઇ હતી તે ખરા ખુલાસાથી બધું પાછુ સમાધાન કરવા કેટલી આતુર ને કેટલી ખાહેસમંદ હતી તે વાંચનારને રોશણ છે, અને તેથી હું જેવી જરા લગાર પાછી ટચુમચુ તટાર થઇ કે મેં પેહેલું જે કામ કીધું તે એ કે મને બંગલેથી જબરીથી ઉપાડી જવામાં આવી હતી ત્યારથી તે મેહેમવાલાને બંગલે હું આવી ત્યાંસુધી મેં જે જે વેઠયું ને ખમ્યું હતું તેનો મારી શેઠાણી ઉપર એક તુલોતવીલ હેવાલ લખ્યો. ખડેખુટ બેસતાં બી તે મેં છેક ત્રણ દાહાડે પુરો કરયો, ને તેમાં છેલ્લે ઓજરખાહીથી એમ માગી લીધું કે 'મને મેહેમવાલાને ત્યાં આવી તમે પોતે મલી જજો, કેમકે ડાકટર મને બાહાર નીકલવાની એક મહીનો સુધી હવે રજા આપવા સાફ ના કેહે છે, અને જો તેથી તમે તજદી લેઇ આવશો તો હું વધારે વીગતે બધી વાત કરીને મારાં 'તમામ નીરદોશપણુા વીશે તમારી પુરી ખાત્રી કરી શકીશ.'

આ કાગલ મેં લખીને સીલ કરાવ્યો, અને તે પોસ્ટમાં નાંખ્યાથી હીજીશેઠના હાથમાં જવાનો જોખમ હતો—કેમકે ત્યારે તે એ કાગલ પોતાની ધણ્યાંણીને કદી બી વાંચવા ન આપે એવો બદમાસ હતો—તેથી મેહેરબાઇ સાથે મત કરીને મેં તે હાથોહાથ શેઠાંણીનેજ આપવા મેહેરબાઇનાં એક ઘણાંજ થાવાં માણુસ સાથે મોકલી આપ્યો, અને તેના જવાબની અતી આતુરતા ને પુશકલ અધીરાઇ વચ્ચે વાટ જોતી બેઠી.

---

## પ્રકરણ ૮૫ મું.

## મારી હોરમતનો બચાવ.

છેક સાડા ત્રણ કલાકે તે કાગલ લઈને ગયલો આદમી પાછો આવ્યો, કે જ્યારે જવાબને બદલે તો તે મારૂં આપી મોકલેલું

કાગલજ પાછું લઈને આવ્યો ! આ જોઈ મને ભારે નાઉમેદી થઇ, કેમકે મને લાગ્યું કે મારી શેહાંણી મને એટલી બધી નીચ થયલી ને પાપમાં બુડી ગયલી માનતી હતી કે મારૂં કાગલ રાખવા ને વાંચવા બી સાફ ના પાડી તે તેણીએ હાથમાં ધરયા વના પાછું ફેરવ્યું હતું; પણ પછીથી ખુલાસો પુછતાં તો માલમ પડયું કે શેઠ શેહાંણી નોકરોના એક રસાલા સાથે છેલ્લા ત્રણ ચાર દીવસો થયા હીંદુસ્થાનમાં ફરવા ઉપડી ગયાં હતાં !

"તે જાય કાંય નહીં ?" મેહેરબાઇએ મારા શેઠ જોગો પોતાનો ગુસ્સો જ્યારે અમે એકલાં પડયાં ત્યારે ખાલી કીધો. "બચારા પેલા દીનાનો ઉંધો ઈનસાફ કરીને સાંબી સાક્ષી ગુવાહી આપવા આયોતો, તેને વાસ્તે મુવાની ફજેતીના વાવટા તેં એવા ઉડારયા કે પછી મુંબઇમાં થોબે તે હવે કીએ નાંખે ?"

પણ હું મારી શેહાંણીનાં મનમાંનો વેહેમ દુર કરવામાં એ રીતે નીશફલ થઈ તેથી મને ઘણી નાઉમેદી થઈ. અંતે મેં તુરત વેલા તો મેહેરબાઈ પાસે એટલુંજ માંગી લીધું કે જ્યાં જ્યાંથી મને મારી છેલ્લી રખડો દરમ્યાંન હાંકી મેલવામાં આવી હતી (અને જેઓનાં હું નામો જાંણી શકી હતી) તે બધાંપર બેજનજી શેઠ મારફતે અકેકો કાગલ લખાવવો, ને તેઓની મારા નીરદોશપણાં વીશે ખાત્રી થાય તેવો એક ખુલાસો લખી વાલવો. મેહેરબાઇએ તો તેવાં 'મુવાં બેકદરોનું નામ બારવા' મને પ્રથમ ઘણી સલ્લાહ આપી, પણ મેં તે માન્યું નહીં, એટલે મારી મરજી મુઆફિક તે સઘલાં કાગલો ગયાં, ને તેના ઘણા સંતોશકારક જવાબો ફરી વલ્યા, જેથી મને થોડી ઘણી ધીરજ ઉપજી.

પેલા હરામદારૂ મોબેદને તો બેજનજી શેઠને ત્યાંનું પંથકજ હતું એટલે તેને તો તેવણે પોતાનેજ પકડાવી મંગાવ્યો, અને મને રાતોરાત ધક્કેલો મારીને તે બેકદર મોબેદે પોતાના દરવાજામાંથી હાંકી કાઢી હતી તે માટે બેજનજી શેઠે તેની ઉપર ધુજારાનો એક મસ મોટો પાહાડ ગબડાવ્યો. તે વખતે તે મોબેદની તોજેશ ને તોબાહ જોવા જોગ હદ સુધી રમુજી હતી. તે પંચોતેર વખત મને પગે લાગ્યો, અને કાલા પેસીના બદલુને લાખલાખ ગાલો દેતો તેનાથી 'એ શાં ગોંનાહમાં ભરાવાનાં કામ થયાં' તેનો હજારોહજાર

અફસોસ કીધો. ફકત જવાબ નહીં ફરી વલ્યા તે માફીદલાલના ખટલુ ને કાલાપેસીના બદલુના હતા. બેજનજી શેઠ સ્વભાવના જરા આકલા હતા તેઓને એ બે બદમાસોપર એવો કેહેર આવ્યો કે મને ઠેકાંણે ઠેકાંણેથી એમ થોકડે મરાવીને હાંકી કાઢવાના ખારમાં તાવના તાવ ભરીને તે બેઉપર તાણાજાંણી ને સખતમાં સખત ઠપકાના સુખનો તેવણે લખી વાલ્યા, ને દીનાના કેસમાં મેં બી તેમની ચાલચલણ ખુબ ઉંઘાડી પાડી હતી તેથી, તેમજ વલી એ મારે લગતા બેજનજી શેઠનાં "ડીગોલાં" ઓથી તેઓને નામોશી ભારે લાગી ગઈ એમ માનવાને કશો વેહેમ રેહેતો નથી.

મને હવે અફસોસ અને વતવતો થતો હતો કે રૂસ્તમ મારી શેઠાંણીનો અતલગનો સગો થતો હતો, વાસ્તે તેણે મારી હોરમતને લગતો એ ખોટો ઘુમાટો જાણયો હશે કે નહીં? જો તે કદી તેણીને મલ્યો હોય અથવા જો તેને એ વાત મારી શેઠાંણીએ ખાસ લખી વાલી હોય તોજ તેને તે ખબર પડે; હવે તેવું જો કાંઇ હોય તો મારે તેનાપર બી મારી પાક હોરેમતના બચાવમાં એક વીગતવાર કાગલ લખવા કેટલી બધી જરૂર હતી! પણ એક ચોક્કસ મુદત સુધી અમારી વચેને તેમજ અમારા પ્યારને વાડો થવા દેવા. કદી મલવું બી નહીં, ને કશું અરસપરસ લખવું બી નહીં એવાજ ઠડાવથી અમો તો છેલ્લાં છુટાં પડયાં હતાં તે વાંચનાર યાદ કરશે; તો પછી એ કાગલ લખી તે કરાર તોડવા મારૂં દીલ કેમ ચાલે? એ સબબથી કાગલ લખવાનો ખ્યાલ મેં પડતો મેલ્યો, અને પુખ્ત વીચાર કરતાં મને વીચાર થયો કે રૂસ્તમ કદી એ નીંદા જાણે તોબી તે એક ઘડીભર બી માંને તેવો જવાંન ન હતો.

---

## પ્રકરણ ૮૬ મું.

### પરચુટણ વીગતો.

પેસીએ કોર્ટમાં પોતાની તકસીરનો એકરાર કીધો, એટલે દીનાને છોડી મેલી તેને કેદ પકડવાનો જડજે હોકમ ફરમાવ્યો હતો. હવે જોકે તે વાંક તેણે પોતે કબુલ કરવાથી તે વીશે જરા બી વેહેમ રહયો તો ન હતો, તોબી ઇંગ્રેજી ધારાઓની અદલ બારીકીઓ મુજબ તેની મુલ શરૂઆતથી પાછી તપાસ કરવા જરૂર હતી, માટે તે

દીને તે મુકરદમો મુલતવી રહયો, જે પછી બીજે દીને' પોતાનાં કેદખાનાંમાં શેરીફ અને બીજા ઓધ્ધેદારો આગલ પોતાના પાપનો તેણે વીગતવાર એકરાર કરયો. એ એકારારમાં તેણે હીજીશેઠનો કશો સરોપરો રાખ્યો નહીં, અને તેનીજ ઉસ્કેરણીથી મને ઉપાડી જવામાં આવી હતી અને તે માટેજ તેણે તે પૈસા આપ્યા હતા—કે જે પૈસાની માહા પાપી લાલચે એક ખુંન જેવું માહા ભયંકાર કામ થયું હતું—તે બધું તેણે કહ્યું.

પણ જેલના સતાવાલાઓએ હીજી શેઠ 'ચીચોરાવાલો' હતો તે સબબે તેને લગતી એ બધી નાપસંદ વીગતો દાબી દેવાનું ડાહપણ બતાવ્યું—એવી એવી ફજેતીઓનો ડર કરીનેજ હીજીશેઠ મુંબઇથી નાહાઠો હતો!—અને તેથી ફકત ખુંનને લગતા પેસીના એકરારની કેફીઅતો જે પેપરોમાં આવવા પાંમી તેજ અજવાલાંમાં આવી. તેમાં એટલુંજ હતું કે હીજી શેઠે "કાંઇ પોતાનાં ખાનગી કામ સારૂ" હોમલા ને પેસીને ૫૦૦ રૂપીઆની એક રકમ આપી હતી, જેનો રાતોરાત ભાગ વેંહેંચી લેતાં હોમલા પાસ તે ઉપરાંત બીજી પુશકલ નોટોનો એક ચોડો જોઇ બદમાસ પેસીની બુધ્ધી બીગડી હતી; વલી એક હીણા સંજોગથી તેના પાસ એક મોટી છરી બી તે વખતે મોજુદ હતી જે ગજવાંમાં ને ગજવાંમાં ઉઘાડી બાહેર ખેંચી કાઢી તે કમનસીબ અને નફકરા ઉભેલા હોમલાનાં કાલજાંમાં વગર દયાએ આખી ભોકી દીધી, જેથી તે કમનસીબ કંગાલ ફકત એક બગાસાંથી મુડદું થઇ પડયો, ને પેસી તેનાં ગજવાં લુટી ચાલતો થયો હતો.

આ એકરાર પછી બીજે દીવસે તેજ સેસનમાં તેજ જુરી આગલ દીનાને બદલે હવે પેસીની તપાસ ચાલી, ને તેને થયલી સજા મુજબ તે ખુંનીનો અંત પાછલથી ખુંનથીજ—ફાંસીની નામોશીમાં આવ્યો. વલી અહીં મારે જણાવાને ભુલવું જોઈએ નહીં કે ફાંસી દેવાયા આગમચ પેસીની ચાલ તદન સુધરી ગઈ હતી.—તેણે પોતાનાં પાપનો એકરાર કીધો તે પછી ખુદાની શકતી ને સતા વીશે તેને કંઈ અજબ ત્રાસ પેઠો હતો, જેથી તેણે બાકીના પોતાના દીવસો હીણભાગ્ય તોબેશ ને તોબામાંજ પુરા કીધા હતા. વલી તેણે આજીજીથી એક વખત દીનાને કેદખાનામાં મલવા બી બોલાવ્યો હતો, અને પોતે તેનાપર વાંક ધોલવી પાડી તેની ઉપર એટલું

વીટવા દીધું તેની પગે પડી માંફ માંગી હતી, કે જયારે ભલા દીનાએ ખરાં દીલની દયાથી તુરત તેને માંફ કીધું હતું.

હવે દીના વીશે બોલશું. તેને ૫૦૦ મારી શેહાંણી તરફથી અને ૫૦૦ જડજ તરફથી મલ્યા હતા, તેમાં વલી ખરા લાયકીવાલા શેઠ બેજનજી મેહેમવાલાએ ૫૦૦ પોતાના તરફના ઉમેરયા હતા, એટલે જે 'પાન પાવલો' પોતા પાસે હતું તે બધુ મલી તેના પાસ ગરીબ સંસારે એક સારી થાપણ થઇ; આ થાપણ લેઈ તે નાધ-કલું કુટુંબ પોતાને વતન જતું રહયું, જ્યાં એક જમીનનો ટુકડો લઇ ખેતીની ઉપજ ઉપર સંતોસ ને સુખથી તેઓ પોતાનો કાલ કાહડવા લાગ્યાં, કેમકે વાંચનારને કેહેવું પડશે નહીં કે ત્યાં જતાં સાથેજ દીનો અને ગુલાં પરણીને ધણી ધણ્યાંણી બી થયાં હતાં. એ એક-એક ઉપર ફીદા ફીદા થનારૂં તદન લાયક જોડું હતું—જાંણે ખુદાએ તેમને એકમેકને માટેજ લાયક કરી જનમ આપ્યો હતો, અને ત્યારે તેવું એક જોડું દરેક પ્રકારે ગરીબીનાં સુખમાં સંતોશી રહે તેમાં અજાએબી કયાં છે?

તેઓએ મને મારી બધી રવડ રખડ મુકાવી સદા સુધી પોતા સાથે લઈ જઈ રાખવા પગપાંણી કરવાનું કાંઇ બાકી રાખ્યું નહીં, પણ મને એ જાતની ઓશયાલી રોટલી ગમતી ન હતી, તેથી મેં ઠરાવથી ના કહી. તે બચારાં ગરીબ પોતાનું માનમાન પુરૂં કરે ત્યાં વલી હું કયાં તેમને હંમેશ બોજો થઇ પડવા સાથે જાઉં? પણ તેઓ ગરીબ હતાં તેથીજ મેં ના કહી એમ બી નથી. બેજનજી શેઠ મને સગવડથી પાલી શકે એવા ધનવાંન હતા, અને તે બેઉ માટીબઇએર મને બચ્ચાંનીજ પેઠે કાંઇ અજબ જેવી રીતે ચાહતાં હતાં, તોબી હવે હું તેમને ત્યાં બી ઓશ્યાલાંપણાં સાથે પડી રેહેવાને લજવાતી હતી, ને તેથી છુપાછુપ એકાદ નવી નોકરીની સોહધમાંજ હતી. હું સારી રવેસે જાંણતી હતી કે તેઓ મને ખુશીથી જવા દેવાનાં તો નથીજ, પણ એમ અયાસી આલસુપણાંથી તેમને માંથે પડી રેહેવામાં મને જરાબી શોભા ન હતી, વાસ્તે એ વાત મારૂં દીલ કબુલ કરી શકયું નહીં. હવે તેથી હું નવી નોકરીની ખોલમાંજ હતી, કેમકે નોકરી મલે તોજ એ વાત છેડી ને તેમને જેમ તેમ મનાવી હા ભણાવી ત્યાંથી જવાનો મારો ખ્યાલ અને ઠડાવ હતો.

સુભાગ્યે એવી એક નોકરીની ખબર બી મને વલી જલદીજ પડી. નાયગામ તરફ છોકરીઓની એક કોઇ બોરડીંગ સ્કુલ હશે ત્યાં છોકરાંઓની જતન લઈ શકે ને સીવવા સાંધવાનું કામ કરી તેમજ શીખવી શકે એવી એક અબલા માટેની એક જાહેર ખબર મારાં વાચવામાં આવી, અને એ નોકરી મને બીલકુલ અનુકુલ આવશે એમ જાંણી તેજ દીવસ કંઈ કામનું બાંહાંણું બતાવી બપોરે ખાધા પછી તેને લગતો બંદોબસ્ત હું કરવા પડી, કેમકે એક તો બેજનજી શેઠને ત્યાંની અયાસી અને ઓશયાલી રોટલીનો મને અભાવ થઇ પડયો હતો, અને બીજું વધતી અગતનું તો એ કે બેજનજી શેઠનો ઉપર કહેલો એકપુરો સાહેબજાદો મારી ઉપર કંઈક 'નાજુક નજરો'થી જોવા લાગ્યો હતો એ ઉંઘાડી વાત સાંમે હું વધુ વાર આંખવીંચામણા કરી શકી નહીં. નહીં કે તે લાયકીવાલા જવાંનની તે નજરોમાં કશું બી અઘટીટ—જરાએ અમરયાદશીલ હતું; લેશ નહીં. પણ મેં જોયું કે મારી ખુબસુરતી અથવા મજકુર કેસના સંબંધમાં મેં બતાવેલી જાહેર ઉલટ ને હીંમતથી તેનાં મનપર કાંઇક ગંભીર અસર થઈ હતી, ને તેથી અત્યારવેર તેની મારા તરફની વર્તણુંક જે તમામ માન ભરી હતી તે હવે કાંઈક મોહબતભરી બી થવા માંડી! એ બધું તેણે કાંઈ ખાત્રીપુરવક એકદમ બતાવ્યું નહીં, પણ પેલા કોરટ રૂમમાં જડજે આવીને મને જે સાબાસીના સુખનો સંભલાવ્યા હતા તેને લગતો એ જવાંનની મારા તરફની વલાંણુનો જે એક એસારો મેં વાંચનારને આપ્યો છે તેવા પ્રસંગોપાત હીંગામોપર તેની એ 'નાજુક લાગણીઓ' જોવી અને સમજવી મારે માટે જોઇએ એટલી સેહેલ હતી.

તે એક તમામ લાયકીવાલો જવાંન હતો, એટલે જો દાદીશેઠના રૂસ્તમ તરફ મારૂં દીલ નહીં લાગ્યું હોતે તો એ જવાંનની એ કીસમની પ્રમાણીક મરજી હું જરા બી અભાવથી જોતે એમ કેહેવા અથવા સમજાવાના હું ઢોંગ કરવાની નથી; પણ હમણાં હીંગામ તેવો ન હતો. રૂસતમને વચન આપી તનથી નહીં પણ મનથી હું તેનાસે વરી ચુકી હતી, અને હવે ત્યારે તેનીજ સુરત મારાં મનમાં સરવોપરી હતી. તેની બરોબરી ટકી શકે એવું હવે મને આ ધરતી ઉપર કોઇ બી દેખાતું ન હતું અને તે નહીં દેખાય તેમાંજ વફાદારી—તેમાંજ વીશ્વાસ, તેમાંજ મારી હોરમત હતી.

બેન્જામીજી મેહેમવાલાનો એ સપુત સોહાંમણો, સદગુણી અને વલી સૌથી અગતનું-કેલવાયલો હતો. તે અતરેની યુનીવસાટીનો એક ગ્રેડયુએટ હતો, અને પોતાના ધનવાંન માબાપોના મોહબતમય આસરા હેઠલ હજી આગલ અભ્યાસ કરતો હતો. તે કંઇક સીકલી બાંધાનો તવાયલો જેવો નજરે આવતો હતો ખરો, પણ તનદરોસ્તીમાં તે કોઈ રીતે ખરેખરો દરદી કે નબલો ન હતો, અને સામટી રીતે તે કોઈ બી સદગુણી વહુએ ઈચ્છવા લાયક વર હતો; પણ મને એવી એક બી ઈચ્છા દીલે વસાવા જરૂર ન હતી, એટલે રખે એમાંથી મામલો બીગડે ને તે છોકરો મારી ઉપર વધુ દીલ લગાડી બેસે તે ડરથી બેન્જનજી શેઠનું મકાંન હવે જેમ બને એમ જલદી તજી જવાને હું એવડી ઉતાવલથી અધીરી પડી હતી. જો એ જવાંને ભડકો ફોડી મને આફર કરી હોતે તો હું તેને જણાવી શકતે કે હું બીજાસે વચનથી અદરાઈ ચુકેલી એક ધણ્યાંણી હતી, પણ તેવું તો તેણે કાંઈ કીધું નહીં, એટલે એ કટોકટ સંજોગો દરમ્યાંન નાયેગામની સ્કુલની એક નોકરીની મને ખબર થતાં તેને લગતો બંદોબસ્ત કરવા એક દીવસ હું જમીને કાંઈ કામને મસે નીકલી.

તેમ જવાનું અને તે મકાંન જોઈ કાઢવાનું મને જરા બી મુશકેલ પડયું નહીં. જાહેર ખબરમાં ઈધાંણી એવી પ્રગટ હતી કે દાદરથી ઉતરીને મટુંગાને રસ્તે આવેલું તે મકાંન હું ઘડી ચપકામાં સોહોધી કાઢી શકી. તે ગરીબ સ્થીતીનાં પોરચુગીસ તેમજ કોઈ તેવાંજ ઈંગ્રેજ અને યુરેઝીયન લોકોની છોકરીઓની એક બોરડીંગ સ્કુલ હતી, ને મીસ મેરાયા નામની એક યુરેઝીયન અબલા હસ્તક તે ચાલતી હતી.

મીસ મેરાયા કોઇ કુવારી દોસી હતી.—સારાં માઠાં જોવાના અભખરામાં સારો સંસાર પરણ્યા વગર રહી ગયેલો એવી કીસમનાં "કુંવારાં દોસાંઓ"નો ઈંગ્રેજોમાં કશો ટોટો નથી, અને તે કીસમની મને ખબર મલવા પ્રમાણે આ કોઇ મીસ મેરાયા હતી. વલી તેનું મકાંન બી એક ભાગાં ભસ્તાં જેવું ટીપણુ ટાપણુથી ટગુમગુ ચલાવેલું હોય તેવું હતું, ને તે મટુંગાના રસ્તા ઉપર હતું. તેની બાહેરની બાજુએ એક ખડયા ખરખર "બાગ" હતો—ઉજ્જડ ખાલી જગ્યા કે જ્યાં છુટા છવાયા પાંચ પંદર છોડવાઓની રોપણી

કરેલી હતી—અને પછવાડે વલી છોકરાંઓની 'એકશારસાઈઝ' (રમવાને) માટે એક ખુલ્લો મોટો કંપાઉંડ હતો.

તે સ્કુલનાં બારણુંમાં મને એક ફરંગન આયા (જેનો દેખાવ તમામ મેલો ને ફુવડ હતો તે) મલી, અને તેને મેં મારી મકસદ કહી, એટલે મને પારસી ન્યાતની જોઇ હું તે જગ્યા માટે ઉમેદવારી કરતી આવી હતી તે ઉપર તે તમામ અજાયબીની આંખ્યોથી ડોલા ફાડી જોવા લાગી. "કયા, તુમ એ નોકરી બનાયેગા?" તેણીએ ઘણી અજાયબીમાં પુછ્યું, ને મેં હા કેહેવાથી તેણે ખભાં ચઢાવ્યાં! તેનો અર્થ યાતો એવો હોય કે હું તે નોકરી કરી શકું એવી મારી કાયનાત ન હતી, અથવા તો એમ હોય કે તે નોકરી મને પચી શકે ને પસંદ આવે એવી કીસમની ન હતી. તે તે જાતની એક તાહેલાંખોરી ને જીગ્નાસા ધરાવનારી ફરંગન આયા હતી, કે જેને તાહેલાંમાં ઉતરવાની એક ચીંગારી આપી તો પછી તે એકથી એક હજાર વાત કહી દે, પણ તેનાસે એમ તાહેલાં કરી જેણીને હું મલવા આવી હતી તેણીને પેહેલીજ હરોલમાં મારે વીશે હલકું મત બેસાડવા મને ગમ્યું નહીં—મારી તબેહજ એવી તાહેલાંખોરી ન હતી—માટે મેં ફકત મીસ મેરાયાનેજ મલવા તલબ કરી.

"હા, પણ એ નોકરી લેવા આગમચ બે વખત વીચાર કરજે," તે આયાએ હીંદુસ્તાંની જબાંનમાં પોતાની સુફયાંની સલાહો આપવાનું જારી રાખ્યું. "તુંને ખાધ ઘણી નહીં હોય તોજ અહીં આવજે, કાંયજે અહીં તો રોજ અરધાં ભુખાં રેહેવાનું છે."

"તે પછી હું જોઇ લેવસ," મેં કાંઈક નારાજીની ઢબે કહ્યું, અને ત્યારે ચટકો લાગી ગયો તેમ દોકું ધ્રુપડાવી તે મને પોતા સાથે તેડી ગઈ.—તે એક આગલા હાલમાં લઈ ગઈ કે જયાંનું ફરની-ચર જેટલું હાલહવાલ ન હતું તેટલું મેલું અને ધુલ ખાધેલું હતું! સામટી રીતે, ત્યારે, આ મકાંન સુખ કરતાં અસુખ—આરામ કરતાં કંજુસાઈ અને કંગાલ્યતનો વધતો અભ્યાસ કરાવતું હતું એમાં તો લેશ બી શક રહયો નહીં.

હું ત્યાં બેઠી. પછી થોડે વારે તે 'મડમસાહેબ' જેવણુ છેક ગોરાં ન હતાં તેમ વલી સીધીબાઇ આદામુદી જેવાં કાલાં બી ન હતાં તેઓ બાજુમાંના એક અરધા ધસી રહેલા દાદર પરથી થસુક

થસુક ઉતરી આવ્યાં. તેઓએ એક સફેદ ગવન પેહેરેલું હતું—આ-લના ચોટલા વાલેલા હતા—ને આંખમાં લોખંડની જાડી ફ્રેમનો એક મોટો મકઈબઉ ચસમો લટકાવેલો હતો.

મીસ મેરાયા પતલી ને ઉંચી હતી. તેના બાલ અધકચરા પાકેલા હતા, ને તેનાં દાચાં તમામ બેસી ગયલાં હતાં, જેથી તે એક ઉધરતી મોટાંમાય તુરત જણાઇ આવતી હતી. તેનું મોં પેહેલીજ નજરે કાંઇ સારો વીચાર પેદા ન કરી શકે એવું હતું. તેનો શીગરફેસ બલેલાં જલેલાં છાંણાં જેવો હતો, ને જોકે એવાં રેંડયાલ રરૂદાસો ને રરતાં બરતાં ચણાવાલાંઓ ચાંદરાત ચાંદરાતે હસે તે પુરતું સમજવામાં આવે, તોબી આ અબલા તો ચાંદરાત ચાંદરાતે બી હસતી હોય તેની મને ઓવઇ લાગી!

તે ટાઈટ–ઉંચી–ટટાર–થસ્સે ને થસ્સે ઉતરી, ને કશું બી બોલ્યા વગર તેવીજ તાઇટ ટટાર થસ્સે ને થસ્સે ચાલી જઈને પોતાની બેઠક-પર બેઠી. તેની તે બેઠક એક 'ખાશ બેઠક' હતી. એક ઉંચી પીઠની ખુરસી (જે અરધી ભાગેલી હતી ને જેની ગાદીમાંથી કાથો એણી મેર પેલી મેર બાહેર આવી ડોકયાં કરતો હતો તે ) એક તેવાજ તોફા ગલીચાનો ટુકડો ( કે જે ગલીચા ઉપરનાં ભરતની જાત ભાત વટીક બુડીને નાપેદ નાબુદ થઈ ગઇ હતી તે ) ઉપર મુકેલી હતી, ને વલી તેવીજ સુરયાણી સાટીનનું પાસે પગ લાંબા કરવાનું એક ભાગા પગનું ઇસ્ટાંન હતું!

એ 'ખાશ બેઠક' ઉપર મીસ મેરાયા દબદબાની ઠઠરાવનારી ગંભીરતાથી આવીને બેઠી, અને ત્યારે તેના રોબની શાનશાહાબાનુ વીકટોરીયા વટીક નકલ કે અદેખાઇ કરે એવું હતું! સારાંશ, એ ફારસથી મારા દાંત ઉંઘડી જતા મેં જેમ તેમ અટકાવ્યા, અને હવે મને જે સવાલો થાય તેની આતુરતામાં હું તૈયાર બેઠી.

---

## પ્રકરણ ૮૭ મું.

### મીસ મેરાયા.

મીસ મેરાયાના સવાલો અને તે સવાલોની ઢપ બી તેટલીજ રમુજ પેદા કરનારી હતી. મને તો ચોક્કસ લાગ્યું કે તે દોસીનું "કાતરચું" ભાડે આપવા કાઢયું હતું!

"તું છેલ્લી કયાં નોકરી હતી?" હું ઇંગ્રેજી બરાબર નહીં જાંણતી હતી તે મેં કહયા પછી તેણે હીંદુસ્તાનીમાં મને સવાલો પુછયા. "હીજી શેઠખાનદાંનને ત્યાં," મેં કહ્યું.

"પેલો મોટો શેઠયો?" તેણે કાંઈક ખુશી થઇ હોય તેમ કહ્યું. "એવાં મોટાં માણસોનાં ઢોર ચારેલા સારાં. મને એવાં માણસો સાથે વગ ધરાવનારાં માણસો વાસ્તે સારૂં મત હોય છે, તેથી હું ધારૂં છું કે તું ઘણી સારી ચાલની હોશે. હમણાં બી તું ત્યાંજ છે કે?"

"નહીં મેમ," મેં કહ્યું, "હમણાં તો હું શેઠ બેજનજી મેહેમવાલાને ઘેર તેઓના ફ્રેન્ડ દાખલ રહેલી છું."

હવે બેજનજી મેહેમવાલાનું અને હીજીશેઠનું નામ મારા સંબંધમાં સાથે સાંભલવાથી તે કંઇક એકાએક ગંભીર થઈ, અને મને પુછયું, "ત્યારે તારૂં નામ શું?" મેં નામ કહ્યું. "ત્યારે પેલા એક છોકરાને ફાંસી જતો બચાવાનો જે છોકરી વીશે રીપોરટ છપાયો છે તે તું કે?"

મેં નમતાઇથી વલી હા કહી. તે ઉપરથી તે દોસાંએ પેલી જાડી બકરા જેવી લોખંડની ફ્રેમનો મોટા કાચવાલો ચસમો જે મારાસે વાત કરતાં રૂમાલે કાચ નુંછવા આંખમાંથી કાઢયો હતો તે તુરત આસ્તેથી હાથ લઈ જઈને સફાઈથી નાકપર ગોઠવ્યો, અને પછી હાંસની પેરે દોકું લાંબું કરી તે ચસમામાંથી કેટલીક પલ સુધી મારાભણી ટીકયું. જાંણે મેં જે કીધું તે હું નહીં કરી શકું તેવી હોવાનો તેને વેહેમ હોય, અથવા નહીં કરી શકવા જેવી છતાં તે મેં બજાવ્યું તેની તેને નવાઇ લગતી હોય તેમ અજાએબીમાં તેણે ટકટક કેટલી પલ સુધી મારા ભણી ટીકયા કીધું! "વારૂં ત્યારે મારે ત્યાં શું શું કામ કરવાનું છે તેનો તેં ખ્યાલ કીધો છે?" તે ડોસાંએ વલી તે પછી સવાલો પાછા જારી કીધા.

"હા મેમ," મેં કહ્યું. "તમારી જાહેરખબરમાં તે મેં વાંચ્યું છે."

"છોકરી," તેણે ઘોરમાંથી બોલતી હોય તેવો હવે કાંઈ મકાઇ બાઉ જેવો સાહાદ કાઢીને કહ્યું, "આએ દુન્યા ઘણી પાપી છે, ને તેમાં સૌથી પાપી ચાકર માણસો હોય છે. તે લોકને વાસ્તે મેમ

સાહેબો જેટલું કરે તેટલું તે લોકને ઓછું પડે છે ને તે લોક ઓછું ધારે છે. એવાં નોકરનફરો મેલવવાના બાબમાં હું સૌથી કમનસીબ છું."

તે એ જાતનો ઘેલો ગાંડો પટપટારો હજી કરયા કરતે, પણ મેં તેને સધ્યારો આવે તેમ કહ્યું કે "એવી કોઇ બી રીતે હું તેને નારાજ થવાને કારણ આપશ નહી."

"જો એમજ હશે," તેણે શું એક નવાજેસ ફરમાવતી હોય તેમ કહ્યું, "ને તારી ચાલ તદન તું ખાત્રી આપે છે તેવી સારીજ નીવડશે તો હું તારો પગાર જે ચારનો આપવાનું ધારતી હતી તે છ કરશ, ને પછી વલી છ મહીના રહીને રૂપીઓ અરધો વધારી બી આપશ."

હું ચમકી. આવો ભીખારી પગાર મને મલશે એવી મને જરા બી વકી ન હતી, ને તેથી તે માટે હું જરા બી તૈયાર ન હતી, વાસ્તે હું ચમકી. તે જોઈ વલી મીસ મેરાયાને એટલું અજબ લાગું કે હું ખરેખર ચમકી હતી કે તેણીનાં મનનો માત્ર તે ખોટો ખ્યાલ હતો એ નક્કી કરવા એતેણે ચસમો નાકપર ફરી એક વાર સમો ગોઠવીને હાંસ જેવી ડોકી બાહેર કાઢી મારાભણી ફરી એક વાર ટીકયું!

એ પગાર ખરેખર ભીખારી હતો, સબબ એવી નીચ પંકતીની ને એટલા હલકા પગારની નોકરી મેં આજવેર કદી કરી ન હતી. એ પગારનાં અયોગ્યપણાને લીધે, તેથી, હું એ નોકરી તુરત નાકબુલ કરવા જતી હતી, પણ મને તેવામાં મેહેમવાલાનાં ઘરમાંથી જેમ બને એમ જલદી બાહેર પડવાને લગતી મેં જે વીગતો વાસતારથી આગલ સમજાવી છે તે યાદ આવી, અને ત્યારે હાલ તુરત એટર જગ્યા બાહેર મલે તેટલાં કદમ હઠાવાનું જે છાપરૂં મલ્યું તે ગણીમત એમ સમજી મેં એ નાપસંદ નોકરી બી મુંગે મોંહે બાહાલ રાખી.

"વારૂં તું ખુદાને માનેછ કે, છોકરી?" મેમ સાહેબે નોકરી મેં બાહાલ રાખ્યા પછી વલી પુછ્યું, અને મેં હા પાડી ત્યારે કહ્યું, "સારૂં, ઘણુંજ સારૂં, કેમકે નહીં તો જો તું નારતીક હોતે તે તારો ખુદા ઉતરી આવતે તોબી હું તુંને મારી નોકરીમાં લેતે કે રાખતે નહીં."

તેણી આ કંટાલો પેદા કરનારૂં ઘેલું ગાડું તાહેલું હજી ચલાવતે, પણ તેટલાં તે ઓરડા આગલથી મને ઘેરમાં તેડી લાવનાર

પેલી ફરંગન આયા ચાલી ગેઇ તે ઉપર તેનું ધ્યાંન ખેંચાયું, એટલે તેણે કાંઇક ઉશકેરાઈ આવી કહ્યું, "આએ દદા તુંને ઘણી ભમાવશે, પણ તેનાં ભમાવાપર તું જરા બી ધ્યાંન આપતી ના. એને તું આવશે એટલે રજા આપવાની છે. ઘણી લુચ્છી, કજાત ને તરકતખોરી છે. રાંધેલું સીધેલું ઉછાલી જાય છે, ને હાથનું મુકેલું પગે પસાર કરી જાય તેવી છે."

હવે ટુંકડેથી પટે એવું નહીં લાગ્યું તેથી હયાં મેં રજા માંગી, ને એક બે દીવસમાં એ નોકરીપર "જરૂર" આવવા મેં કબુલાત આપી.

એ એક બે દીવસની ધીલ માંગી લેવાનો સબબ વાંચનારને સમજાવવો પડવાનો નથી. હું તેઓને છોડી જનાર છું એવું વાંચનાર યાદ કરશે કે મેં કશું મેહેમવાલાંઓને ત્યાં હજી કહેલું હતું નહીં, અને તેથી તેમને મનાવી પટાવીને ત્યાંથી રજા લેતાં મને એક બે દીવસ તો જરૂર લાગવાના, એ ખ્યાલથી મેં એ મેહેતલ માંગી લીધી.

હું જ્યારે બાહેર નીકલી ત્યારે મારી પુઠેપુઠ પેલી આયા આવી. દેખીતી રીતે તે મારાસે વાત કરી જાંણી લેવા ખાહેસમંદ હતી કે મજકુર નોકરી મેં બાહાલ રાખી હતી કે નહીં, પણ વલી મેં મારી આંખે જોઈ લીધું કે ઓટલાપર મીસ મેરાયા હાંસ જેવી ઉંચી દોકી કરીને મને જતી જોતી ચસમા સાથે ઉભી હતી, ને તેને નારાજ કરવાની મારી મતલબ ન હતી, એટલે તે આયાને જરા બી કોહું આપ્યા વના હું ત્યાંથી જતી રહી.

---

## પ્રકરણ ૮૮ મું.

### ખરસેદ.

મેહેવાલાંઓએ જ્યારે તેમને છોડી જવાનો મારો નક્કી એરાદો જાંણ્યો ત્યારે તેઓને જે દલગીરી ને નાઉમેદી પેદા થઇ તે તમામ ખરાં દીલની ને ખરાજ પ્યારની હતી. હું જાંણે પેટની દીકરી હોઉં તેમ તે ભલાં ધણી ધણ્યાંણી એ મારા દડાવથી ગમખાર થયાં, ને તેઓને મનાવીને મોહબતથી મને જવાની રજા આપવાનું સમજાવતાં મને ખચ્ચીત ઘણું મુશકેલ પડયું. ખરેખર, ભલા બેજનજી શેઠે તો મારાસે તદન રૂસાઇ જવાની બી ધમકી બતાવી.

તેઓને બી કદાચ મને વહુ કરવાનો વીચાર હશે કે શું, તે મને મનાવી મનાવી અને પટાવી પટાવીને પુછે કે મને તેમને ત્યાં કમી શું હતું ? અને જયારે જવાબમાં તે લોકોને મેં ખાતરજમા આપી કે મને ઓછું પડવાને બદલે ઓર ઘણું પડયું હતું તેથીજ હું જતી હતી —તેઓને વધુ બોજો નહીં પડવાને ખાતરજ હું જતી હતી, ત્યારે તે દોસાજી તમામ ગુસ્સાથી છછણી પડયા, જે એક મમતાલુ બાપનેજ બરનો ગુસ્સો હતો! "શું તારે વાસ્તે અમુને કાંઈ નવું રાંધવું પડેચ?" તેઓ ગુસ્સામાં તકરાર કરતા; "શું તારે વાસ્તે અમને કાંઇ વધતું બજાર મંગાવવું પડેચ? તું ખાય તેથી દબલ તો ખોદાની બક્ષેસથી મારાં ઘરમાં રોજ બગડતું હોશે," ઈત્યાદી.

અંતે મેં કહ્યું તેમ મનાવી મનાવીને મેં તે ભલાં ધણી ધણયાંણીની રજા મેલવી, અને તેઓએ "બે દાહાડા રહીને" જવાની અંતે મને ઘણી આનાંકાંનીથી રજા આપી, કેમકે કહયા સાથે મને જતી મુકવા તો તેઓ "એકનાં બે થયાં નહીં." વલી તેઓએ તેજ વખતે મારા પાસ વચન લીધું કે મહીનામાં બે વાર મારે તેઓને મલવા આવવું, ને કાંઈ બી સંકટ કે કોઇબી હારી ભીરીના વખતે મારે જરા બી ઓશકાયા કે કંઇ બી અચકાયા વગર તેઓની મદદ માંગવી. આ બધા હેસાંન મેં લખોલાખ દુવાઓ અને હેસાંનો સાથ બાહાલ રાખ્યાં, અને તોબી મેં જોયું કે બેજનજી ને મેહેરબાઇ તો જેમ તેમ રાજી થયાં, પણ તેઓનો ખરસેદ મુતલગ રાજી થયો નહીં. તેણે થોડી ઘણી પેહેલી હરોલમાં મને તેઓનાં ઘરમાંથી નહીં જવાની તેનાં માબાપ ભેગી બોંહોંસ કરી ખરી, પણ પછી જયારે તે માબાપે બોંહોંસ કરવાનું માંડી વાલ્યું ત્યારે તે બી ચુપ થયો—સભ્યતાને ખાતરજ ચુપ થયો, કેમકે તેનાં મોં ઉપરથી પ્રગટ જણાતું હતું કે તેને તો મારૂં જવાનું જરા બી ગમતું ન હતું.

એ બંદોબસ્ત થવા પછીથી સાંહજે હું મારા ઓરડામાં એકલી હતી ત્યારે મારૂં વાંકું કીધેલું બારેણું અચબુચ ઉઘડયું, ને ખરસેદજી અંદર આવ્યો! તેને એમ એખલો આવેલો તેમજ એટલો અચબુચ આવેલો જોઇને હું ઘણી ગભરાઇ ગઇ, સબબ તેની તેમ આવવાની મતલબ પાંમી જવાનું મને જરા બી મુશકેલ ન હતું, પણ તોબી મેં મારાં મનનું સમાધાન કરી દેવાની ઉતાવલ કરી.

"શીરીનબાઈ," તે લાયકીવાલા જવાંને આબરૂદરકારથી કહ્યું, "તમારી સાથે મને બે બોલ વાત કરવાની રજા છે?"

"જી હા, હજાર વખત," મેં શરમથી લાલ થઇ જતાં કહ્યું, "પણ તમારાં નેકનામ માએજી બાવાજીનાં દેખતાંજ આપણે વાત કરયે તો સારૂં, કે નાહક કોઇને વગર વીચારે આપણે વીશે બુરૂં માનવા કે બુરૂં બોલવા કારણુજ નહીં મલે."

"હું તમારા એ જવાબપર આફ્રીન કરૂંચ, શીરીન," તેણે કંઇક ગમખાર સાહાદે કહ્યું. "પણ તમો કહોછો તેમ માએજી બાવાજીનાં દેખતાં એ વાત મારાથી થાય તેમ નથી. હું જાણુંચ કે એ રીતે તમારા ઓરડામાં આવવાનું મેં ઘણીજ બેઅદબીભરેલું પગલું લીધું છે, પણ હું કોઈ મને જોય નહીં તે માટે ઘણી સંભાલથી આવ્યો છું, ને તમોને લાંબો વખત રોકશ નહીં તેથી તેમજ એવીજ સંભાલથી અહીંથી બાહેર જવશ તેથી તમારે એવી કોઇ ફીકર રાખવાની જરૂર નથી."

"હાજી, ત્યારે શું કેહેવુંચ તે જરા જલદી બોલો, કેમજે કોઇ આવી જશે તો મને ઘણું નરસ લાગશે," મેં આજીજીથી માંગી લીધું,—અને વાંચનારને કેહેવું પડશે નહીં કે ખરેખર એવાં એકાદ સંકટનાં સંકડામણ માટે હું સ્વભાવીક રવેશે બીહીતી હતી.

"તમારે વાસ્તે મારા બાવાજીનાં ઘેરમાં નાઘલેથી મોટાં સુધી એકેએકનો એવો ઉંચો વીચાર છે," તે જવાંને ખરાં દીલથી કહ્યું, "કે કદીને આપણને કોઇ અતરે એખલાં વાત કરતાં જોશે તોબી તે બનાવ ગમે એટલો અસાધારણ ને કદી નહીં બનેલો છતાં કોઈ તેમાં જરા બી વાંધાભરેલું સમજવાનાં નથી.—પણ હવે એ ફોકટ તાહેલાંમાં વખત ગુમાવાને બદલે હું ખરી જરૂરની વાતપર આવી જાઉં. બાનું," તેણે વધુ ગંભીર થઇ કહ્યું, "મારા માય બાપનો હું એકપુરો ને લાડકો બેટો છેઉં, અને તેઓ મારા એક બી સુખને આડે આવે તેવાં નથી. વલી તેઓને તમારે માટે એટલું ઉંચું મત ને એટલો સારો વીચાર છે કે તેઓ તમોને પોતાનાં વહુ કરવાને કદી બી સરમાશે નહીં. ત્યારે હું પુછું છું કે તમો મને તમારા ભરથાર તરીકે દીલની ખરી ખુશીથી કબુલ રખશો? તમો હા કેહો, ને આ ઘડીએ હું જઇને મારાં વ્હાલાં માતપીતાની આપણા નેકા માટે મંજુરયાત પુછી લાવશ. ફકત ખોટી તમારી એક હાનીજ છે."

"ભાઈજી," મેં તેને નાઉમેદ કરવાના ખ્યાલથી ખરાં દીલથી દુઃખી થતાં કહ્યું," તમારાં માતપીતાના મુબારક ને પનોતાં છાપરાં હેઠલ તમો ને તેઓ તરફથી મેં જે જે મેહેરબાનીઓ મેલવી છે તે હું મારી જીંદગીની સોથી છેલ્લી ઘડી સુધી બી વીસરી જઇ શકવાની નથી. તેમાં વલી મને લગનની 'આફર' કરીને તમોએ જે માન આપ્યું છે તે સઘલું હેસાંન ઘણું મોટું છે, પણ એ 'આફર' હું ઘણાં માન સાથે નામંજુર કરૂં છું, કેમકે હું તો અદરાઇ ચુકેલી છું."

તે ભલો જવાંન એ મારા છેલ્લા બે ચાર સુખનો સાંભલતાં નાઉમેદીથી જખમાઈ બે કદમ પાછલ હઠયો, ને એક ટેબલના ટેકાપર અઢેલી પડયો. ખરેખર તે મારાપર એટલું બધું દીલ લગાડી બેઠો હતો એ મેં તેજ વખતે જોયું અને જાંણ્યું. તેણે મારાપર કંઇક દીલ લગાડયું હતું એ જોવાનું તો મુશકેલ ન હતું, પણ તેનું પ્રમાણ એટલું મોટું, એટલું સાચ્ચું અને એટલું બધું સખત હતું એમ મેં માન્યું ન હતું. તે ઉજલો ફક મારી ગયો, અને એક દચકું છાતીમાં ગુંગલાવી નાંખી તેણે ધીમે સાહદે પુછયું, "અને જેનાસે તમે અદરાઈ ચુકયાં છેઓ કેહોય તેને તમે ચાહોય વારૂં ?"

એ સવાલમાં તેની છેલ્લી આશા હતી. અને તે આશા બી તમામ ભ્રષ્ટ થઈ, કેમકે તેનાં દીલમાં ખોટી ઉમેદો પેદા કરવા જેવી હું હેમક ન હતી, અને તેથી મેં સાચ્ચા વીશ્વાસમાં નીચી નજરોએ કહ્યું, "જી હા. તે કારજ અમારી અરસપરસની પસંદગીથી થયલું છે."

"ત્યારે તમો આજની આએ મારી બેઅદબી જરૂર માફ કરજો," તેણે ઓજરખાહીથી પણ ગદગદતા કંઠે કહ્યું, ને બીજી પલે આંખમાં ભરાઇ આવેલાં આંસુઓ એક હાથની અછાતથી ખંખેરી નાંખી તે મારા પાસથી જતો રહયો. તેનાં જવા પછી હું ગમખાર તેની નાઉમેદ મોહબત ઉપર ઘોર કરતી બેઠી. મને એ ભલા ને ખાલેસ જવાંનની દીલોજાંનથી દયા આવતી હતી, પણ હું શું કરી શકું ? મારા વાહલા રૂસતમને બેવફા થાઉં એ ખ્યાલ એક અરધી ઘડી બી શું ખમી શકાય કે તામોશ થઈ શકે એવો હતો ?

ત્રીજે દીવસે સહવારે હું મારી નોકરીએ જવા રજા લઇ નીકલી. ખરસેદ સાથની છેલ્લી મુલાકાત પછી હું ત્યાંથી રૂખસદ ચાહી

નીકલી ત્યાંવેર હું બનતાં સુધી મારા ઓરડામાંજ બેસતી હતી, અને તેથી તેનો ને મારો મેલાપ થયો ન હતો, પણ જ્યારે હું જવા નીકલી ત્યારે કોઈને વેહેમ ન જાય માટે તેના માતપીતા ભેગો મને મલવાની તેની બી ફરજ હતી; ને તે ફરજને આધીન તે ત્યાં થોભ્યો હતો. એમ કરતાં તેણે જ્યારે તેનાં માતપીતાની પેઠે સઘલી ભલી દુવાઓ સાથ મને શેકહેન્ડમાં પોતાનો હાથ આપ્યો ત્યારે તે હાથ મેં જોયું કે નાઉમેદીનાં દુઃખથી થરથર હીલતો હતો, ને તેના હોઠો બી તે બોલતો હતો ત્યારે ધ્રુજતા હતા ! સામટી રીતે કેહેતાં તે બાહેરથી જ્યારે તમામ સુખી, ખુશી અને શાંત દેખાવાની કોશેશ કરતો હતો ત્યારે તે ભીત્તરે કેટલી બધી હદ સુધી દુઃખી હતો તે જોઇ વલવાનું ખચ્ચીત હૃદયભેદક હતું !

---

## પ્રકરણ ૮૯ મું.

### મારી ચોથી નોકરી.

હું દીલની ખરી ખુશીથી મીસ મેરાયાને ત્યાંની મારી નોકરીપર ગઇ નહીં. એક તો ત્યાં પગાર એવો વગર જીવનો ને હદ બાહેર કંગાલ હતો કે તેથી મારૂં જવાનું દીલ થતું ન હતું, અને બીજું તો એ કે મીસ મેરાયાના સંબંધમાં મેં અત્યારવેરમાં જે જોઈ લીધું હતું તેજ બતાવાને બસ હતું કે તે દોસી ભેજાંની ગેપ અને અતી ઘણી મખીચુસ હતી, જેથી તેને ત્યાં કાંઇ મારો કાસીસંગ જાય એવો જોગ ન હતો.

તેનું મકાંન મટુંગાના રસ્તા ઉપર બાવા આદમના વખતનું હશે, કેમકે તે બધું "ભાગું ભરતું" થઈ રહ્યું હતું, અને તેમાં આસપાસના લટાઓપરનાં નજદીક ત્રણ દજન છોકરાંઓ અભ્યાસ કરવા રહેલાં હતાં, એટલે તે મોટું અને કુસાદે હતું એ સમજાવાની તો જરૂર નથી. તેમાં ચાર કલાસ હતા, ને ચાર માસ્તરો રહેલી હતી જે બી ફરંગનોજ હતી, પણ "મડમ"નો પોસાક પેહેરીને આવતી હતી વાસ્તે "મેમ" કેહેવાતી હતી. તેઓ ત્યાં જાથુકની રેહેવાવાલીઓ ન હતી—આસેપાસે રેહેતી હશે જ્યાંથી ફકત સ્કુલને વખતેજ આવીને હાજર થતી હતી.

અને સ્કુલ બી કેવી તોફા? છોકરાંઓ ગમે તેમ ખુંણે ખુંણે ભરાઇને કાદવ કચરામાં રમે અથવા તોફાંન કરે તેની ના દાદ કે ફરયાદ! સારાંસ, જેવી મીસ મેરાયા પોતે હતી તેવી તેની સ્કુલ હતી, તેવાજ તેના માસ્તરો હતા, ને તેવાંજ ત્યાં અભ્યાસ કરવા રેહેલાં બચારાં છોકરાં હતાં. એ છોકરાંઓમાં મોટો ભાગ મેં જોયું કે એક કમનસીબ લાટ હતો, કેમકે તે બચારાં માબાપ વીનાનાં હતાં, એટલે જોઈ વલવાનું મુશકેલ ન હતું કે તેમની ઉપરની દેખરેખની જંજાલનો નીકાલ કાઢવા મીસ મેરાયાને રૂપીયા દશ પંદર તે બચ્ચાંઓના મરનાર માબાપના પઇસામાંથી કે પોતાની ગીરેથી બી આપીને તે બચ્ચાંઓનાં કોઈ દયાહીણ લાગતાં વલગતાંઓએ સદાનાં રવડતાં કરી મેલ્યાં હતાં.

હું તે સઘલાં છોકરાંઓની ઘણી જલદી માનીતી થઈ ગઇ. તે બચ્ચાંઓપર તેમની દયા ઉશકેરનારી હાલત જોઇ મને ખુદરતી દયા છુટતી હતી, અને તેથી તે લોકપર હું જે પ્યાર બતાવતી તેના અવેજમાં તે બધી છોકરીઓ જલદીજ મારાસે હલી ગઇ. તેઓમાં ૬થી ૧૨ વરસ સુધીની ઉમરની છોકરીઓ હતી, જે માંહેલી ઘણીખરી ત્યાં જાથુકની રેહેવાવાલીઓ હતી–ને કેટલીક સ્કુલને વખતે આસપાસનાં પોતપોતાનાં માતપીતાનાં ઘરમાંથી શીખવા આવતી હતી.

માબાપ વનાનાં બચ્ચાંનું જીવતર બલ્યું. હું માબાપ વનાની હતી માટે શું ઓછી કમનસીબ ને ઓછી દુઃખી હતી, કે તે સ્કુલનાં એક ખુંણામાં તે ઢગલા વલેલાં કમનસીબ બચ્ચાંઓનું એ ખરૂં દુઃખ મને હૈયે ઉડીને ન વાગે?

સ્કુલને બે ભાગમાં વેંહેંચેલી હતી;—એકને "અપર ડીવીઝન" (ઉપેલો વર્ગ) ને બીજાને "લોઅર ડીવીઝન" (નીચલો વર્ગ) કહી ઓલખવામાં આવતા. 'અપર ડીવીઝન'માં મોટાં છોકરાંઓ હતાં, ને 'લોઅર'માં ભુકો ભરેલો હતો; પણ એ બેઉ ડીવીઝન માટે છોકરાંઓની સંખ્યા થોડી હોવાથી કલાસેને વાસ્તે અકેકોજ ઓરડો બસ થતો. અકેક ઓરડામાં બબ્બે કલાસો સમાવ્યા હતા, ને એમ ચાર કલાસમાં તે આખી સ્કુલ આવી રહી હતી.

હવે એ મારી નવી નોકરીમાં મારે કામ શું શું કરવું હતું તેનો મારે વાંચનારને કાંઇક ખ્યાલ આપવો જોઈએ. મારે નજદીક

ત્રણ દજન પોરયાં ટોરયાંના ફાંટાંતુટાં કપડાં સીવવાં પડતાં હતાં, અને તે કમનસીબ બચારાંનાં કપડાં એવાં કોહી રહેલાં હતાં કે રોજ સીવાતાં ને રોજ ફાટતાં ! એવી રીતે ચીથડાંઓનો એક ઢગનો ઢગ મારે હાથ પડી આવે ત્યાં સુધી—છેક મોડી રાત સુધી જાગીને મને સીવવો પડતો હતો. તે ઉપરાંત વલી મીસ મેરાયા ધોબીનો ખરચ બચાવતી હતી, અને તેથી પછવાડેના ચોકમાં સારીને ઘટયો વાલી મનેજ તે બધાં ચીથરાં ધોઇ ઓરણો બાંધીને સુકવવા બી પડતાં હતાં ! વલી સીવવા સાંધવાના સંબંધમાં દુઃખ એટલુંજ ન હતું. મીસ મેરાયા સોય દોરા ને કાતરના સંબંધમાં એટલી કંજુસ, એટલી ભીખારી રેહતી કે તે મને જોઇતાં પ્રમાણમાં આપતાં તે લોહોઢાં પાડતી,—જાંણે હું તે ચોરી ચોરીને ઉંચો કરતી હોઉં તેવો તેને પ્રગટ વેહેમ હોય તેમ બતાવતી, અને સીવવા સાંધવાનું સોય દોરા વગર ખાલી આંગલાંએજ થતું હોય તેમ મારા પાસ કામ લેવાની તે ઉમેદ રાખતી ! એમ કરતાં જો કદી કોઇ ઠીંગરૂં મારવા કપડું માંગ્યું તો તો કમબખતીજ ! ટુંકમાં, તે ઢગના ઢગ કપડાં સોય દોરાની એવી કસર ને અભત ધસક સાથ સીવવાનું દુઃખ એટલું બધું હતું કે તે કામ લેતાં મારો જીવ થાકીને કંટાલી આવતો, ને ત્યારે હું ચાહાતી કે અરેબીયન નાઈટસની "અલ્લાદીન"વાલી વાતમાં પેલો જાદુગર જુનાં ફાણુસ લઇ નવાં ફાણુસ આપવા આવે છે, તેમ કોઈ જાદુગર તે જુનાં ને ફાટાં કપડાંનો ઢગ લઈ જઈ નવાં કપડાંનો ઢગ મને આપી જાએ, કે જેથી વલી કેટલા મહીના સુધીની મને ધીરજ રેહે !

વલી બધાં નાધલાં છોકરાંઓનાં રોજ મોં ધોવાં, બાલ સાફ કરવા, તેમને જમાડવાં, સુવાડવાં એ બધું મારૂં કામ હતું. અઠવાડયાંમાં બે વાર વલી તે બધાંને મારેજ નહવાડવાં જોઈએ, ને ત્યારે દર ત્રણ મીનીટે મીસ મેરાયા આવીને મેં સાબુ કેટલો ખપાવ્યો હતો તેનું મરપાણું લેઇ જતી, અને મને ધુન્નવધુન્નવ કરતી ! તેમજ સીક બચ્ચાંઓની માવજતપર બી બધું મારેજ ધ્યાંન આપવું પડતું, એટલે મને આ એક કેવી સુખવાસી નોકરી હાથ લાગી ગઈ હતી તેનો ધીરજથી ખ્યાલ કરી શું વાંચનાર મારી દયા નહીં ખાશે ?

મીસ મેરાયા જીવની બી તેટલીજ ચીસ્તી હતી. તે અચ્છેર માંખણ પાંઉની ત્રીસ કાત્રીઓ ઉપર મને લગાડવા ફરમાવતી, અને

જાંણે જે ધરે તે હું મારી ગાંઠથી લગાડવાને બંધાએલી હોઉં તેમ તે કાત્રીઓપર પુરતું માંખણ ન હોવાનું ખેવકુફીભરેલું છોતું લેઇ તે મારાસે રોજ કજ્યો કરતી. વલી દુધમાં તે મારા પાસ ઉકાલેલાં પાણીનો ૫રજયાત ભેલ કરાવતી, અને દુધ બી પાંચ દોઢીએ સેર લેવાનો ઉકરો હતો, એટલે દુધવાલો પોતેજ સારી તહરાંથી પેહેલાં તો પાણી ઝોંકાવીને લાવતો ! એથી પરીણામ એ થતું કે દુધને બદલે ચા કાફી વીગેરેમાં પોરયાંઓને સમુલગાં પાણીનોજ ભેલ મલતો, અને ત્યારે હું દુધ પી જઈને પોરયાંઓને દુધ આપતી નથી એવો તે કાતરયાંની ઘસેલી દોસી મારા ઉપર આરોપ રજુ કરતી ! ગરીબ બચારાં તે કમનસીબ બચ્ચાંઓ ! એમ ખાધા પીધા વગર અરધી ભુખે ઉઠવાથી હંમેશ તેઓ કલકલતાં અને રડતાં, અને ત્યારે હું ઘણુંકરીને મારે ફાલેનો જે જુજબી ભાગ હોય તે તેમને આપી દેતી, અને પોતે કોરો અપવાસ કરતી. તે બુઠીની બધી મતલબ ઘરમાં ને ગાંઠે દોઢયાંનો ઉગાલો કરવાની માત્ર હતી, અને તેથી તે બેરેહુમને તે નાવારેસ ને તેના ધાટકી બસ પડેલાં તે નીરદોશ બચ્ચાંઓની જરા બી દયા આવતી નહીં. તે ગોસ્ત વટીક પુરૂં પકાવા દેતી નહી. *બેને છોકરાં ધરાઇને ખાએ તે ફીકરથી ગોસ્ત અધકચરૂં પાકેલું લાલ લોહી જેવુંજ ઉતારવાનો ને પીરસવાનો તેણીનો ખાસ હુકમ હતો, જેથી થતું એમ કે ખાનારાંઓને તે ગોસ્ત જોતાં સાથે ઉબક આવતી, અને તેઓ તે ખાતાં નહીં એટલે બીજે દીવસે પુરૂં પકાવીને પાછું તે ને તે ખાનાપર રજુ કરી શકાતું ! વલી જ્યારે સ્કુલનો કચરો કાઢવામાં આવતો, ત્યારે મીસ મેરાયાનો ખાસ હોકમ કે તેણીને બતાવ્યા વના તે કચરો બાહેર ફેંકી દેવો નહીં ! તે એ પ્રમાણે તેને ખાસ બતાવામાં આવતી કચરાની ટોપલી માંહેલી અનામત પેલો જાડી બકરા જેવી ફ્રેમનો પોતાનો મોટા કાચવાલો ચસમો ચઢાવી ધારી ધારી અને તપાસી તપાસીને જોતી, કે કદી તેમાં કાંઇ રદ ગયલાં ગોસ્તનાં બોટાં કે થોડાં ઘણાં માસ સાથનાં હાડકાં ટુકરાં કોઇએ કાઢી નાંખેલાં હોય તો પકડાઇ આવે !* એમ તે બચારાં બચ્ચાંઓના જીવ માટે તે વાંણુ કરતી—કે જયારે તે બચ્ચાંઓનાં લાગતાં વલગતાંઓમાં તો તે સાધુનો સાહયો પેહેડી સૌથી માયાલુ અને સૌથી સખી હોવા ને

દેખાવાનો અતી ફતેહમંદ દેખાવ કરી શકતી. એમ છતાં તે પોતે પોતાના જીવપર એટલી ફીદા હતી કે પોતાના ખાનગી ઓરડામાં છોકરાં ન જાંણે તેમ દાહાડામાં ત્રણ વાર તે તહરેવાર મીશતાન (પુડીંગ) સાથનાં સોહરમદાર ભોજન રોજ ધરાઈને ખાતી ! એવાં એ દોસાં મીસ મેરાયા હતાં ! પણ હવે તે બાહેરનાં લોકો સાથે કેમ વરતતી ને કેવી દેખાતી તેનો વાંચનારાઓને હું કાંઈક ખ્યાલ આપવા માગું છું :—

એક દાહડો મીસ મેરાયાએ મને પોતાના ડ્રાઈંગરૂમમાં બોલાવી મંગાવી. તે વખતે ત્યાં તે કોઈ બે કોલસા મડમો (પરંગનો) સાથે બેઠેલી હતી. એક બુઢી જેવી હતી તે તો છેકજ મસલોતાં જેવી હતી, કે જયારે બીજી એક વરસ ત્રીસેકની ઉંમરની હતી તે કંઈક "ઉંઘડતી" હતી.

"મીસ શીરીન," મીસ મેરાયા જાણે મારાપર કેવીક મેહેરબાંન હોય તેમ તેણે મને જોતાં કહ્યું, "જરા જા તો, દોડીને સોફી અને એરાબેલાને અહીં લાવ, પણ જો," તેણે હું જતી હતી તેમાં રોકીને મને કહયું, "તું આગમચથી તે લોકને કેહેતી ના કે તમારાં માએ મમાઈ આવેલાં છે; તે પ્યારાં બચ્ચાંઓને એકદમ અજબ કરીને, આપણે રાજી કરશું."

આ તેનાં સાધુપણા માટે હું ઘણી ફીટકાર નાંખતી ત્યાંથી જતી હતી તેટલાં તેણી બીજું "ને જો" કેહેતી મારા પછવાડે બા-રણાં વેર દોડી આવી, અને પછી ત્યાં પેલી બેઉ નહીં સાંભલે તેમ મારે કાંને લાગીને કહ્યું, "જો તે બેઉ મુવાં દુક્કરોને સોજાં કરીને કાંઇ સોજુંજ પેહડાવીને લાવજે, નહીં તો રાંડો બેઉ ફફડી મરશે."

તે પછી હું મીસ સોફી ને એરાબેલાને સોહોધતી માલ ઉપર ગઇ. ત્યાં એક ઓરડામાં તે બેઉ એક ખડયા સાથે રમતીઓ હતી, કેમકે બેઉની ઉમર આઠથી વધુ ન હતી, ને સહીમાં કલમ બોલી પોતાના હાથ પર "મઘરડાનાં" ચીત્રામણો દોરતી તેઓ બેઠી હતી ! તેમને સોજી કરવી ને સુતા સેદુતાંનોને જગાડવા સરખુંજ હતું. સાબુ લગાર લખલુત વાપડીને મેં તેમના હાથ મોં ધોયાં ત્યારે તે દુકતાંઓની અડ બોહોંસ અને કકલાત જોવા જોગ હતો. ભારી મુશકેલાઈએ તેમને સોજાં બનાવી હું નીચે લઈ, ગઈ અને ત્યારે મેં

કાંઇક અજાયબી સાથે જોયું કે મીસ મેરાયાએ ભારી દુલ્લું દીલ કરી સોફી ને એરાબેલાની મા મમાઇ આગલ કેકની એક પ્લેટ ને બ્રાંન્ડીની એક બાટલી મુકેલી હતી, અને તેની ત્યાં એક જયાફત જારી થઇ રહી હતી! તે બેઉ અબલાઓ દેખીતી અભણ, ઇત્તર અને "પીઠાંનાં ધરાક" હતાં. તેમની પાસે કાંઈ ચીચોરા માનમાન થયા હોય તેથી તેઓ જોઈને જીવ ફરી આવે તે ફીસમનો ઘેલો ગાંડો ભપકો કરી નીકલી હતી, પણ જેમાં "મોટાઇ"ની કાંઇ ખુદરત નહીં તેઓ મોટાં થવાં ને મોટાં દેખાવા ગમે એવા પછરા મારે, તોબી તેઓની જાત અને અભણ હાલત કાંઇ પકડાઈ આવ્યા વના રેહે?

સોફી અને એરાબેલા પોતાની મા મમાઇને આવેલી જોઈ ખુશી થઈ ગયાં, અને તે ખુશીના બાહારમાં તે લોકને મલવાની પરવાહ કીધા આગમચ કેકની પ્લેટને જઈને તેઓ મલ્યાં, કે જયાં જાંણે હરીફાઇમાં ઉતરયાં તેમ તે છોકરાંઓ અકેક કરતાં સરસ મોટા દબુસા ભરવા મંડયાં. હું જેવી તે છોકરીઓને સોજી કરીને હેઠે લઈ આવી કે ઓરડામાં દાખલ થતાં મીસ મેરાયાએ પોતાની ખુશી બતાવનારો એક દોકાંનો લેહેકો મને આપ્યો, એમ કે છોકરાં-ઓને સફાઈ સાથે રજુ કરવાની મારી હોસીયારી તે મેમ સાહેબને ગમી; પણ જયારે પોરયાંઓએ તો તેમની મા મમાઈને વાસ્તે તેણીએ છાતીપર પથ્થર મુકીને મંગાવેલાં કેકનોજ ધાંણ કાઢવા માંડયો ત્યારે તો જાંણે તેનો જીવ ફરી આવ્યો અને ડોલા નીકલી પડયા. એમ છતાં 'ગલે ગાંઠ ને મોંઢે દુચો' એટલે તેની ખુલ્લી મના તો તેનાથી કરી શકાઈ નહીં, વાસ્તે તેણીએ કહ્યું, "સોફી, એરાબેલા, એ શું ચેરાં? પેહલે માયજી મમાઈજીને તો મલો? કેક નો રોજ ખાવાનાં છ."

"તમે અમોને કેક કે દહાડે આપોછ જે?" નાહની એરા-બેલાએ નીરદોશ સાદાઈથી તેને મોઢાં પર જુઠી પાડી તેણીને એમ ખોટી ઉકમાઇ લેતાં અટકાવી.

"ને હું તો રોજ ભુખી રેહુંચ," તેની વડી બેહેને ફરયાદ રજુ કરી. "મારૂં પેટ નથી ભરાતું ત્યારે શીરીન મને પોતાનું ભોણુ ખવાડેચ."

મીસ મેરાયાને અહીં જોસથી થાંસો આવ્યો, પણ તેણીએ બચાવ શું કીધો તે હું જાણુતી નથી, કેમકે મને તરત તેણે ત્યાંથી

બાહાર જવાની અસારત આપી, અને તે બચ્ચાંઓને હવે તે માએ મમાઈએ પોતાની પાસે ખેંચી સઘલું બરાબર પુછવા માંડયું તે પેહેલાં તો હું ત્યાંથી જતી રહી. દેખીતી રીતે મીસ મેરાયા બીહીધી હતી કે કદીને તે બચ્ચાંઓનાં ભુખાં રેહેવા વીશે મને સવાલ થશે તો હું કદાચ ખરેખરૂં કહી દઇશ, અને ખચ્ચીત જો મને પુછયું હોત તો હું એ નોકરી કે પ-રીણામોની દરકાર કરયા વના જે ખરૂં હતું તેજ કહી દેતે! પણ પછીથી મીસ મેરાયાએ પાટયાં કેમ ગોઠવ્યાં, અને કેમ તે બેઉ જણીઓને રાજી કીધી તે હું જાણુતી નથી. તે બેમાં એક તો (મમાઇ) કમબખત વલી કાનની ઉંચી હતી, અને તેથી ત્યાં ઘણી ગમત થતી હતી—હું ત્યાં જે બે ચાર મીનીટ ઉભી હતી તેટલાં બી ઘણી ગમત થઈ હતી. "આંધલો કેહે ભીંત ને બેહેરો કેહે મસીદ" તેમ તે લોક વાત કરતાં એક ને તે બેહેરી સાંભલે બીજું, અને પછી ચીરડાઇ ચીંગવાઈને તે બેહેરીની દીકરી પોતાની માના કાનપર પડી મોટે બરારા પાડી પાડીને તેને ખરી સમજ આપતી.

અંતે થયું એમ કે અરધા કલાક પછી જ્યારે તે લોક જવા ઉઠયાં ત્યારે હું ડ્રાઇંગરૂમની પાસેના બાહેરના ઓરડામાં કાંઈ કામે રોકાયલી હતી માટે મેં જોયું કે કશો બગાડ થયોજ ન હોય તેમ તેઓ બધાં એકમેકસે ખુશીથી વાત કરતાં નીકલ્યાં—અને વધારે, તે બેઉ અબ-લાઓનું મોં "બેહેક બેહેક" થતું હતું. આ ઉપરથી અનુમાન કરવાનું મુશકેલ ન હતું કે તે છોકરાંઓએ મીસ મેરાયાને ત્યાં ભુખે મરવાની પોતાની મા મમાઈ આગલ રજુ કરેલી ફરયાદ તે દોસીએ તહરેવાર પાટયાં ગોઠવી તથા ઉંધું ચતું સમજાવી હવામાં ઉડારી મેલી હતી, અને જો તેમને ગુસ્સો લાગ્યો હોય તો તે ગુસ્સાના ઉતાર તરીકે તેણે તેઓને "ભારોભાર" બનાવી આપ્યાં હતાં; પણ તે મા મમાઈનાં જવા પછી તે ખરૂં કેહેનારાં બચ્ચાંઓના શું હાલ થયા તે વાંચનારને કેહેવું પડશે? જેવાં તેઓ દરવાજાની બાહેર ગયાં કે તે છોકરીઓને મીસ મેરાયાએ લોહી પડે તેવી એકેક છાપટ ને દાંત તુટી પડે એવા ઘાતકી તમાચાઓ મારસ્, અને પછી તેમનાં પાખડાં પકડી મારી ગમ ઘણુાજ ગુસ્સાથી ફેંકતાં કહ્યું, "દુકતાંઓમાં વ્હાલી ને કાંગલી થવા તું એ લોકોને તારૂં ભોંણું

ખવાડેચ બી ? જો ફરીથી એવા કાંઇ ઢોંગ કરતાં તપાસજે, નહીં તો પગારમાંથી એક અરધી બી આપ્યા વગર મારાં ઘરમાંથી હેઠે ઉતારશ, ને આ મુવાં બેઉ લુચ્છાં દુકતાંઓને આજે બીલકુલ ખાવાનું આપવાનું નથી. જો એ લોકને તેં કશું બી ખાવાનું આપ્યું તો હું તુંને પુછી લેવશ." એમ છતાં વાંચનારે ખાત્રી માનવી કે આ ઘાતકી હોકમ ને તેની સાથની મારે લગતી ધમકીઓની પરવાહ કીધા વના મેં તે કમનસીબ બચ્ચાંઓને હરૂસેથી જમાડયાં, ને ત્યારેજ તે બચારાંઓને પડેલી છાપટો ને તમાચાઓની કલ વલી.

---

## પ્રકરણ ૯૦ મું.

## મેહેમવાલાંનું કારજ.

એવી હાય વેલા અને સંકટના બીસ મેરાયાને ત્યાં બે મહીના ગબડી ગયા. એ અરસામાં મને મારા ભાઇ બેહેનાના સમાચારો સરેસ્તા પ્રમાણે મલ્યા જતા, અને મેહેમવાલાઓને ત્યાંના આગલ ને આગલ મલવા આવ્યા કરતાં હતાં. એમ કરતાં એક દીવસ મેરાયા કાંઇ કામસર બપોરથી બાહેર ગયલી હતી, ને હું બાહેર આગલા ખણુમાં કાંઈ સીવતી બેહેલી હતી, તેટલાં મેહેમવાલાંની ગાડી આવી. હંમેશ મેહેરબાઈજી એખલાંજ આવતાં હતાં પણ આજે તો તેઓની સાથે તેવણુના ભરથાર બેજનજી શેઠ બી હતા.

મેં તેઓને સરેસ્તાના હરખથી બારણાં વેર જઇ આવકાર દીધો, ને બુજોરગ બેજનજી શેઠે તુરત મને ચાંપીને સેકહેન્ડ કરતાં કહ્યું, "હું તમોને જોઈને ખરાં દીલથી ખુશી થયો, શીરીનબાઈ. જીવતાં રેહો."—અને પછી અમો સઘલાં અંદર આવી ગોઠવાયાં.

પણ મેં તુરત જોઇ લીધું કે બેજનજી શેઠનો ચેહેરો આજે ઘણો ગંભીર હતો. અને મહેરબાઈની આંખો બી રડેલી અને દેખાવ ઘણો ગમગીન હતો.

"દીકરી શીરીન," અંતે મેહેરબાઈએ ભરમ ખુલ્યો, "અમે તુંને આજે એક ઘણી જરૂરની વાત પુછવા આયાંચ, અને તે અમારા એકના એક દીકરા ખરસેદને વાસ્તે છે. તું અમારે ત્યાંથી આવી ને આવી તે છોકરો સુકાતો ચાલતોતો, અને કોણ જાણે બીતરે શું એક દુ:ખ હોય તેમ એવો તો એની માય લેવાઇ ગીયો

કે અમે જાણ્યે કે અમારા ભોગ ફરી વરયા. પછી અંતે મનાવતાં મનાવતાં એણે માન્યુંચ કે એ તુંને પોતાની ધણ્યાંણી બનાવાની ઉમેદમાં ઉતો, ને તેં એને ના કહ્યું."

"હા શીરીન," આ અચબુચ રજુ થયલી વાતથી ઉપજેલા સ્વભાવીક ગભરાતમાંથી ખલાસી પામી હું કશોબી જવાબ આપી શકું તે આગમચ બેજનજી શેઠે કહ્યું, "અને ત્યારેજ અમે સમજી શકયાં કે એટલી દોડાદોડીથી એવા ટુંકા પગારની નોકરી વટીક કબુલ કરી દઈ અમુને છોડી જવાની તારી મતલબ શું હતી. છોકરી," તેઓએ ઘણી ગંભીરતાથી વધારયું, "હું તારી ચાલ પર ફીદા છેઉં. અમે જેમ જેમ તુંને વધારે પીછાણ્યેચ તેમ તેમ તારી રૂડી ચાલની એકથી એક હજાર ખુબીઓ અમારી આંખ આગલ હાજર થાય છે, અને ત્યારે મારો ખરસેદ તારાપર ઘેલો થયોચ તેમાં હું અજબ થતો નથી."

"એ દીકરાનાં જીવવા પર તો અમે બધી આસાની પાર બાંધેલી છે," બચારાં મેહેરબાઇએ રડી દેતાં કહ્યું, "ને તેથી એની માએને અધમુએલા જેવો જોઈને અમારા જીવ ઉડી જાએચ. તે ઉતો તેનો અરધો બી નથી ને સુકાઈ સોહરઇને દાંડા જેવો થઇ ગીયોચ. ગઈ કાલે કંઈ કંઈ મુસીબતે અમુને બધું એણે કહ્યું, વાસ્તે કેહેની દીકરી તું ખરેખર કેઠે અદરઈ ચુકેલી છે કે અમારી ને તારી હાલતના તફાવતના વીચારથી તેં એ બાંહાણું કાહારયુંચ?"

"એ તફાવતનો જો તેં વીચાર કીધો હોય, શીરીન," બુઢા બેજનજી શેઠે કહ્યું, "તો ખચ્ચીત તારી ભુલ છે. "હું દરજજો પઈસાના હેરફેરમાં સમજતો નથી. હું તો એમ સમજુંચ કે અમારા વડવાઓનાં પુણ્ય આરે આવે, ને અમારાં મોટાં ભાયગ હોય તોજ અમુને તારા જેવી એક ગુણવંતી ને ઘેર શોભત વહુ મલે. વાસ્તે વીચાર કરીને તું અમુને હા કેહે, ને હમણાંજ હું તુંને વાજતે ગાજતે સદાસુધીની મારે ઘેર લઈ જાઉં."

બેજનજી અને મેહેરબાઈ મનની ઉસકેરાયલી હાલત વચ્ચે અકેકની ઉપર એટલાં જોસથી અને એટલી ઉતાવલથી બોલ્યાં જતાં હતાં, કે તેમને રોકીને મારો જવાબ આપી દેવાની મારી મરજી ને મતલબ છતાં હું તેમ કરી શકી નહીં. અંતે તેઓ ચુપ થયાં

તે પેહેલી તક હાથ કરી લેઇ મેં મારો જવાબ આપી દીધો. એ જવાબ આપતાં મને જીવનેજ પુછવું પડયું, કેમકે જેઓ માબાપ જેવાંજ મારાપર મેહેરબાંન હતાં તેમને એવી એક જીવસતોસત ગંભીર બાબતમાં નાઉમેદ કરવાનું ખચ્ચીત ઘણું ઘાતકી હતું. એમ છતાં પાક ખુદાને બાર મારા રૂસતમને આપેલો મારો પવીત્ર કોલ હું કેમ વીસારી મેલું ? એટલા વાસ્તે મેં આંસુ ભરી આંખો અને ગદગદતા કંઠે સઘલી ખરી બીના તેઓને વીગત સાથ સમજાવીને કહી, અને ત્યારે નાઉમેદીના અફસોસ સાથે બેજનજી શેઠે પોતાની જાંગપર એક છાપત મારીને અધીરાઇથી ઉભા થતાં કહ્યું, "ત્યારે એ છોકરાને બચવાની હવે હું આશા રાખતો નથી."

મેહેરબાઈ એ સાંભલતાં ધસાંધસ રડવા લાગ્યાં, ને તેમને જોઇ મારાથી બી રડવા વના રેહેવાયું નહીં. મેં તેઓનાં ગલાં આસપાસ હાથ નાંખી તેમને અતી ઘણો સધ્યારો આપ્યો, પણ હું પોતે બી મુસકેલાઈએજ બોલી શકતી હતી ! અંતે જ્યારે તે બંને ભલાં ધણી ધણીઆણીએ મારી રજા લીધી ત્યારે જતાં જતાં મને ફરી અને ફરીથી ખાત્રી આપી કે "તારે દીલમાં જરાબી ઓછું લાવવાનું નથી કેમકે જે થાયચ ને જે થશે તે અમારાં નસીબે થશે, ને એમાં તારો જરામાંથી જરાબી વાંક નથી. ઓર એ બનાવ તો તારી લાયકી ને સચ્ચાઇની એક પરીક્ષા કરાવેચ, ને તારે વાસ્તેનું અમારૂં રૂડું મત વધીને એથી બેવરૂં થાયચ."

તેમનાં જવા પછી એ બધા બનાવો વીશે મેં એકાંતમાં પુખ્ત વીચાર કીધો, ને મને લાગ્યું કે મેહેમવાલાઓની હદમાં રેહેવામાં બી હવે તો જોખમ હતો. હયાં રેહેતાં અવાર અચુક બી મને ખરસેદ સાથે કોઇ દીવસ મલવાનું થઈ જશે, ત્યારે તે મુલાકાત ઘણીજ દુ:ખભરી થઇ લાગશે. વલી તે ઉપરાંત મને ગંભીર ભય હતો કે જો ખરસેદ એવી ઘેલી ગાંડી હદ સુધી મારાપર દીલ લગાડી બેસશે તો એમ ને એમ પુરો બી થઈ જશે, ને તે બધા વીચારોના સબબે અંતે મેં એમજ નક્કી કીધું કે મીસ મેરાયાની નોકરી મુકી કોઇ દુરના જીલ્લામાં જતું રેહેવું. વલી એ નોકરી તજી જવાનો એજ સબબ હતો એમ નહીં. મીસ મેરાયાનાં કંગાલ ખાતાં તરફ મારો પુરો અભાવ થયો હતો, અને હવે તેથી ત્યાં વધુ રેહેવાને મારૂં દીલ ચાલતું ન

હતું. એટલામાટે બીજે દીને મારો મહીનો પુરો થયલો હોવાથી જ્યારે બીજી વાર મને પેલો કંગાલ - ભીખારી પગાર લેવા તેણીએ પોતાની પાસે બોલાવી, ત્યારે પગાર લીધા બાદ એક બીજો મહીનો ભરીને તેની નોકરીમાંથી જતી રેહેવાની મેં તેને કાયદા પ્રમાણે "નોટીસ" આપી.

તે મારો ઠડાવ સાંભલતાં તે અબલા ભાભરા ભુતનીજ પેરે છેરાઈ, અને મને તહરેવાર નઠ્ઠસ ગાલ ગલોચ ને ઠપકાની તાણા-જાંણીથી ધોઇ કાઢી. તેના મેં તેને લાયક જવાબો આપ્યા. જોકે તેની આ અઘટીટ તાણાજાણીથી મને ગુસ્સો તો ઘણો આવ્યો, પણ તે હું તામોસ કરી ગઇ, અને પછી હું તેણીની એ ધમકીઓ ને ગાલગલોચથી ડરી ન ગઈ વાસ્તે તેણે મને પટાવીને ત્યાંજ રેહેવાના સબકો આપ્યા.

એ બધાંનો સબબ મારાથી અજાણ્યો ન હતો. તેને ત્યાં જે ગધઇ વૈતરૂં હું તે ભીખારી પગારમાં કરતી હતી તે મુજબ બીજું કોઇ નોકર આદમી કરે નહીં એ જેમ હું જાણુતી હતી તેમજ મારી શેઠાંણી બી સમજતી હતી, અને તેથીજ તે મને ખોહી દેવાને એ-ટલી બધી નારાજ હતી. અંતે એ સવાલ કશોબી ફડચો થયા વીના તે દીને તો ઠબ પડયો, પણ જેમ હું તે ખાતાંમાં વધતી રેહી તેમ હું તે જગ્યા ને તે નોકરી વધુ ધીક્કારતાંજ શીખી, કેમકે ઉપર વરણવેલાં મીસ મેરાયાનાં બેસુમાર નીચપણાં ઉપરાંત કાંઇ ને કાંઈ નવું તેણીને વીશે મારાં મનમાં વધુ ને વધુ હલકું મત પેદા કરવાને મને મલી આવતુંજ ગયું. દાખલા તરીકે તે પેન, સુખડપેન, કવીલ પેન વીગેરે લખવાનો અસબાબ ફેરયાઓ પાસે જથ્થામાં ઘણોજ સસ્તામાં પડાવી લેતી, ને પછી બચારાં છોકરાંઓને તે પુરે ભાવે ખરીદવાને ખાશ ફરજ પાડતી ! વલી કોઇ કોઇ માસ્તરોને ઉશ્કેરી સમજાવીને તે પોતાનું વરસ કે સ્કુલ સ્થાપવાનું વરસ ઉગડાવતી, અને એ અને એવાં બાહાંણાંઓથી તે છોકરાંઓ ને તેમનાં માબાપને નીચવી લેતી. જો સ્કુલની બારીનો એકાદ કાચ ભાગતો ને તે નવો નાખવાને તેને આંનો દોઢ આંનો બેસતો, તો તેણી "તમારી છોકરીએ કાચ ભાંજ્યો તેનો અરધોજ ખરચ એક આનો" એમ દરેક છોકરીનાં બીલમાં નાંખી એક ખાસ્સી રકમ પેદા કરી નાંખતી, ને જો છોકરાં આ શરમભરેલી ગલત ચાલની સાંખે થતાં તો વલી સેકાઈ જતાં !

# પ્રકરણ ૯૧ મું.

## એક મુલાકાત.

એ બધાં કારણોથી મીસ મેરાયાની નોકરી તજી જવાને હું ઠરાવ સાથે તઈયાર થઇ, પણ તેવામાં મેં ઉપર મુજબ નોટીસ આપ્યા પછીથી મને મેહેમવાલાંઓને ત્યાંથી અચબુચ એક ચીઠી આવી, જેણે વલી મને નવાંજ વમાસણમાં ઉતારી. તે ચીઠી નીચે મુજબ હતી :—

"મારી પ્યારી દીકરી શીરીન,

"તું જાણીને ખચ્ચીત દલગીર થશે કે મારા જી ભરાયા ખરસેદની તંદરોસ્તી વધતી ને વધતી બગડતી ચાલેચ, ને ડાકટરે. તેથી અમુને સુરત નસારી તરફ હવા ખાવા જવા તાકીદ ફરમાવીચ-એટલાવાસ્તે આજેજ રાતની મેલમાં અમારૂં અહીંથી જતાં રેહેવાનું અચબુચ ઉઠી ઉભું થયુંચ, ને તેની બધી ગોઠવણ કરવાની છે તેથી તુંને મલવા અવાયું નહી તે માફ કરજે. ખોદા કરશે તો માય મરે ખરસેદને એ હવાના ફેરફારથી સારૂંજ થશે. તેણે તુંને ઘણી ઘણી દુવા લખાવી છે. મારા એજનજીએ બી તુંને દુવા લખાવીચ ને કહ્યુંચ કે આએ અંદર જે બીડી મોકલ્યેચ તે જરાબી ગુસ્સો કીધા વગર કબુલ રાખજે. તુંને ગરજની વખતે કામ આવે કરીનેજ મોકલેલી છે. અમે અહીંથી પેહેલાં ઉડવારે આતસબેહેરામ સાહેબને પગે પરવા જવાનાં છઈએ ને તાંહાંથી બીલીમોરે જઈશું. અમે જાંહાં જશું તાંહાંથી તારાપર લખ્યા કરશું, ને તુંબી અમુને યાદ કરીને લખ્યા કરજે, ને તારાં સરનામાં જો ફેરબદલ થાય તો તે અમુને જણાવ્યા કરજે.

લા૦ મેહેરબાઈ."

આ કાગલ વાંચી હું દુસકે દુસકે રડી. કેવાં મેહેરબાંન ને મોહબતવંતા ખવાસનાં આસામીઓની દોસ્તી મેલવવા હું ભાગ્યશાલી થઈ હતી તે ખ્યાલ ને તેમનાજ બેટાની માંદગી મારે લીધે પેદા પડી હતી તે વીચાર સાથ તેઓની આ જુદાઈના નહી ધારેલા બનાવે મને જારજાર રડાવી. તે ચીઠી સાથે એક રૂ૧૦૦ની નોટ બીડેલી હતી, અને તે મેં ઘણાં માન સાથ કબુલ રાખી ઉંચી કીધી; તે પછી હું પોતે તો ખરસેદના સબબે તે લોકોને મલવા

જઇ શકીજ નહીં, વાસ્તે મેં એક લાયક જવાબ લખી• તેઓપર તુરત મોકલી આપ્યો.

પણ એ રીતે મીસ મેરાયાની નોકરી તજી જવાને એક વાર નોટીસ આપી રહયા પછી આ ચીઠી આવી તેથી થયું એમ કે હવે ત્યાં રેહેવું કે જવું તે મારી મુશકેલી થઈ પડી. પણ હવે ઘણું મોડું થયું હતું. હવે જો હું મીસીસ મેરાયાને મનાવા જાઉં તો તે છાપરાં ઉપર ચઢી બેસે એમ હતું, અને તેથી હવે શું થાય છે તેજ જોયા કરવાના અને થાય તે થવા દેવાના છેલ્લા ઠડાવ સાથે હું તુરત વેલા ખામોશ રહી. ત્યાર પછી થોડાક દીવસો વીટયા બાદ એક દીને હું સીવતી બેઠેલી હતી, તેટલાં અમારે ત્યાંના એક નોકરે આવી મારા હાથમાં એક કાગલની કાપલી મુકી. તેમાં બે આસામીઓનાં નામ નીચે મુજબ હતાં :—

"ખાનબાહાદુર બરજોરજી બાપુજી ચામાચેન," "ખાનસાહેબ ખરસેદજી કાવસજી ખરીઆખાઉ."

એ નામો વાંચી હું હેરત રહી. આ કોઈ બે મોટાં માણુસો મને મલવા આવેલાં હતાં અને એક કારડ તરીકે ઉપલી કાપલી મને મોકલેલી હતી, પણ મારી અજાએબી એ હતી કે તેઓ ખાનસાહેબ ને ખાનબાહાદુર છતાં તેમનાં પાસ તેમના નામના છાપેલા કારડો નહીં હતા કે વાંકાચુકા પડેરા જેવા એબલગામણા દસકતે છેકછાક• સાથે મારી ઉપર હાથે નામો લખીને મોકલ્યાં હતાં ? વલી તેઓને હું મુતલગ ઓલખતી ન હતી માટે તેઓ મનેજ મલવા આવ્યા હોય એ વાત મેં માનવા ના પાડી. એવાં મોટાં માણુસો મને શા માટે મલવા આવે ? પણ જયારે મને તે નોકરે બજીદ થઇને કહ્યું કે તેઓ મનેજ મલવા આવ્યા હતા, ને બરાબર મારેજ વાસ્તે આવતાંની સાથે પુછયું હતું, ત્યારે હું આનાકાની સાથે કાંઈક શંકાશીલ તેઓ હતા તે ઓરડા તરફ ગઈ.

તે ઓરડાનું બારણું અલગું બંધ હતું તે ઉઘાડી હું અંદર જવા કરતી હતી તેટલાં મેં જે અંદર બોલાતું સાંભલ્યું તેથી હું અજાયબીમાં દંગ થઇ બાહેર ખાંમોસ ઉભી રહી ગઇ ! "બેટા સોહોરાબ," અંદર કોઈ રડવા જેવો સાહાદ કાઢી બોલતું હતું, "તારી માદર તેહેમીનાના ઓ એકના એક સપુત, તું મારે હાથે મુવો તે કરતાં

તેં મને ક્યાંય નહીં મારી નાંખ્યો કે હપતેકેશવરમાં કબી નહી બનેલો ને નહીં સાંભરેલા એ બનાવથી આ ધરતી ધ્રુજતે નહીં." વલી આ કાંઈ ઘેલાંગાંડાંના જવાબમાં તે બીજો બોલતો, "રે પીદર, હવે ગમ મોકુફ કર, કેમકે તારા આંસુંઓનો અતરે દરયાવ થયો, વાસતે હવે મને મરતો અટકાવ ના."—અને આ છેલ્લો સાહાદ મેં ઘણા ગભરાત વચ્ચે તુરત ઓલખ્યો કે તે તો મારા કમબખત ભમાતુ ભાઈ ખસરૂનો હતો !

ત્યારે દેખીતી રીતે હવે એ અભાગ્યો નાટકમાં રહેલો હતો ! હવે મને સમજ પડી કે તે કોઇને લઇને મને મલવા આવ્યો, અને યાતો હાથે કરીને જુઠાં ને કોઈ ભલતાંજ નામ મને મોકલ્યાં હોય, અથવા તો કોઈ કોઈ નાટકવાલાઓમાં એક જાતનું એવું ચકાસાપણું હોય છે કે જે ભાગ તેઓ એકાદ નાટકમાં ભજવતા હોય તે માંહેલાં પાત્રનું નામ પોતાનાં ખાનગી નામો તરીકે બી લઈ દોડવું, તેમ આ ભપકાવાલાં ત્રાહીત નામો મારીપર મોકલ્યાં હોય. વલી આ બી અનુમાન હવે ત્યારે ઘણું સેહેલ હતું કે તેની કુંપની રુસતમનો પાર્ટ કરવાનો હોશે, અને તેઓ હું તેમના આગલ જઇ મોંહોંચું તેટલાં બી પોતાનો વખત ફોકટ નહી ગુમાવાના સુઝયાણા હેતુથી હમણાં અહીંઓ "રીહીઅરસલ" કરવા પડેલા હતા !

---

## પ્રકરણ ૯૨ મું

### નાટકવાલાઓ.

એ બધું સમજવાનું એટલું બધું સેહેલ હતું કે હું તેમને જોયા ને મલ્યા વના પેહેલી હરોલમાંજ એ બધાં અનુમાનોપર આવી ગઇ તેમાં વાંચનારે અજાએબ થવાનું નથી. તે અનુમાનો ખરાં હતાં એમ મારી ખાત્રી કરવાને વાસ્તે ફકત બારણું ઉઘાડીને અંદર જવાનીજ ખોટી હતી. બીજીજ પલે હું અંદર ગઈ, અને લાંબે વખતે મારા વડા ભાઇને જોઇ હું તેની સર્વ ખરાબ ચાલ હરખનાં જોસમાં તુરત વેલા વીસેરી ગઇ, અને દોડી જઈને તેને ભેટી. પણ મારી સાથની મુલાકાતમાં તે પોતે એટલો ઉલટભેર હતો નહીં. તે કાંઇ તેવીજ મોહબતથી મને મલ્યો નહીં, અને જલદીજ મારી ગોદમાંથી

છુટો થતાં મને જોઇને કહ્યું, "વાહ, શીરીન, તું કેવી સરસ થઇ દેખુ! હવે તો તું મોટી બઇરીજ થઇ ગેઇચ.—પણ અહીં જો, આએ મારી સાથે તુંને મલવા આયાચ કેની તે ખાનબાહાદુર બરજોરજી બાપુજી ચામાચેન છે."—અને તે પાસેની એક ઇજીચેરપર ખુબ હસતો હસતો લાંબો થઈ પડયો.

હવે ખસરૂએ જે સખસને મને ઓલખાવી આપ્યો હતો તેના ભણી મેં જોયું. તે એક બાવા ભાખરા જેવો આંગે ભરાયલો પારસી હતો, પણ તેની ઢપ, તેની અદા, તેનો પોસાક સર્વ સાહદત આપતું હતું કે તે નાટકવાલો હતો.

તેઓ બેઉ પોસાકમાં અતી ઘણા હાલહવાલ હતા. તેમની કીસમના કંગાલ નાટકીઓ જે અવદશા સાથે હંમેશ દીઠામાં આવે છે તેજ આ બેઉનો હાલ હતો. "મીયા માદાને તંગડી ઉંચી" તેમ દગલાને પાધરાં બટન ન હતાં-બટન જોઈએ ત્યાં ટાંચણીઓથી કામ ચાલતું હતું-અને તોબી દગલા ત્યારે તો બેઉના મખમલના હતા! મખમલ તો ખરીજ, પણ વાંચનાર પુછશે કે કેવી મખમલ? એવી કે મેલના સબબે જેની જાતભાત વતીક દુબી ગઈ હતી, અને ટાંકેટાંકા ઘસી રહયા હતા! વલી કપ કોલરપર બી મારો તો હતો, પણ તેજ કફ કાલર છેલ્લા આખા મહીનાથી તેઓ વગર ધોવાડવે બેઉ પેહેરતા આવ્યા હોય એમ માનવા જોગ ભાસતું હતું! તેમનાં બુટનાં બી ઠેકાણું ન હતાં, પણ હાથમાં ચલચલ થતી વીટીઓ હતી! વાંચનારને કેહેવું પડવાનું છે કે તે ખોટી (કાચના ટુકડાઓ બેસાડેલી) વીટી હતી? જે રાતરે નાટકમાં પેહેડીને તેઓ દેખતાંને આંધલાં ઠડાવતા હતા તેજ વગર હયાએ દીસના બી તેઓ લટકાવી નીકલ્યા હતા!

મારો ભાઈ હતો તે કરતાં વધુ ઉંચો થયો હતો, પણ તેમ વલી હતો તે કરતાં આંગમાં ત્રણ ઘણો સુકાઈ ગયો હતો, અને તેથી તેનાં લંબુસ પાતલાં આંગ સાથ જરાબી શોભતો ન હતો. વલી તેને કોઈએ ભખી અથવા સોહોરી ખાધો હોય તેમ તેનું મોં લેવાયલું લુટાયલું જણાતું હતું. તેની આંખમાં ખાડા પડયા હતા, અને ગાલનાં ઉપલાં હાડકાં ઉપસી આવ્યાં હતાં.—સામટી રીતે તે ઉજાગરાઓ સાથની અનીતીમાન જીંદગીથી આવી ભર જવાનીમાં

ઘરડા દોસા જેવો જોવામાં આવતો હતો, અને તે જોતાં મારૂં જીગર બલીને ખાખ રાખ થઇ ગયું.

"હેં શીરા," ઉપર કહેલી 'સરવે' મેં ઉતાવલી નજરથી કરી લીધી તે હરોલમાં ખસરૂ જે ઇજીચેરપર તે લાંબો થઈ પડગો હતો તેપર પગ પોહોલા કરી મને હસતાં હસતાં પુછવા લાગ્યો, "મકુંજે અમારા કાડે તુંને મલ્યા ત્યારે અમો બેઉનાં ભપકાભરેલાં નામ વાંચી તેં શું ધારયું, હેં? તું તો બીહીધી હોશે, નહીં? કેમ બોલ્યા નહી બરજોરજીબા?"

"બાઇ શીરીનબાઇ," તે કોઈ બરજોરજીબાએ ખસરૂનાં બોલવા પર ધ્યાન આપ્યા વના હવે નાટકનેજ બરની ગંભીરતાથી કહ્યું, "તમારી મુલાકાતનું સેવકને માન મલવાથી સેવક સરફરાજ થયો."—અને હયાં તે ઉભો થઇને વલી નાટકની અદાથી નમ્યો.—"જે જાણીતી 'ફાકલંડ રોડ નાટક મંડલી' નામની મુંબઈમાં મચેલી નાટક કુંપનીમાં તમારા આએ નેક બેરાદર એક ચીફ મેલ એકટર છે તે આખા કુંપનીનો તમારો સેવક એખલો માલેક છે."—અને વલી અહીં તે એક બીજી વાર નમ્યો—"મારી કુંપનીને વાસ્તે મેં રંગારી મોહલ્લાનું હીએટર ત્રણ મહીનાની મુદતે માંથે રાખેલું છે. ટીકીટોના ભાવ બધા કીફાયત રાખ્યા છે. વર્ગ પેહેલો રીઝરવ પાંચ આના, અનરીઝરવ ચાર આના, વર્ગ બીજો ત્રણ આના, ગ્યાલરી બે આના ને પીટનો આનો એક."

"એ તમારૂં નરયું કેમ ખીસી ગયુંચ, બરજોરજીબા!" હવે ખસરૂએ ખુબ હસતાં ઠપકો આપ્યો. "મારી બેહેન સાથે પેહેલાં મુરતમાં મલતાં ગામ ગપાતાની વાત કરવાને બદલે ટીકીટોના ભાવ સુધ્ધાં બધું આખું નાટકનું હેંડબીલ શાંનુ બોલી જાઓચ?"

"અરે હા, હું ભુલ્યો. હું માફ માંગુંચ બાનુ," અને વલી તે કાતરયાંનો ઘસેલો 'બરજોરજીબા' માથું વાંકુ કરી મને નમ્યો.—"નાટકની નામીચી લાઈનમાં તમારો સેવક એવો ચકચુર લાહેર થયોછ કે ખાતાં પીતાં ઉઠતાં બેસતાં ને છેલ્લે અંતે વાત કરતાં કરતાંબી મારાં મગજમાં તેના તેજ વીચારો ભમ્યા કરેચ! તેજ સબબથી અમે સોહોરાબ રૂસતમનો જે નવો નાટક આવતે આત-

વારે પહેલી વખત રજુ કરનાર છઈએ તેના છેલ્લા સીનના છેલ્લા ભાગનું લગરીક રીહીઅરસલ હમના તમોને અહીં આવતાં વાર લાગો તેટલાં અમે કરી લીધું. દરવાજો ૭ કલાકે ઉઘાડી ખેલ બરાબર ૧૦ કલાકે શરૂ થશે."

હવે મેં જોયું કે આ કોઈ "બરજોરજીબા" નું ખસર કેહેતો હતો તેમ ખરેખર નરચુંજ ખીસેલું હતું! તે કમબખ્ત દરેક જાતની વાતચીતમાં હેંડબીલની કંઈ ને કંઈ વીગત ઘુસાડતો ને ઘુસાડતોજ!

"તાલીમ બી તમારો સેવકજ એકટરોને આપેચ," મને તેનાં ચગડોલપણાંથી કંઇક અજાએબીમાં એકાદ પલ ચુપ ઉભેલી જોઇ તુરત તેણે પાછું હાંક્યું. "માતીદા ને બઇરાં સુધ્ધાં સેવકને ત્યાં બધા મલીને નવ તો ખેલાડીઓ છે, જેમાં ચાર પગારદારછે, ને ચીફ ખેલાડીને સેવક છેક રૂપીઆ નવ સુધીનો તો પગાર આપેચ. બાકીનાઓને નાટક દીઠ પાવલી રોકરી મલેચ. "ઇંદર સભા," "હવાઈ મીજલીસ," અને એવા એવા બીજા પરીપરાના સેવકને તાંહાંના નાટક ઘણા વખણાયલા છે."—અને વલી તે નમ્યો.

તેણે પોતાની સુફ્યાંણી કુંપનીની એ મુજબ જે મને વીગતો આપી તે મેં વધતી ઓછી ધીરજથી દોકું હલાવી હલાવીને સાંભલ્યા કીધી તે એટલાજ માટે કે કેટલી હદ સુધીની એક હલકી કુંપનીમાં મારો ખસરૂ રેહેવા પાંમ્યો હતો તે મને જાણવા અને ખ્યાલ કરવા બની આવે, અને વાંચનાર મને એકમત થશે કે મુંબઇમાં ભીખારી લોકોની આવકથી જે એકાદ બે ભીખારી કંપનીઓ હમણાં આજે બી નીભે છે તે માંહેલી આએ કોઈ સઉથી ભીખારી કુંપની હતી! હું કાંઇ નાટકમાં હંમેશની જનારી ન હતી—મને કોણ લઇ જાય?— પણ મારા છેલ્લા શેઠ હીજી શેઠખાનદાંનને ત્યાંથી હુ અવારનવાર ઈંગ્રેજી ગુજરાતી નાટકોમાં મારી બાઇ સાથે જઇ આવેલી હતી, અને તેથી સારા અને નરસા નાટકો વચ્ચેનો તફાવત પીછાંણી તે વીશે મારૂં મત બી બાંધી શકી હતી. તેજ મત મારૂં આજે બી છે કે નાટક પોતે નીચ નથી, પણ તેના આ "બરજોરજી"ની કીસમના લઈ નાઠેલા અભણુ કરનારાઓ નીચ અને દલદર હોવાને સબબેજ એ શ્રેષ્ઠ કામને એબ અને હીપણુસ્તી પોંહોંચેલી છે. એ હોનર ખીલવવા જોગ છે, ને તેની આબરૂમાં અને તેની અવસ્ય નીતીમાં

લોકોને ગુમત સાથ જ્ઞાન આપવાને તેના જેવું સાંધણ એક બી નથી, પણ 'સુંઠને ગાંઠયે ગાંધી' થઈ નીકલનારા અભણ નાટકીઓની દયા હેઠલ એ કામ નાશ પાંમ્યું જાય છે, અને તેથી તેને ખીલવનારા લાયક આસામીઓને ખસતું રેહેવું પડે છે.

પણ એમ 'બરજોરજીબા'ની એ સુકૃયાંણી કુંપની વીશે એક વાર એ રીતે મેં મત બાંધી લીધા પછી મારી અજાએબી એ હતી કે તેઓ શું મતલબથી મને મલવા આવ્યા હતા? આ મુલાકાતમાં કશી બી મતલબ હતી એ તો દીસ્તુંજ હતું, સબબ ખસરૂ મારી તરફના પ્યાર ને માનનો મારેલો મને મલવા આવે એ અનુમાન તો એક ઘડી બી સ્વીકારવા જોગ હતું નહીં.

"પણ આઇ સં બરજોરજીબા," હવે મારી મતલબ ખસરૂ પામી ગયો ગયો હોએ તેમ તેણે કહ્યું, "આપુને અહીં આયાને અરધો કલાક થયો, ને તે તો તમે જુઠાં તાહેલ્લામાંજ ગુમાવી દીધો. હવે જે મકસદને સર આપરે મારી શીરા પાસ આયાચ તે કેહે-વીચ કે નહી?"

"બેશક, બેશક," બરજોરજીબાએ નાટકની ઢપે મુંડી હલાવી 'બેશક' કીધું.—"પણ દોસ્ત ખરશેદ, તમેજ એ નેકજાદ બાંનુંને તે આપરી મતલબ સમજાવી દેઓ તો કેમ?"

"હો," ખસરૂએ કહ્યું, "તેમાં શું મુન્જાકો છે! ત્યારે અસલ વાત એમ છે શીરા"–તેણે ભેદ ખોલી હવે બોલવા માડયું—"કે અ-મારી કુંપનીને એક ઘણી અચ્છી 'એક્ટ્રેસ' (સ્ત્રી ખેલાડી) ની જરૂર છે. એમ તો મુછ બોરાવેલા લધાગધા જેવા લઠ પોરાયાઓ બઇરી કાંહાં નથી થતા જે! પણ અમારે તાહાંનાં ઓડીઅંસને બઈરાંના પાર્ટ બઇરાંજ બજાવે તે જેવું ગમેચ તેવું ઉખરા જેવા બાયલા માતીદા બઈરાં થઈને હાજર થાએચ તે ગમતું નથી. એ સબબને લીધે હમણાં બી અમારે તાહાં બઇરાં તો છે, કેમકે જે દાહારે અમારે તાહાં જમાલ બકાવલી થાયચ ને બધાને મજાહ પરેચ તે કરતાં જમીલા બેગમ બકાવલી થઇને નીકરેચ કેની તે દાહારે લોકો બી વધારે આવેચ, ને અમુને બી મજાહ વધતી પરેચ."

"વારૂં, પણ એ બધું તાહેલું કહીને તું મને હવે કેહેવા શું માંગેચ?" મારો ભાઈ કેટલી હદ સુધી નીચપણાંમાં ગબડી

ગયો હતો તે વિશેના તેનાં એ તાહેલાંથી નીપજેલા ખ્યાલના ત્રાસથીજ કમકમીને મેં પ્રગટ ગુસ્સાથી પુછ્યું.

"અરે એટલુંજ રે," મારા ભાઇએ મારા ગુસ્સાથી કંઇક બીહીધો હોય તેમ, તોબી થવાએ એટલું નક્ટ થતાં બેપરવાહીથી કહ્યું, "મકુંજે એટલુંજ કે આએ પોરયાં તોરયાં રમારવાની નજીસ ચાકરીનું ગધઈ વૈતરૂં કરયા કરવા કરતાં જો તમે અમારી સાથે—"

"ખસરૂ," મેં આ તેની અતી દલદર દરખાસ્તથી વીંધઇને લગભગ ચીસ પાડી કહ્યું, "તુંને થયુંચ શું? યાતો તું તદન દુ-ન્યાથી ઉખરી વીખરીને રદ થઈ ગીયોચ, કે નહીં તો તું મજ-ખથી તદન મેટ થઇ ગીયોચ!"—અને તેની હાલતનો વીચાર કરતાં મારાથી તેજ પલે રડયા વના રેહેવાયું નહીં!

"લે ચાલ, ધોવાયું! જોયું કેની બરજોરજીબા," તેણે મને રડતી જોઈ કહ્યું, "મેં તમુને પેહેલે ઘરથી ના કહ્યું પણ તમે મારૂં માન્યું નહી, તો હવે તમારી ખાત્રી થઇ? એ મારી બેહેનને મેં સારી પેઠે ઓરખી લીધેલી છે. અરે એ તો છીંકતાં દંડે તેવી બેહેન છે!"

"બાઇ સાહેબ," હવે બરજોરજીબા વચ્ચે હોમાયા, "એમાં બુરૂં શું છે? હું કબુલ કરૂંચ કે આપરાં પારસીનાં બઇરાંઓ હજુર ઈસ્ટેજપર નથી નીકરયાં, પણ તેથી શું થયું? તમે એ શુભ પેહેલ કાહારો?"

"અરે હીચકારા કુતરા," મેં મારા ખસરૂ તરપ ફરીને કહ્યું, "તારી બેહેનને ઓછી નીતીનાં આદમીઓ સાથે ભેલાવાની નીચ 'આફ્ર' કરતાં ને કરાવતાં તું જરાબી શરમાતો નથી? ઓર તારે તો એવું કોઇ બુરૂં બોલે તેની જબાં ખેંચી કાઢવી જોઇએ."

"પણ એમાં બુરૂં છે શું જે તેની વાત?" નફ્ત ખસરૂ હજી બજીદ થયો. "તમે આવો તો તમે જે પેલા દીનસાહને ફાંસી જતો બચાવ્યો તેનોજ હું પોતે એક નાટક રચું, ને તેમાંજ તમે ચીફ પારટ કરો, ને પછી જોવ કે લોક કેમ આવેચ! આએ અહીં ભીખારી પગારમાં સબરયા કરવાનું, ને ત્યાં તો સાહેબ સીખ નોકરી! ને તે છતાં વરી એકદમ તુંને પચીસ રૂપીઆનો પગાર બી આપવા બરજોરજીબા કબુલ થાયચ. કેમ બરજોરજીબા?"

"મીરી આંખોથી—શરો ચશ્મથી, ખોદાનાં ઘેર સુધી કબુલ," બરજોરજીબાએ નાટકની એબારતમાં ટેકો આપ્યો. "વરી મને જો આવક સારી થાય તો હું પછીથી પગાર વધારી બી આપું."

"પણ હજી સૌથી મોટો ફાયદો તો એ કે કોઈ શેઠયોજ નાટક જોવા આવ્યો, ને તેનેજ તું પસંદ આવી ગેઈ તો વાહજી વાહ!" નીચ ખસરૂએ વગર ઓશકાવે કહ્યું. "તું એક શેઠયાની ધણ્યાંણી થઈ જાય, ને પછી હું—"

"બંધ કર તારી ગલીચ જુબાંન," મેં હવે ખસરૂને મસે બેઉને થથરાવી નાંખ્યા,—અને પછી પેલા એબલગામણા બરજોજીબા તરફ ફરીને કહ્યું, "જરા મને મારા ભઈ સાથે એકાંતમાં વાત કરવી છે."

"ઓ બેલાસક કરો," તેને ઘણુંજ ફજેત લાગ્યું હોય તે કીસમે તે હવે ત્યાંથી વંજો માપવા પાઘડી લઇને ઉભો થતાં બોલ્યો; "સુખેથી વાત કરો"—અને પછી ખસરૂને એક આંખની અસારત આપી તે જતો રહયો.

આ આંખના પલકારાની મતલબ હું તુરત સમજી, કેમકે ખસરૂએ તેનો તેજ રીતે વલતો જવાબ દીધો, અને તેથી અનુમાન મુસકેલ હતું નહીં કે તે હજી જેમ બને એમ મને પીગલાવાને ખસરૂને ઉસકેરી ગયો હતો. નીચ કંગાલ! તે શું મને પોતાના અથવા મારા હેમક કમનસીબ ભાઈના જેટલીજ ઓછી નીતીની માનતો હતો, કે મને તેમની પાપી સંફમાં આમેજ કરવાની આશામાં તે એમ હજી બી મલકાતો ગયો હતો?

---

## પ્રકરણ ૯૩ મું.

### હું અને મારો ભાઈ.

તે બદમાસનાં જવા પછી ખસરૂને ફફડાવા કરતાં મનાવી લેવાનું મેં વધારે લાયક માન્યું, અને તેથી મેં પટાવીનેજ કહ્યું, "ખરસેદ, જરા હવે મને ધીરજથી કેહે તો ખરો કે મહીનાના મહીનાઓ થયા તું કાંહાં ફરેચ ને શું કરેચ?"

"વરી શું કરે, પથરાના કટકા?" ખસરૂએ મારી નરમીનો લાભ લઈ ફફડીને કહ્યું. "તું જોએચ કે નાટક કરૂંચ તોબી વરી અમથું ચીબાં થવાનું?"

"વારૂં નાટક તો કરેચ," મેં હજી પટાવીનેજ કહ્યું, "પણ તું અમોને મલતો ભેટતો કાંય નથી રેહેતો? આજે તો તું બાપ તોલનો અમો કમનસીબ ભઈ બેહેનોને માંથે મુરબી જેવો વરો ભઈ-"

"ચાલ, ચાલ, ચાલ, બસ એ લાહેરી છોરી દે," તેણે કંટાલાથી કહ્યું. "બાપ જેવો ભઇ લેઈ આવીચ! બધાં બોલવાનાં સીપલાં તેજ તો! કાંહાં છે, બાપ તોલનો ભઈ ગણેચ ત્યારે તારૂં સારૂં ચાહીને ચાલીચલાવીને હું તુંને એક સારી ચાકરી અપાવા આયો તે મારૂં કહ્યું તો કરતી નથી?"

"તે વાત આપરે બીજી કોઇ વખત કરશું," મેં એ કંગાલ વાત તેને ભુલાવા ધીરજ આપવા ખાતર કહ્યું. "હાલ તુરત તો તું પેહેલાં મને ખરેખરૂં કેહે કે તું કેમ છે? તારી તબીયત કેમ ચાલેચ? તું સુખી છે કે નહીં?"

"ખચ્ચીત, તારા કરતાં તો ઘણોજ સુખી હોવસ," તેણે તુચ્છાકારથી હસીને કહ્યું. "અમે નાટકવાલાઓને દુઃખ શું છે જે તેની વાત? ઈસ્તેજપર બેઠાજ છઇએ, તબલા સારંગી ચાલતાજ હોય, પાનસોપારીના દુચા દબાવતાજ હોઇએ, અમારી સાથવાલી ઓરતો કંઈ ને કંઇ ગાઈ સંભલાવતીજ હોય, તો પછી એથીં વધારે સુખ શું જોઈએ?"

તેનાં "સુખ"ના આ બચ્ચાં સહી વિચારો ને ખ્યાલોથી કમકમીને મેં છુપી હાય મારી!

"પણ વારૂં, હમણાં અહીં આયો ત્યારે મારાપર એમ ખોટું નામ કાંય મોકલ્યું?" મેં વલી પુછ્યું.

"અરે તું તો ઘેલી છે," તેણે કંટાલાથી કહ્યું. "એ તો અમે નાટકવાલાઓનો સરેસ્તો છે. જે નાટકમાં જે ખીલે તેજ નામથી તે ઓરખાએ. કાઉ મકન્ડો, જમસુ મનીજેહ, પીરોશા પરીચેહેર, માકુ પેસટાઉ એમ પેહેલાં તો બધાં નામ પરે, ને પછી "પરીચેહેર" "મનીજેહ" "પેસતાઉ," "મકનડો" એ નામથીજ તે લોક ઓરખાવા લાગે. તું જાણે ધાર કે અમના ઇસ્ટેજપર આવીને મને મારાં નામે મલવા માંગે તો કોઈ નહીં બતાવશે, ને હું "સોહોરાબ" થવાનો છેઉં વાસ્તે "સોહોરાબ" તરીકે પુછશે તો બધા તરત ઓરખી આપશે, તેમ."

"વારૂ નાટકમાં ક્યારે રહયો ?" મેં મારા સવાલો ઉલટથી જારી રાખ્યા.

"ઘણું થયું," તેણે કહ્યું. "નજદીક ૭ મહીના થયા. અમે તો પનવેલ, ઉરન ને એ બધી બાજુએ નાટક કરતાતા, તે તાહાંથી હવે મુંબઇ આયાચ. પણ વારૂં તું એક વખત હું સોહોરાબ થાઉં તે રાતે મારો નાટક જોવા તો આવ ? તું જરા જો તો ખરી કે હું કેમ બધું ઇસ્તેજ ધ્રુજાવી મુકુંચ. તું શું ધારેચ, હું કેટલી મોટે બાંગ મારી શકું ?—" અને સત્યાનાસ ગીયો સોહોરાબ થાય તેણે પેહેલવાંન તરીકે બાંગ મારવીજ જોઇએ એવા કાંઇક અરધા ઘેલા વિચારથી બાંગીની પેરે બરાર મારવાનું જે રીહીઅરસલ કીધું હશે તે મને તે કરી બતાવવા જતો હતો, પણ મેં તેનું મોં દાબીને તેને ચુપ કીધો. "હું તારો નાટકજ જોવા આવશ," વલી મેં તેને ધીરજ આપવાની મતલબથી કહ્યું, "તારે તું મને સોહોરાબની બાંગ સંભરાવજે. અહીં બુમ ના પારતો, નહીં તો મારી મડમ જાગી ઉઠશે તો ચીરડાશે."

"અરે મુઈરે તારી મડમ," તેણે ઘણાજ ધીક્કારથી કહ્યું, "હું તો કેહુંચ કે નાટક જેવું બીજું કંઈજ નહીં."

"તારા બાબમાં એ હું તુરત વેલા ગણીમત સમજુ છું," મેં ખરાં દીલથી કહ્યું, કેમકે મેં યાદ કીધું કે છેલ્લો તે બેજુ બુલડાગ જેવા અધમ કરપીણોના હાથમાં હતો તે કરતાં તેના આ અનીતીમાન સાથને તો કાંઈક ભલ્લઈ સમજવીજ જોઇએ !

"હા," તેણેજ પોતે પોતાનું પાપ કબુલ કરી કહ્યું, "હું પેલા લુચ્છા પેસુ ને કાઉની. કંપનીથી કંટારી ગીયો. તે લોકો પોતે ચંડાલો અલગા રેહે ને ચોરી કરવા મને ઘુસારે ! તું જાણેચ, શીરીન, કે તું કોલાબામાં નોકરી ઉતી કેની તારે એક વખત હું આવીને તુંને પેહેલાં બધું તે લોકનીજ ઉશ્કેરનીથી પુછી પરછી ગીયો, ને પછી બીજી રાતે અમે લોક ઘેરમાં ભરાયા. તેમાં આપરે જે સપરાઈ જતાતા કેની તે મેં શું કીધું, હું તો તારા ઓરડામાં તારીજ ઘોલકીની તરે ભરૈઈ ગીયોતો !—હા—હા—હા !" અને તે કમનસીબ દુકતો જાંણે મારે માટે આ શું એક ગમત ને રમુજની વાત હોય તેમ ખડખડ હસવા લાગ્યો !

"અરે જરા તું શરમા–જરા શરમા," મેં તેની આ પાક બેહયાઇ ને હદબાહેર નફટઇથી લગભગ વલી રડી દઈ કહ્યું. "જરા માએ બાવાજીનાં રૂઆંનોને યાદ કરીને તો શરમા. તે લોક જીવતાં હોતે તો તું—"

"અરે મરી રેહેની," તેણે કંટાલાથી કહ્યું, "વરી એ કાહાં રડનપાટલો ચલાવેચ? ભસ્તે ગેઇ તું એક તો ઘેહેસારણું સહરૂ કરશે તો સહવારની સાંહાંજ થશે તોબી તારા ધરમબોધનું તાહેલુંટવાણું પુરૂં નથી થવાનું; પણ ખચ્ચીત," તેણે જરા થોબીને વધારયું, "તારો એ ધરમબોધ સાંભરીને વરી મને ખ્યાલ થાએચ કે તુંને જો રૂસતમ સોહોરાબમાં તેહેમીના બનાવી હોય કેની ને તું જો તારા દીકરાનાં રૂવાંનપર માહેતમ કરતી ઈસ્ટેજપર દાખલ થાએ કેની તો–પણ એ વરી શું થયું? વરી સાની ભેંકેચ? રાંડ તુંને ખોદા જાંણે એટલાં બધાં આંસુ બી જલદી જલદી કાંહાંથી આવેચ! પણ જા બા, નહી તો પીરા ઓછી. આપરી વાત તુંને નહીં ગમતી તો સેવક આએ ચાલ્યા."–ને તે ફેંટો ઉપાડી જવા ઉઠયો.

"નહીં થોબ ભઈ," મેં કુદકો મારી ઉઠી તેની પછવાડે જઇ તેને બારણાં આગલ થોબાવતાં કહ્યું, કેમકે મને લાગ્યું કે તેની હાલતથી હું હજી જેટલી જોઈએ તેટલી વાકેફગાર થઇ નહીં હતી.

"અરે નહીં રે, મને જવા દે," તેણે ખેંચતાણ કરી કહ્યું; "મારાં રીએસલનો ટાઈમ થયો, ને લેટ થશે તો બદલો ચીરડાશે. વરી તે કરતાં રીએસરમાં સાંબેના ઇરાંનીને તાંહાંથી આજે તો ચાએ આવવાની છે, તે લેટ જવસ તો તેના ફાલામાંથી રહી જવશ."

"હું તુંને ચાએ પાવસ," મેં પ્યારથી કહ્યું. "તુંને પેસ્ટ્રી સાથે હું ચાએ અપાઉં, તું જરા થોબ."

"અરે તે કુચ્છ કામનું નહીં." તેણે કહ્યું. "વરી હું મોરો જવશ તો પેલી અમીના—"

"એવી નીચ વાત મારી આગલ કરતો ના," મેં તેને થથરાવીને કહ્યું. "જો એવી વાત કરવાનો હોય તો ચાલ્યો જા."

"ઓલ રાઇટ, સાહેબજી," તેણે નફટઇથી કહ્યું,—અને હું હવે તેને જતો મુકી ઉંધે મસ્તક પાસેની ઈઝીચેરમાં દુસકે દુસકે રડતી પડી.

"વારૂં પણ શીરા," તે જરા જઇને પાછો આવ્યો,–"ચાલ, ધોવાયું! એ તો કેઠી વરી રરી મરતી દેખું! રાંન કોઈ જબરા-જબરીની રરૂ પોરી દેખું!—પણ મકુંજે હું એમ કેહેતોતો કે હમણાં તારી પાસે કંઈ પાવલો અરધો છુટો થશે? એમ તો હંમેશ મારી પાસે પઇસા હોયચ જો, પણ આજેજ મારી પાકીટ પેટારામાં રેહી ગેઇચ."

મેં માંરી પાકીટ ખેંચી કાઢી તેની હદ બાહેરની આ ભીખારી ને ઓશ્યાલી હાલતપર મનમાં ભારે અફ્સોસ કરતાં તેને આપી. તે તેણે હરખ ને ઉતાવલથી તુરત ઉંધી વાલીને પાસેની ટેબલપર ખાલી કીધી. તેમાં નજદીક પાંચ રૂપીઆને અવેજનું ચવલી પાવલી વીગેરે રૂપાં નાણું હતું તે જોઇ તેની આંખ હરખથી ચમકી નીકલી, ને તે જોતાં મારૂં કલેજું બલાપાથી બલી જલી ગયું, એટલે તેણે ઝડપથી તે બધું નાણું ટેબલપરથી ઉંચકી લઇ ગજવાંમાં સેરવી દીધું. તે પછી તે ખાલી પાકેટ મારાં દીલપર બેદરકારીથી ફેંકતાં કહ્યું, "ઠેંકયુ દીકરા; તું ઘણી દાહી તો છે જો,"—અને પછી પોતાને આ ભીખારીપણાંથી જે ખેજાલત ને ખશ્યાણું લાગતું હતું તે છુપાવા તે જાણે કંઈ લાગતુંજ નહીં હોય તેમ ઢોંગ ભરેલા ખુશમિજાજે હસતો હસતો ને સીસોલી વગાડતો મારી પાસથી નીકલી ગયો;—અને ત્યારે, વાંચનાર! મેં મારા એ માજણ્યા બાપ તોલના ભાઈની જે હાલત સઘલી આજે જોઇ ને જાંણી તે માટેના અફ્સોસની મારેલી દસકાંઓથી મારી છાતી ઉંચકાઈ ઉંચકાઈ જવા લાગી!

---

## પ્રકરણ ૯૪ મું.

### ખસરૂની નાટકશાલા.

દીવસો ગબરી ગયા. મારી નોકરી છોડી જવા વાસ્તે મેં જે એક માસની મુદત આપી હતી તે મુદત બી લગભગ હવે આખર થવા આવી, અને હવે ત્યારે એ નાપસંદ નોકરી છોડી જવા વના બીજો ઉપાય ન રહયો, કેમકે વલી મીસ મેરાયાએ નહીં ધારેલી રવેસે પોતાનું 'એશટેબ્લીશમેંટ' બંધ કરવાજ ખાહેસ બતાવી! જે મહી-

નાની આખેરીએ હું રજા લેતી હતી તેજ મહીનામાં સ્કુલમાં ગરમીની લંબાણ રજા પડતી હતી, ને તેથી તે રજા પછી સ્કુલ પાછી ઉઘાડવી કે નહીં તે વીશે મીસ મેરાયા ડામાડોલ જણાઈ. તેનાં કેહેવા મુજબ એ ધંધામાં તેણીને જીવ જેવી હાંસલ ન હતી. ગમે તે હોય, પણ હાલ તો તે એ ખાતામાં નોકરનફરોનો પગાર ચલાવા માંગતીજ ન હતી, તેથી નહીં ધારેલી રીતે બધાંને રજા આપવાને તેણે પોતાનો એરાદો જાહેર કરી દીધો, ને ત્યારે હવે મારી મરજી હોય કે ન હોય, પણ મને ત્યાંથી "પાંણીચું" લઇ જવા વના છુટકોજ ન રહયો.

મેં એટલામાટે એમ નક્કી કરયું કે અવલ મારે મારાં બીજાં ભાઇ બેહેનોને જઇને મલવું. તે માબાપ વનાનાં કમનસીબ બચ્ચાંઓની હું જાંણે માતા હતી. ખસરૂ આજે બાપ થઇ અમારી પુરતી દાદ લીએ તે કીસમની ઉંમરનો હતો, પણ તે તો અમારે મન જીવતો મુવેલો હતો, ત્યારે હું બી તે મારાં નાધલાં ભાઇ બેહેનોને તમામ કેમ વીસારી શકું? મારી મતલબ એઠલા માટે એક વાર તે ભાઈ બેહેનોને મલી લઈ ગુજરાત તરફ કેઠે નોકરી સોહોધવા જવાની હતી. મુંબઈથી હું કંટાલી ગઇ હતી. ખુબસુરત થવું એ બી એક ગુનેહગારી હોય તેમ વાડયાના જાંહાંગીર જેવા બદમાસને હાથ મેં પુરતું ખમ્યું હતું, અને વલી મેહેઅવાલાના ખુરસેદ જેવા ભલા જવાંનોથી બી મારે ઘણું બીહીવાનું હતું, વાસ્તે બને તો મુંબઈથી બાહાર જવાનો મારો કાચોપાકો એરાદો હતો. એ એરાદાને સબબેજ વલી હવે એક વાર ફરીથી ખસરૂને જઈને મલવા ને સુધારવાને સારૂ મનાવા મેં ઠડાવ કીધો, ને તેથી આ નોકરી છોડી જવાની ફકત એક દીવસ આગમચ હું તેને તેની નાટકશાલામાં સોહોધતી ને પુછતી ગઈ.

ગ્રાંટરોડ ઉતરયા પછીથી મને તે નાટકશાલા સોહોધી કાઢતાં કંઈ ઘણી મુશકેલી પડી નહીં. તે નાટકશાલા કરતાં કંઈ કંગાલ કીસમનું ઘર વધારે હતું. તેનો રસ્તો એક ગલીમાંથી હતો, ને તે ગલીમાં નીચ વરણનાં લોકોનું રેહેવું હતું. સારાંશ, ઐતરેની બધી નાટકશાલાઓમાં જે સૌથી કંગાલ હશે તેને બી આ ઠીએટરથી સતર ભલાઈ એમ મને તો ભાસ્યું. તે કાદવ કચરાની અને નીચ

વરણનાં • બેમહલાજે લોકોથી વસાયલી ગલી વટાડી હું બીહીતી બીહીતી પછવાડે ગઇ, કેમકે મને કેહેવામાં આવ્યું કે એકટરોને મલવાને માટે સ્ટેજને પાછલે દરવાજે જવાનું હતું. ત્યાં હું ગઈ ખરી, પણ પછીથી હીંમત હારી ગઇ. આવી અધમ જગ્યાએ મારે જવું કે નહીં તે એક પાછો મને ગુંચવાડો ને સવાલ થઈ પડયો, પણ અંતે મારી ફકરપર ફરજ ફાવી નીકલી. મેં યાદ કીધું કે એક વાર એજ ખોહારીના રસ્તાપર કમર કસીને ઉતરી પડેલા મારા કમનસીબ ભાઇને સમજાવા તે જયારે કાઉકાફરી ને બેજુ ખુલડાગ જેવા માહા કરપીણોની સંફમાં હતો ત્યારે હું 'રાયલ જેક' જેવાં પીઠાંમાં વટીક ગઇ હતી, તો હવે, આટલી ઉંમરે વધવા પછી—આટલી દુન્યા જોયા પછી ને વલી તે દુન્યામાં નીતીની લડત સારૂ મેં આટલું બધું વેહવા પછી આ જગ્યે જવાનું કાંઇ ઘણું માહાભારત કામ ન હતું.

આ વીચારોથી મને હીંમત આવી, ને ત્યારે હું ઝપાટામાં તે નીસરણી જેવા સ્ટેજપર જવાના ઉભા ઉંચા દાદરપર ચઢી ગઈ. ત્યાં આગલ કોઈ હતું નહીં. રાત્રે જે ઠીક લાગે ને દીસે જોઈએ તો કદર બીહામણો લાગે એવો નાટકને બરનો કેટલોક અસબાબ—ડ્રેસ અને પરદા સુધ્ધાં—ત્યાં કંગાલ બેદાદીથી વેર વીખેર હાલતમાં પડેલો હતો, અને લાકડાંના ટુકડા ને દોરડાના આટાંઓથી તે જગ્યા જાણે ઘેરાઇ ભરાઇ ગએલી હતી. હવે મેં અંદર ડોકાવ્યું.—ત્યાં કોઈ હતું નહીં, પણ તેજ વખતે અંદરથી કાંઈ એવો ગંધારો આવ્યો કે તેણે જાણે મારો જીવ ફરી આવ્યો! ખરેખર હું અજબ થઇ કે એવી નજીસ જગ્યે એટલાં બધાં આદમીઓ વસ્તાં ને કામ કરતાં તે કેમ હશે? શું તેઓને એ ગલીચી દુર કરવા—કરાવા પરવાહજ ન હશે? ધુલ પડી એ જાતની જીંદગીપર!

હવે વલી લગાર આગલ વધતાં મેં એક ઘાટીને કાંઈ પરદા સાથે માથું હાંણતા દીઠો, ને તેને મેં મારા ભાઇને વાસ્તે પુછયું, પણ તેણે મને તેને બતાવી આપવાની કે તેની આગલ લઇ જવાની પરવાહ કીધાને બદલે સારી કાની બેઅદબીથી મારા ભણી ટીકયું અને પછી અંદર જવા હાથ કીધો. પણ હું જરા આગલ ચાલી એટલે મને કોઈ કજીઓ કરતું હોય તેવો અંદરથી સાહાદ આવ્યો, ને તેથી બીહીને હું એક "વીંગ"ને ઓથે ભરાઇને અચકી ઉભી. તે

વખતે મેં જે સાંભલ્યું તે નીચે મુજબ હતું. વલી મારે 'જણાવવું જોઇએ કે જોકે તે તકરાર તો હીંદુસ્તાનીમાં થતી હતી, પણ મેં જે સાંભલી લીધું તે મારાં સર્વ વાંચનારાંઓની એક સરખી જાણ અને સગવડ કાજે હું અતરે ગુજરાતીમાં ઉતારશ :—

"પણ તે વાત હું નથી સમજવાનો," એક જણ બોલતો હતો, ને તે આબાદ કોઇ મુસલમાનનો સાહાદ જણાતો હતો. "મને તો મારાં ઠીએટરનું ભાડું જોઈએ, નહીં તો હું આએ તારા બધ અસબાબપર કાલ ને કાલ ટાંચ લાઉંચ."

"અરે પણ અસબાબમાં બી શું એના બાપનું કપાર છે? મારૂં તો સવાસે રૂપીઆ ચરી ગીયુંચ, ને એનો પોતાનો અસબાબ તો ચાલીસ રૂપીયાનો બી નથી," એક બીજો વલી બોલતો હતો.

"બાપુ તમે લોક આકરા ના થાઓ," તે બેઉને જવાબ મલ્યો, ને એ જવાબ આપનાર તે બોલનારને મેં તુરત ખાનબાહાદુર બરજોરજીબા (તે કંપનીના માલેક) તરીકે અવાજપરથી પીછાંણ્યો. "તમે આકરા ના થાઓ," તે કેહેતો હતો. "અમે હમણાં તે વીશેજ મીટીંન ભરીને શું કરવું તેનો વીચાર કરીએચ. અમારા નાટક તો ઘણા સરસ છે, પણ લોક નહીં આવી મરતું તેનું અમે શું કરીએ?"

"અરે મુવા તમે નાટકના કરતા," તે મુસલમાન ખુબ ખીજવાઇને ગાલબેલ સાથે બોલ્યો, "નાટક કરવાનાં એજ કોહાં કે? તારા નાટકપર આગ લાગે!"

"અમે તે કાંઈ જાંણુતા નથી—અમારૂં ભાડું આપ બસ હમણાં ને હમણાં;" વલી તકાજો થયો.—આ રકજીક હું આગલ સાંભલતે, પણ તેટલાં પછવાડેથી કોઇનાં પગલાં આવતાં સંભલાયાં, ને ત્યારે હું તે સાંભલવાની નામોશીમાં પકડાઈ આઉં ને કોઈ તહરેવાર વીચારે, તેથી હું ત્યાંથી હટી ગઇ. વલી પછી જરા બાહાર નીકલતાં સ્ટેજની અંદર બીજી સાઈડે મેં જે દેખાવ જોયો તેથી હું શરમાઈ કમકમીને બાજુ થઇ ગઇ.

ત્યાં સ્ટેજની વચમાં કંગાલમાં કંગાલ બીસતરાપર ભીખારી જેવાં કપડાંનાં કેટલાંક સ્ત્રી પુરૂશો ભેગાં બેઠેલાં અથવા અલેટાયલાં હતાં. તેમનો ભીખારી અવતાર અને તેમની નીતીની બેપરવાહી કોઈ બી નીતીમાન આદમીનાં આખાં તન બદનમાં કંપારી પેદા કરવા બસ હતો!

મારો નીચ ભાઈ બી તે નીચ સંઘમાં હતો, ને તેને તે હાલતમાં જોઇને મારૂં જવાંન જીગર તમામ કરમાઇ ગયું. તે એક કંગાલ દેખાવની એબદસા જેવી મુસલમાંની ઓરત સાથ વાત કરતો પડેલો હતો, ને આબરૂના અંદાજાઓપરથી ગબડી ગબડીને તે એટલી બધી હલકાઇનાં ઉડાંણુમાં પડયો હતો તે ખ્યાલ માત્રથી હું એહબત ખાઇ ગઇ, ને તે તરફથી હઠી ગઇ; પણ તેટલાંમાં તો મને ત્યાં ભેગાં મલેલાં તે દલદર આસામીઓ માંહેલાં લગભગ બધાંએ જોઇ, અને બધાં અજાયબીમાં ચમકી ઉઠયાં, કેમકે હું કોણ હતી ને ત્યાં શું માગતી હતી તે કશું મારા દેખાવથી તેઓ તુરત નક્કી કરી શકયાં નહીં.

હવે તેઓની લગોલગજ મને મારા ખસરૂએ બી જોઇ, ને અચબુચ પોતાનાં નીચપણાંની એ નામોસીમાં પકડાઈ આવવાથી તેને અજાયબી ઉપરાંત ભારે ધાસ્તી બી પેદા થયલી તેજ પલે તેનાં મોંપર જણાઈ, કેમકે બધાંને આંચકો મારીને " ઓ શીરીન, તું અહીં કેમ આવી લાગી ? " એ સવાલ કરતો તે બીહીતો, લજવાતો, અજબ થતો ઘણા ગભરાતમાં બીજી પલે તો મારી પાસે દોડી આવ્યો !

---

## પ્રકરણ ૯૫ મું.

### નાટકશાલામાં ખસરૂ.

મારા જેવી એક 'સારા દેખાવની' પારસી અબલાને પોતાનાં તે કંગાલ છાપરાં હેઠલ ( નાટકશાલામાં ) આવેલી જોઈ તે બધા મારા ખસરૂના તેવાજ બદમાસ સોબતી નાટકીઓ ગભરાઇ ગયા તેમાં તાજુબી જરા બી નથી. એ બનાવ જેટલો અસાધારણ હતો તેટલોજ તે દેખાવ બી અચબુચ અને નહીં વકી રાખેલો હતો : એટલાવાસ્તે તે બધા નાટકીઓ મારી આસપાસ વીંટલાઇ વલ્યા, ને તે હલકી પંકતીનાં ને ઓછી આબરૂનાં આસામીઓથી ઘેરાઇ જવાને લીધે હું એકાદ પલ ગાભરી બની ગઈ.

એ ઉપરૂથી મેં હવે પેલો બરજોરજીબા, કે જે બી ઘરવાલાનાં ભાડાંનો 'રદણુપાટલો પડતો મેલી અજાએબીમાં મારા ભણી દોડી આવ્યો હતો, તેને મેં કહ્યું, "હું મારા આએ ભઇ સાથે એકાંતમાં

એક બે વાત કરવા માંગુંચ, માટે મને તમારાં ઠીએરમાં એક્આદ ઓરડો બતાવશો ? તેનું ભાડું જે થશે તે હું આપશ."

"જી હા, હજાર વખત," પાંચ દશ મીનીટ વાત કરવાનું વટીક મેં ભાડું આપવા કહ્યું એટલે તે પૈસાનો નીચ "બરજોજીબા" વાંકો ટીકો થઇ ગયો, કે જ્યારે હું કોઇ "મોટું માણુસ" તેઓની નજરમાં લાગી હતી એ કીસમના આંખોના એસારા મેં તે ગરીબ સ્ત્રી પુરૂશ ખેલાડીઓને એકમેક વચ્ચે કરતાં દીઠાં. કમનસીબ બચારાં! મારી નાણા સંબંધી હાલત તેઓ કરતાં કોઇ રવેસે ચઢતી તો નહીંજ હતી,—પણ તેઓ કરતાં નીતીના બાબમાં હું ખચ્ચીત શ્રેષ્ઠ હતી, ને તેથી સ્વભાવીક રવેસે તેઓ જ્યારે પોતાને હલકાં માનતાં હતાં ત્યારે હું તેમના કરતાં વધારે ચઢયાતી હતી એમ માનવાનો મારો સંતોશ મેં મારા જીવને ના પાડયો નહીં.

એ પછી જે ઓરડો મને "બરજોજીબા"એ બતાવ્યો તેમાં હું ગઇ, અને ખસરૂ અંદર આવ્યો કે મેં બારણું અંદરથી બંધ કીધું.

તે એક દેવદારી ફ્રેકારથી ભરી લીધેલો તે કંગાલ સ્ટેજનાં એક ખુંણામાંનો ડ્રેસીંગ રૂમ હતો. તેમાં તરેલ પડેલા કાચની એક આરસી (કે જેની બી જાતભાત ડુબી ગયલી હતી), કાંઈક રંગના લેપરા, કાંઈક વાસ મારતા રાજા ઇંદરને બરના પોશાકો, કાંઈક જોતાં ધ્રધરીને તાપ આવે તેવા કાગલના વાધ ને વરૂ અને એવાજ બીજા સ્તેજને બરના સામાનનું એક પચરંગી મીકસ્ચર સરયાંમ બેદાદી વચ્ચે વેરવીખેર પડેલું હતું. તેની બાજુમાં એકાદ ભાગા પગની ખુરસીપર હું બેઠી, એટલે ખસરૂએ ફ્રપડીને કહ્યું, "એ વરી એ શું ફારસ, સીરા? એ આજે અહીં કાંય આવી હોશે?"

"મારા માએ જણ્યા ને બાપ તોલના પણ ખરા કમબખ્ત ભાઇને મલવા," મેં લાગી આવે તેમ કહ્યું.

"ચાલ, ચાલ્યાં વરી એ તારાં હંમેસનાં પાંથરનાંનાં પીંજન," ખસરૂએ કાંઇક ખીજવાતથી ને કાંઇક હસીને કહ્યું, અને પછી વધારયું, "વારૂં પણ ત્યારે મને અહી શાંની ઘસડી લાવી? ત્યારે તો આપરે બધાં તાહાંજ સાથે બેસતે! તાહાં પેલી લતીફાજાન કરીને મારી સાથે જે ચીફ પાર્ટ કરેચ કેની તેની સાથે હું તારી ઓરખાણ કરાવી આપતે."

"બસ, બસ, ચુપ રેહે," મેં તેને થથરાવી નાંખીને ગુસ્સાથી કહ્યું; પણ વરી તુરત નરમ પડી જઈ વધારયું, "હવે હજી તું થોકરાઇ રેહયોચ કે નહી, ખસરૂ? દેખીતી રીતે તારાપર ભુખમરો અને વાખા પરેચ. તારો હાલ કેટલો બધો લેવાયલો લુટાયલો છે!"

"હા, તેવું તો કંઈક છે ખરૂં," તેણે અરધી નફટાઈથી ને અરધું લજવાઈને કહ્યું; "તું વરી કંઈ તે દહારની કાંની થોરાંક ફુટયાં ઝટે તો ઠીક પરે, યાર."

"હું તુંને પૈસા તો આપશ, પણ બોલ, તું મારી સાથે આવેચ? હું મુંબઇથી બાહાર કેડે નોકરીએ જવા એરાદો રાખુંચ," મેં પટાવીને કહ્યું.

"નાટકની લાઈન મુકવાની વાત તો માફજ કરજે, શીરા," તેણે કહ્યું, "અરે શું, પેલી લતીફાજાન ને અમીના બેગમ તો બચારીઓ મારા વગર ઝુરીને મરી જાય."

"તારી કંપનીનું ટટુ તો જરાબી ચાલતું દેખાતું નથી," મેં એના ધીક્કારવાજોગ છેલ્લા નજીસ પટપટારાની જરા બી નોટીસ લીધા વના કહ્યું.

"હા તેમ તો છે, પણ તે તો લોક ગાંડુ મુવેલું છે," ખસરૂએ ગુસ્સાથી કહ્યું. "અમારા નાટક એવા મજેના છે કે તું જોય તો જાણે તુંને ઘેર જવા નહીં ગમે, ને કમબખત લાસ્ટ કલાસની ફી વટીક આઠ વાગે એક આનો ને અગ્યાર વાગતેથી તો અરધો આનો અમે લોકે કીધોચ, તોબી કોઇ આવી મરતું નથી. નાટક બી છેક પાછલી રાતે ચાર વાગે પુરો કરયેચ, પણ લોકને સારૂં નરસું પારખવાની કદરજ કાંહાં બરીચ?"–અને તે લોકને એવી નસીસ ગાલો દેવા પડયો કે કમકમીને મેં તેને એકદમ ચુપ થવા ફરજ પાડી.

"ચાલ બા, તારી આગલ તો કંઇ બોલાએજ નહીં," તેણે કહ્યું. "તુંને તો હું જે બોલું તે બસ વાંકુંજ લાગેચ, પણ હમણાં વરી તુંને છેરીને કાંહાં ઉભો રેહું? તું બચારી ચાલી ચલાવીને અહીં ફુસમુટયાં તોલવા આવીચ તેની માસમાએ મસમરી જએ તો આપદા!" અને તે ઘાતકીપણે હસી પડયો. "પણ લાવની, આપેચ કે?" ને તેણે હાથ ઓલ્યો.

મેં જોયું કે હવે આપ્યા વના છુટક ન હતો, ને જેથી એક રૂ૦ ૨૦ ની નોટ જે હું સાથે લાવી હતી તે મેં કાઢી આપી. તે જોતાં તેની આંખ હરખથી ચમકી નીકલી, ને તેનાં દીલમાં આવ્યું હોય તેમ તે હરખથી નાચવા કુદવા પડી ગયો. "શીરા, તું ઘણીજ ઘણીજ ભલી છોકરી છે," તેણે પ્યારથી મારા ગાલ થોકી કહ્યું, કે જે પ્યાર, અફસોસ! મારા કરતાં મેં આપેલા તે પૈસાની પાપી પસંદગીનું પરીણામ વધારે હતું!

તે પછી સાથે લઈ જવાનો સવાલ મેં પાછો રજુ કરયો, અને આગલી પાછલી યાદો આપી તેને મેં ઘણોક પતાવ્યો, પણ તે બુબખ એકનો બે થયો નહીં, અને ત્યારે અંતે ભારે નાઉમેદીમાં રડેલી આંખોએ તેને સારી રાહો અખ્ત્યાર કરવાની જેટલી બની એટલી નસીહતો કરીને હું ગઇ.

---

## પ્રકરણ ૯૬ મું.

### નાજાં અને જર.

હવે મીસ મેરાયાને ત્યાંથી મને રજા થઇ એટલે બીજે દીવસે હું જે મારો જે "જીવ જીવણગારો" હતો તે લઈ મારાં બીજા નાધલા ભાઇ બેહેનોને મલવા નીકલી.

મારા વ્હાલા ભાઇ દારાબ સાથની મારી મુલાકાતનું સુખ વીગતથી વરણવવા થોબવા જરૂર નથી, પણ જાણે દરેક સુખમાં બી કાંઇ દુઃખના અંસના ભેલ વના તે સુખ જોઇએ તેટલું મીઠું લાગતું ન હોય, તેમ આ વખતે બી એક ઘણી ગમનીનીના સમાચાર મારા દારાબ પાસ મોજુદ હતા. તેણે મને ખબર આપી કે બચારાં એદલકાકાનાં હમાએજી ત્રણ દીવસથી મરવા સુતાં હતાં. તેવણને અચબુચ લકવો થઇ આવ્યો, અને તેઓ તે જાલેમ ફટકાના બસથી હવે જાન સાથે બચી જાય ને પાછાં ઉઠે એવો જોગ ન હતો.

એ બુજોર્ગ બાનુની માંદગી ને ભય રાખેલું મોહોત મને ચીંતાતુર બનાવે તેનો સબબ વાંચનારને સમજાવવો પડશે? મારી વ્હાલી બેહેનો જર અને નાજાં તેને આસરે હતી, ને તે માતા જેવીએ તેમને પોતાનો ઓથો આપ્યો હતો, તો તેનાં મરણથી તે બેઉ કમનસીબ બેહેનો પાછી એકવાર નીરાધાર રવડી પડશે તેની ફીકરથી હું ખુદરતી રીતે ચીંતાતુર બની હતી.

હું તુરત દારાબની આગલથી તે દોસાંને જોવા ગઇ, અને અવલ ત્યાં મારી બેહેનોને મલી. તેમાં જર તો મને જોઇને હરખથી ઘેલી થઇ, પણ નાજાંએ પોતાના ઠંડા સરેસ્તા પ્રમાણે કાંઈ તેટલી બધી ખુશાલી બતાવી નહીં, તે જોઈ હું લગાર દુઃખી થઈ. તે વલી કાંઈક તોરવાલી ને તુમાખી બી થઇ હોય એ મને પેહેલીજ નજરે દેખાઇ આવ્યું. તે ઘણીજ ખુબસુરત બની હતી, ને તેની ચલણ અદા ઘસ્સો સઘલું કાંઇ એવું બુલંદ હતું કે એ બધા તોર તેનામાં કેમ આવવા પામ્યા તે મારી અજાએબી હતી. તે નજદીક ૧૫ વરસની થઇ હતી, ને તોબી હજી બે વરસ મોટી હોય તેમ જણાતી હતી. હવે તેનો ઉઘર-ભાવ અજાએબ જેવી રીતે વધ્યો હતો, અને તે પોતાની ખુબસુરતીને માટે મગરૂર હોય ને પોશાકપર ને તેની પસંદગીપર વધુ મરી ફીટતી હોય એમ કાંઇ લાગતું હતું.

જરાં બી હવે તેર વરસની વયની થવા આવી હતી, પણ મારી તે બેહેન હંમેસ જેવીજ સાદી, હસ્તી, રમતી, બોલકણી, ભોલી અને નીરદોશ હતી.

તે મારી બેઉ બેહેનોએ મને હમાયજીની ધાસ્તીભરેલી માંદ-ગીના સમાચાર કેહેવા માંડયા તેમાં બી મેં જોયું કે બેઉ બેહેનોએ બતાવેલી લાગણીમાં ઘણો ફેર હતો. નાજાંએ કાંઇક સેહેજ દલગીરી બતલાવાથી વધું કશું કીધું નહીં, કે જ્યારે જર તો દચકાં ખાઇ ખાઈને રડી, કેમકે તેમનાં મુવા બાદ તેઓનુ શું થશે તેની તે મારી બાલક બેહેનને વડીક ફીકર પડતી હતી!

"એ પણ અમથી રરી શાંની મરેચ?" નાજાંએ જરપર ખીજવાઇ જઇને કહ્યું. "વરી કદીને બચારાં હમાયજી મરી બી જાય તોબી તેવણુના પઇસા આપરા વગર બીજું કોણ લેનાર છે જે?"

"નાજાં," મેં ડોલા કકડાવી કહ્યું, "એ શું ઘેલા વીચાર? એવી હવાઈ આશા રાખવા તો શું પણ એ વીચાર વડીક કરવા વાસ્તે તારે શરમાવું જોઈએ."

"લે ચાલો શીરીનબાઈ," નાજાંએ દોડું ફફડાવીને કહ્યું. "તમે મારાં વરાં બેહેન થયાંચ તેથી એમ હવે મને કાંઇ ધમકાવા દબ-રાવાનું ચાલશે નહીં. વાહ, એ શું બરયું? હું શું કંઇ નાદાંન બુચું છેઉં કે જે તેની વાત?"

"પણ તારામાં બુચાં જેટલી બી અક્કલ નથી," મને બીજ-વાઈને કહેયા વના ચાલ્યુ નહીં. "અક્કલ હોતે તો એવું ઘેલું ગાંડું તું ધારતે બી નહીં ને બોલતે બી નહીં."

"લે, જોજે હઃ," નાજાંએ વધારે ગરમ થઇ કહ્યું. "હું તમારાં કરતાં ઘણું વધારે શીખેલી છેઉં. હું અંગ્રેજી સઉ શીખીચ તે કંઇ સુધ છે કે? તમારા કરતાં મારી સમજ શકતી ઘણી વધારે સારી છે, વાસ્તે હવે આબરૂમાં ચુપ થઈ જાઓ."

જર આ કજીઆથી ગભરાઈ ગઇ, ને તેણે મારાં ગલાં આસ-પાસ હાથ નાંખી નાજાંના બોલવાનો જરા બી ગુસ્સો નહી કરવા માંગી લીધું.

હયાં કદાચ તકરાર વધતે, પણ તેટલાં દાકટર દાદાભાઇ અમે બેઠાં હતાં તેજ ઓરડામાં આવ્યા. તેવણુનાંજ "ટ્રીટમેન્ટ" હેઠલ હમાયજી હતાં તે મને દારાબે કહેલું હતું, ને તેઓને એટલા ઉદાસ આવેલા જોઇ અમો ચમકી ઉઠયાં. હું ત્યાં આવી હતી ને મારી બેહેનો સાથે એ ઓરડામાં હતી એમ જાંણીનેજ દાકટર ત્યાં આવ્યા હતા.

"શીરીનબાઈ, તમે ઘણાં નેક વખતે તમારી બેહેનો પાસે આવવા પાંમ્યાંચ," તેઓએ ગંભીર સાહાદે કહ્યું; "એ બચાંઓને હવે તમારી ગરજ પરશે, કેમકે હવે એ બચારીઓનો માથે વાસે વરી પાછું કોઇ રહ્યું નથી."

"કાંય, કાંય, ડાકટર?" મેં ગભરાઇને કહ્યું, "હમાયજી—"

"ગુજરી ગયાં," દાકટરે પુરૂં કીધું. "પાસેના ઓરડામાં હમણાજ તેઓએ પોતાનો જાંન પોતાના પેદા કરનારને હવાલે કીધોચ."

મારી જર તો આ સાંભલતાં ફસડાઇ પડી, ને મને બી ઘ-ણુંજ દુઃખ લાગ્યું, કે જ્યારે નાજાં ફકત થોડીક પલ ગંભીર અસરથી થસ થઈ ચુપ ઉભી!

*   *   *   *   *

મરનારનું ચાહારમ વીટાં તેણીએ કાંઇબી વીલ કીધું હતું કે નહીં તેની જુસ્તેજો ચાલી, ને જે સોલીસીટરની તે દરેક અગતનાં કામમાં સલ્લાહ લેતી હતી તેને તેડી મંગાવામાં આવ્યો. આ સોલી-સીટરે સાફ ના પાડી કે તેને હસ્તક કશું બી વીલ થયુંજ નથી, અને ત્યાર પછી ડાકટર દાદાભાઈ અને તે સોલીસીટરે કાયદા પ્રમાણે

તે વીલ સંબંધી જુસ્તેજો કરવા માંડી. તેઓએ મરનારનું અનેક ચકરમપણું યાદ કરયું, ને ત્યારે તે વીલ કીધું બી હોય ને છુપાવ્યું બી હોય એ અનુમાનથી તેઓએ વીલ સોહોધવા માંડયું, પણ કશું હાથ આવ્યું નહીં. તેઓએ ખાનાં પેટી કબટ વગેરે ફોડી ફાડીને જોવામા કશી કસર કરી નહીં, પણ વીલ જેવી એક બી કાપલી હાથ લાગી શકી નહીં. મરનારને લખવાનો ફટકો પડવાની સાથે તે બચારીની જબાંન ખેંચાઈ ગઈ હતી, ને ડાકટર દાદાભાઈએ તેણીની છેલ્લી ઘડીએ 'કાંઈ કેહેવું છે?' એ મતલબનું ઘણુંક પુછયું, પણ તેણીએ કશો જવાબ દીધો નહીં. તેણીએ બોલવાની કોશેશ તો ઘણી કરી, પણ જ્યાં ખુદરતનીજ મના ત્યાં તે શું કરી શકે?

મરનારનાં સગાં વાહલાં કોઈ ન હતાં માટે તેણીની સેવટની ક્રિયા વટીક અંગત દોસ્તો ને પારપડોસીઓએ કરી, અને વીલ નહીં મલવાની ખોટ સૌથી મોટી દુઃખભરેલી મારી ઉછાછલી બેહેન નાંજાંને લાગી આવી. તેણે મરનારના પૈસા વીલની રાહે તેઓનેજ મલશે એવી પુરી ને પકી ઉમેદ સાથે તે વીશે હજારો હવાઈ કીલ્લા બાંધવાની બેવકુફી કરી હતી, તેને માટે આ નહીં વકી રાખેલી નાઉમેદી અતી ઘણી ઘાતકી થઈ પડી, કાંયકે વીલ વગર ત્યાંની એક ફુમટીપર બી મારી એ બેહેનોનો હક પોંહોંચે તેમ ન હતું. મને પોતાને એથી થોડું દુઃખ લાગ્યું નહીં. મને મારા જીવતું પડયું હતું ત્યાં હવે તો મારે એ બેઉ કમનસીબ બેહેનોને બી મારે ઓથે લઇને રેહેવાનું હતું, તો અમો સર્વેનો ગુજારો કેમ ચાલશે એ મારો મસ મોટો અફસોસ થઈ પડયો.

મરનારની મીલકત તો સરકારી કાયદા મુજબ તેના કોઇ હકદાર વારસ વકીલની ગેરહાજરીમાં પેક થઈ ગઇ, કેમકે સોલીસીટરોનાં મત મુજબ એક ચોકકસ મુદત સુધી તેનો કોઇ બી દાવાદાર નીકલી આવે તે આશા અથવા ફીકરમાં કોઇનાથી તેને હાથ કરી શકાય નહીં. એમ થવાથી મારી બેહેનોને મારે આશરે લઈ જઇને મારે એક જુદું ઘર માંડી રેહેવુંજ પડયું, અને ત્યારે નવેસરથી તે ઘર માંડવાની ને રેહેવાની, તેમજ વલી રહીને હવે પછી નીભાવ શામાંથી કરવો તેની એકથી એક હજાર જે જંજાલો ને ફીકરો મને થઈ તેનો વાંચનાર શું દયાથી ખ્યાલ કરી નહીં શકશે?

---

## પ્રકરણ ૯૭ મું.

### આગલી પાછલી.

નાજાં મરનારની દોલતપર એટલી મુસ્તાક હતી, અને તે કાંઈક એવી છકેલ બેહેકેલ અને તુંદ બની ગઈ હતી કે ગરીબાઈમાં હવે તેને ગમશે કેમ તેજ મને સમજ નહીં પડયું. વલી મેં જલદીજ જોઈ લીધું કે તેના તુંદ સ્વભાવને લીધે તેને ને મને બને એમ બી નહીંજ હતું! હું એ બેઉ બેહેનોને લઈને દાદાભાઈ દાક્ટરનાં ઘરની પડોસમાંજ એક નાહનો મજલો ખાલી મલી ગયો તે ભાડે લઈ તુરત વેલા રહી હતી, અને જરૂરજોગો સરસામાંન વગેરે અમારા મુરબી સમાન તે ભલા ડાકટરે પોતાની ગીરેથી પુરો પાડયો હતો, પણ તે બધું મારી નાજાંનાં નસકોરાંમાં જરા બી આવ્યું નહીં. તે હમાયજીનાં વાડી જેવા ઘરમાં કીંમતી ફરનીચરની સઘલી સગવડ સાથે વસેલી હતી, વાસ્તે હયાં તો તેને જે હોય તે "બરેરે!" ને "ઘરેરે!" પડયું. આ તેની ચાલથી હું અતી ઘણી દુઃખી થઇ, ને ખુદાના સુગર કરીને જે હાલતમાં હોઇએ તે ઉપર સબર અખત્યાર કરવા તેમજ સંતોશ પકડવા મેં તેને સમજાવીને તેમજ ધમકાવીને ઘણી વખત કહ્યું, પણ ફોકટ. ઓર તેથી અનેક વખત અમો કજીઓ કરી પડતાં, અને ત્યારે મને એ નામોશીનો દેખાવ અટકાવા મારી મરજી ઉપરાંત ખાંમોશ રેહેવું પડતું, એટલે તે બેવકુફ છોકરી ભેજાંમાં આવે તેટલું બધું બોલી બકીને થાકી થાકીને પોતેજ ઠેકાંણે પડતી.

પણ ખરેખરો સધ્યારો તો એ હતો કે મારી જરાવમાં નાજાંની એ બધી નજીસ ચાલોની જરા બી અસર ઉતરી ન હતી. તે ઓર નાજાંની એ ચાલથી ઘણીજ દુઃખી થતી, અને અમો બે બેહેનોનો મતફેર અટકાવા ને એખલાસ વધારવા પોતે આટલી બાલક ઉંમરની છતાં તે પોતાથી બનતું કરતી હતી!

એમ તુરત વેલા એક મકાંન લઈને એ રીતે ઠર પડવા પછી હવે પછી કરવું શું તે વીશેનાં ઘાતકી વમાસણમાં મેં અને મારા વ્હાલા ભાઈ દારાએ ઘણાક દીવસ કશાં બી લાયક અનુમાનપર આવ્યા વના ગુમાવ્યા. ભલા ડાકટર દાદાભાઈની અમોને અવલથી

હતી તેમ ઉપર કહયા મુજબ આ નવાં સંકટમાં બી દરેક સલ્લાહ ને દરેક મદદ મોજુદ હતી, પણ તે બચારા આપણે આગલ વાંચી આવ્યાં છીએ તેમ "વખત" ના સપાટામાં એટલા બધા આવી ગયા હતા કે તેઓનાં દયાલુ દીલની પુરી મરજી પ્રમાણે નાણાં સંબધી તેઓ ચાહે તેવી ને તેટલી અમોને મદદ કરવાને ખરેખર અશકત હતા. એમ છતાં તેવણે એટલી વટીક હીંમત આપી કે નાજાંને જો મારી માફક કોઇ એકાદી નોકરીમાં ગોઠવી દેવાને બની આવે, તો જર એવાં કોઇ કામને વાસ્તે લાયક ઉંમરની થાયે ત્યાં વેર તેને તેઓ દારાબની સાથે પોતાનાં ઘેરમાં પોતે રાખે—અને ત્યારે હવે જે સંકડાંમણ રહી હતી તે એકલી નાજાંને લગતીજ હતી.

પણ નાજાં કાંઇ જેમ તેમ સમજી જાય એવું ભલું માણસ ન હતી. તેનો તોર એક શેઠાંણીના જેવો ને રોબ એક મોટાં અબ-ઇજીને બરનો હતો એટલે નોકરીનીજ દરખાસ્ત રજુ કરતાં તે તો એક વાઘણની માફક ઉછલશે ને છેરાશે એ અમો બેઉ ભાઈ બેહેનો તેમજ ભલા ડાકટર બી સારી રવેસે સમજતાં હતાં. એજ સબબને લીધે અમો વલી એ અમારી ઓછી સમજની બેહેનને અમારી મસલતોમાંથી બાકાત રાખતાં હતાં, અને એવી એક છેલ્લી મસલત દરમ્યાંન અંતે અમો એમ ઠડાવ કરી ઉઠયાં કે હાલ તો થોડુંક સુધી ચાલે છે તેમ ચાલવા દેવું. અમારી મતલબ એ હતી કે નાજાંપર અમારાંજ ઘરમાં થોડી ઘણી લીલી સુકી ગુજરવા દેવી, કે જેથી પછી જયારે નોકરી કરવાની દરખાસ્ત તેની આગલ રજુ થાય ત્યારે તે દરખાસ્ત ઉપર તે ઓછી હેબતથી વીચાર કરવાની દુરઅંદેશી બતાવી શકે. એમ કરતાં અમો બેઉ ભાઇ બેહે-નોને અમારી કમાઈમાંથી આજવેર જે બચાવ્યું હતું તેનો ભોગ આપવો તો હતો, પણ અમારી બેહેનનાં ભલાંને ખાતર તે ખોહી બેસવાની ખોટ ખમવાનું અમને જરાએ ભારી લાગ્યું નહીં. દારાબને મેં ખસરૂનાં નાટકને લગતાં ચેડાં ને તેની તે કંગાલ ભીખારી કુંપનીને લગતાં સંકટની સઘલી કેફીયત બી કહી હતી, અને તેથી તેની તેમજ આ નાજાંની બેઉની એ ઓછી અક્કલનું પરીણામ શું થશે તે વીશે ગંભીર ખ્યાલ કરીને અનેક વખત અમો બેઉ ભાઇ બેહેન અમારાં આંસુ સાથે ભેલતાં.

હવે નોકરીઓથી થોડુંક સુધી 'રીટાયર' થઈને હું મારા બાઇ એહેનો સાથે રહી હતી તે દરમ્યાંન મને મારી ગઈ ગુજરીની ઘણીક બીનાઓ યાદ આવી, જેમાં હીજી શેઠખાંનદાંનની કમનસીબ ઘણ્યાં-ણીની વાત સૌથી અગત ધરાવનાર હતી. હું તે ભલી અબલાને મલીને મારે માથેનો કાલો કલંક ધોઇ નાંખવાને આતુર હતી વાસ્તે તે નીચ નાલેશી ખોટી પાડી આપવા હું પોતે હીંમત કરીને એક વાર હવે એ મારા જુના શેઠને બંગલે ગઈ. ત્યાં જતાં મેં ઘણી નાઉમેદી વચ્ચે જાણ્યું કે તેઓ પોતાની સેહેલથાહાથી હજી પાછાં ફરયાં ન હતાં. મને એ મારા શેઠના જુના નોકરો માંહેલો એક માલી ફકત મલ્યો, જેણે મને તુરત ઓલખી, ને અમો સઘલાં સાથે ઘણો પલોટાઇ ગયલો હોવાથી ઘણી ભલી લાગણીથી નીચેનું બારણું ઉઘાડી અંદર લઇ જઈ મને ખુરસી આપી બેસાડી. તે ઘણો ભલો બુઢો હતો. મારે લગતી નાલેશી જેમ બંગલામાંનાં નાધલાં મોટાં બધાંએ જાંણી હતી, તેમજ તેણે બી જાંણી હતી, પણ તેણે મને પ્રમાણીક ખાત્રી આપી કે તેણે કદી બી તે માંની ન હતી. "મેં તો તેજ વખતે કહ્યું હતું," તેણે કહ્યું, "કે તે તો માણુસ જુદાં હોય. શીરીન તેનાં મોંનાપરથી તેવી દેખાતી હતીજ નહીં ને તે ખુશીથી ગીએલી હોવી જોઇએજ નહીં."

તે ભલા માલીનાં આ સારાં મત ને તેના સંબંધમાં તેનાં કેહેવા મુજબ તેણે બીજાં મારાં ભાઇબંધ નોકરનફરો સાથે કરેલી લડત માટે મેં તેનો ઘણો ઉપકાર માન્યો, અને પછી મારાં શેઠ શેઠાંણીના સર સમાચાર પુછ્યા.

"તે લોક હાલ તો માહાબલેશ્વરમાં શેઠનાં પોતાના બંગલામાં રહેલાં છે," માલીએ ખબર આપી. "કેહે જે શેઠાંણી બચારી બહુજ સુકાતી જાએચ ને દાકટરોની દવા કંઇ કારગત લાગતી નથી. તેને છુપું શું દુઃખ છે તે કંઇ ખબર નથી પડતી, પણ બચારી મરેહાલ બની ગઈ છે."

આ "મરેહાલ" થવાનો સબબ હું જેમ સમજી ગઇ તેમ વાંચનાર બી સમજી લીધા વના રેહેશે નહીં. એક પાપનું પગલું જે તેણીએ કદી લીધું ન હતું પણ લેવાનો અવિચાર અથવા નબલાઇ માત્ર બતાવી હતી તેના સંબંધના વેહેમનો ભોગ થઈ તેનો ધાતકી ભરથાર હતું તે કરતાં ઘણું વધારે માની લઈ

નાહક હેણીને તાંણાંતંણાંથી વીંધી નાખતો હતો. વલી પોતે કેટલી હદ સુધીની નબલાઈ ને નાદાન્યત બતાવી શકી હતી તે કેહેવાની તે અબલામાં હીંમત પેહેલેથીજ નહીં આવી, એટલે દનપર દન વધુ ને વધુ હીંમત હારી જતાં તેણી તે દોસાની નજરમાં ખરેખરી તકસીરવાર ઠરી હતી, અને હવે તે વગર મોહતે મરતી હતી. એવી અભાગણી અબલાઓના કમનસીબ હાલપર ખુદા દયા કરો ! મને તો ખરેખર એ મારી ગરીબરી શેઠાંણીની ઘણીજ દયા લાગી, કેમકે બાતેનના સઘલા છુપા ભેદ ભરમોથી . અનેક સંજોગને લીધે હું પુરેપુરી માહીતગાર થઈ રહી હતી.

"શેઠાંણીને તારે વાસ્તે ઘણોજ બુરો વેહેમ બેસી ગીયોચ, શીરીનબાઈ," તે ભલા દોસાએ પોતાના સાચ્ચા ખુલાસાઓ જારી રાખ્યા. "કેહ જે અમીના આગલ અવારનવાર તેવણ તારે વીશે હલકું બોલેચ, કેમકે તેવણ કેહેચ કે 'નજરે જોયલું ખોટું હોયજ નહીં, ને જ્યારે શીરીનને મેં પોતે લુચ્છા જાંહાંગીર સાથે વાંદરાના એક એવા એકાંત રસ્તાપર શાંતપણે એખલી ફરતાં જોઇ ત્યારે તે અહીંથી પોતાની ખુશીથી રાતોરાત ગઇ તેમાં હું અજાયબી સમજતીજ નથી ?'"

"એમ બધું કોણ—મારી શેઠાંણી માનેચ ને કેહેચ ?" મેં દુઃખથી વીંધાઇને કહ્યું. "અરે ત્યારે તો તેઓ અતરે પાછાં ફરે ત્યાંસુધી થોબવું બી નામુનાસેબ છે. મારી પાસે એ બધી બીનાઓ વીશે વીગત સાથે લખેલો એક કાગલ તૈયાર છે, ને તે કાગલ તેં હવે માહબ્લેશ્વરનું મને જે ઠેકાંણું આપ્યું છે તે સરનામે હું તુરત મોકલી આપું."

આ વીચાર તે બુઢાને ઘણો ગમ્યો, અને તેથી બીજી કેટલીક વાતચીતો કરી હું તે મકાંનમાંથી તે ભલા માલીની રજા લઈ બાહેર પડી.

---

## પ્રકરણ ૯૮ મું

## પુરાંણી પીછાણ.

મેહેમવાલાંઓને ત્યાંજ વીગત સાથ લખીને તૈયાર રાખેલાં તે કાગલના ખ્યાલમાં રસ્તા ઉપરથી હું ઝપાટામાં ચાલી. હું તમામ નીરદોશ છતે મારી શેઠાંણી, કે જે મારાપર એક વાર જીવ આપતી હતી ને જેને મારી નીતીને માટે આટલું ઉંચું મત હતું તે, એવું

નીચ ને હલકું મારે વીશે વીચારી શકી એ જાલેમ અફસોસના ખ્યાલમાં ને ખ્યાલમાં નાકા ઉપરથી એકાદ ગાડી મલે તો કરી લઇને ઘરે પોંહોંચવાના ઉંમગમાં હું આગલ વધી. એમ કરતાં હું જતી હતી તે રસ્તાની એક બાજુએ એક પારસી ઝવેરીની દુકાણમાં અચબુચ મારી નજર ખેંચાઈ. મેં જોયું કે તેમાં એક ખુલ્લી કબાટમાં કેટલોક કીંમતી અસબાબ ભરેલો હતો, જે મારો આગલ જોયલો ને જાણીતો હતો! તે બધું કીંમતી રૂપાકામ ને ઝરઝવેરાત હતું, અને મારી નજર તે ઉપર ખેંચતાંજ મેં તે લગાર વધુ સંભાલથી જોયું, ને તુરતજ તે વાડયાના જાંહાંગીરની મતા તરીકે પીછાણ્યું. વાંચનાર યાદ કરશે કે તે લુચ્છાએ મને ફસાવા ને લલચાવા વાંદરાંનો બંગલો મારે માટે આરાસ્તા કરાવ્યો હતો, ને મારા ઓરડામાં ઘણાક કીંમતી દરદાગીણા મને લલચાવા કાજે ખાશ ખરીદીને તેણે મુકયા હતા, જે બધા છચોક આ દુકાણમાં હમણાં વેચવા મેલેલા હતા!

તે કોણ વેચે? વાડયાનો જાંહાંગીર તો તે વેચતો હોયજ નહીં, પણ મને તુરત ખ્યાલ થયો કે બેજુ બુલડાગની કુંપની જે રાત્રે હું તે બંગલામાંથી નાહાઠી તે રાત્રે ત્યાં તજદી લઈ પધારી હતી, ને તે ફરમાસુ કુંપની ત્યાંથી એ બધો અસબાબ યજમદે કરી ગઇ હતી, વાસ્તે વાત જુની થવા બાદ તેઓએજ હવે તે અસબાબ આ કોઇ લુચ્છા દુકાંણદારને વેચેલો હોવો જોઇએ. પણ વલી એ અનુમાનની લગોલગ મને યાદ આવ્યું કે વાડયાના જાંહાંગીરે પોતાના બંગલાની એ મોટી ચોરીના સંબંધમાં નફટ નાકે (પણ પોતાનું મોં છુપાવીને) એ ચોરી પકડી આપે તેને માટે રૂ. ૩૦૦ નું ઇનામ બી છપાવ્યું હતું. તે ઇનામ તેણે પોતાના સોલીસીટરોની મારફતે તેઓને નામેજ છપાવ્યું હતું, ને તે આગલ એક વખત મારાં વાંચવામાં બી આવ્યું હતું; તે ઇનામ એ મારા સંબંધના જાંહાંગીરના દાગીણાઓને વાસ્તેજ છે એમ હું તુરત પાંમી ગઇ હતી, કેમકે જાંહાંગીરના સોલીસીટર કોણ હતા તે મને ખબર હતી.

હવે ત્યારે એમ એક વાર મારી ખાત્રી થઇ કે એ અસબાબ બધો તેજ હતો ત્યારે હું હીંમત પકડીને તે દુકાંણમાં ગઈ. ત્યાં બાજુએ એક ખુંણાંમાં તે પારસી ઝવેરી બે ચાર પંચીગરો આગલ બેસીને

કાંઈ કામ લેતો હતો તે મને જોઇને વેહેલો વેહેલો "આવો બાઈજી," "બાઈ આવો સાહેબ" કરતો ઉઠી આવ્યો, ને હોકમની આરજુમાં ઉભો.

હું અવલ તો જાણે કાંઇ દરદાગીણા જોવાની મકસદથીજ અંદર આવી હોઉં તેમ બધે ફરી, અને બધું જોવા ને વધારે ધ્યાંનથી તપાસવા લાગી, એટલે મારી વધુ પક્કી ખાત્રી થઇ. તેજ દરમ્યાંન વલી મારી પોતાની વીટી ને પાકીટ બી ત્યાં એક કેસમાં મુકેલી હતી તે ઉપર મારૂં ધ્યાંન દોડયું. આ વીટી નાધલી તેહેમીને હું સોહોધી લાવી હતી તેના ઈનામમાં હીજી શેઠખાનદાંનની ધણ્યાંણીએ મને આપી હતી તેજ હતી, અને વલી તેજ વીટીની પાસે મારી પાકેટ બી હતી. એ પાકેટ બી મારી ઘણી માનીતી હતી, કેમકે તે સમકલી નાધલી ને સાદી તોબી ઘણી શોભીતી હતી. એટલાવાસ્તે એ મારી મતા પાછી જોઈને હું ખુશી થઇ, ને દુકાણમાં આવી હતી ત્યારે તો તે ખરીદી લેવાનોજ મેં ઠડાવ કીધો, ને તેની કીંમત પુછી.

તે દયાનતના પાક (?) દુકાંણદારે હતી તેથી ત્રણ ત્રણ ઘણી કીંમત તે મારી મતાઓની મને કહી, કેમકે મને એખલી જોઈ તે લુચ્છો મને દેખીતી રીતે ધાભરી જવાનું કરતો હતો. આથી હું મનમાં હસી, ને ત્યારે તે દુકાંણદાર ગભરાતો જણાગો. યાતો તેનું પાપી હૈયું તેને ડંખતું હોવાથી તે બીહીધો કે તે માલ ચોરીનો છે એમ મેં પારખ્યું હતું, અથવા તો હું તે દાગીણાઓની ખરી કીંમત જાંણી શકવા જેટલી ખબરદાર હતી એમ તેણે ધારયું. ગમે તે હોય, પણ મારાં મનમાં હસવાથી તેને ઘણું ખસ્યાંણું લાગતું જણાયું.

"તમારી દુકાંણમાં એકજ ભાવ છે કે ?" મેં અનકાથી પુછ્યું.

"જી હા, પણ તમે ગમે તે કીંમત ફરમાવો," તેણે ખોટી ધામધુમ ને દોડાદોડમાં પોતાનું ખસ્યાણુંપણું છુપાવી દેવાની ફોકટ કોશેશ કરતાં કહ્યું. "જોવોનીજી, પાકીટ ઘણી સુંદર છે, ને વીટીનો હીરો તો—"

"એ દાગીણાઓની તમારે તારીફ કરવાની તજદી લેવીજ નહીં, કેમકે મારા એ વાપરેલા છે," મેં હસીને કહ્યું "એ તો મારા પોતાના છે, ને તમે તો એ ચોરીનો માલ રાખેલો છે."

"હેં, ન-ન-નહીંજી એ શું કેહોય?" તે લુચ્ચો પારસી તોતરો બોબરો થયો. "મેં તો એ મોંઘે ભાવે બધું લીધુંચ. હું નહીં જાંણુતોતો કે એ ચોરીનો માલ છે."

"તમે જાંણુતાતા," મેં ઘણી હીંમતથી ને કાંઈક ભારથી કહ્યું; અને પછી સાંમેની કબટમાં તેણે પેલા જાંહાંગીરવાલા કીંમતી દાગીણાઓ બધા બેહાઇથી દેખાતા મુકયા હતા ને બતાવી મેં કહ્યું, "આએ બધો ચોરીનો માલ છે, ને અંગ્રેજ સરકારના કાયદા મુજબ ચોરીનો માલ વેચનાર કરતાં બી તે લેનાર તો વધતી સજાને લાયકનો ગણાયચ."

"અરે ચપોરે જી ચપો," તે પારસીએ ઘભરાઈ અકલાઈને કાકલુદી કરી. "મારી બધી આંટનું ને દુકાંણનું સત્યાનાસ વરી જશે! બાઇ સાહેબ," તેણે વધુ કાકલુદીના દેખાવથી ને માંનથી પુછયું, "એ બધી મતા શું તમારી છે?"

"બધી મતા તો મારી નથીજ," મેં કહ્યું. "મારી તો ફકત આએ એક વીંટી ને પાકીટજ છે, પણ આ બાકીની મતા બી કોણ ધણીની છે તે મને ખબર છે."

"ત્યારે તમારી મતા તમે સુખેથી પાછી લેઓજી," તેણે મને રાજી કરવા ને રાજી રાખવાના હેતુથી ઘણાં માન સમેત કહ્યું. "એના મને પૈસા આપવા પડયાચ, પણ મારી એવકુફીની સજામાં તે ખોટ હું ખુશીથી ખમશ. ગમે તો આએ બધી મતા તમે લઈ જાઓ, પણ ખુદાને ખાતર બાઇ સાહેબ—"

"નહીં, એ મતા મારી નથી તેથી મારે લેવી બી નથી," મેં કહયું, ને પછી તેને હું સત્તાના સપાટામાં ફસવા દેવશ નહીં એવો કાંઈક સધ્યારો આપી હું મારી ગુમાયલી બેઉ મતા લઇ તે બદ દેયાનતી દુકાંણદારને ત્યાંથી બાહેર પડી.

દેખીતી રીતે તે બાજુએ તેનો ધંધો ધીકતો ચાલતો હતો, કેમ, કે મોટે મોટે ખાંચરેના બંગલાઓનાં પાસાંમાં તે એવા ઠાઠ સાથની દુકાંણ ઉઘાડી બેઠો હતો, ને દેખીતું મોટું ભાડું ભરતો હતો તે અમસ્થું કેમ હોય?—અને ત્યારે તે વલી ઘણો આબરૂદાર બી તે લાઇનમાં ગણાતો હોવોજ જોઇએ, કે જ્યારે તે ખરેખર કેવો આબરૂદાર હતો તે તો વાંચનારે જોઇ લીધું! ખચ્ચીત, "પીલું

એટલું શેનું નહીં," ને "ઉજળું એટલું દુધ નહી" એ મીસાલો આ સંસારના સંબંધમાં કેટલી બધી ખરી છે? બાહેરથી જેઓ અશો દેખાવના ધોતા ધાતા ને સોજજા સાજજા હોય છે, તેઓ બાતેનમાં બેહુલી ભગત જેવા મેલા બદમાશો હોય છે એમ કેટલી બધી વાર આપણા અનુભવમાં આપણે જોઇ અને જાંણી શકીએ છીએ!

---

## પ્રકરણ ૯૯ મું

### એક ફરજ.

પણ દુકાંણમાંથી બાહાર આવવા પછી મને ઘેર જવા ગમ્યું નહીં. મેં જોયું કે આ દુકાંણદાર કોઈ સાધુના સાહયા હેઠલ લુચ્છો હતો, અને બેજુ બુલડાગ અને કાકિકાકરી જેવા ચોરો ને બદમાસોનો મલત્યો ને મસલત્યો હતો. તેણે દેખીતી રીતે તે સઘલો કીંમતી અસબાબ તે બાંગરો પાસે પાંણીને મુલે પડાવી લીધો હતો, અને તે છતાં વલી મારા બાબમાં તે કરવા ગયો તેમ તે દાગીણાઓ તેમની અસલ કીંમત કરતાં ત્રણ ઘણા કીંમતે વેચવાની તે લોકોને થાપ આપતો હતો. તેવા માણુસને, મેં ખ્યાલ કરયો કે, અચ્છી સજા તો થવીજ ઘટે, ને તેથી મેં તુરતજ ઠડાવ કીધો કે ચાડીયાના જાંહાંગીરના જે સોલીસીટરોએ ઈનામ છપાવેલું હતું તેમને જઈને મલવું, અને એ ચોરીનો માલ કયાં હતો તેની ખબર આપવી.

મારૂં પેહેલાં તો મન થયું કે તે ચોરોનાં નામનીસાંણ હું જે જાંણુતી હતી તે બી કહી આપવાં, પણ તેઓએ મને મારી પાક હોરમત સાથે તે બદીના ગારમાંથી જતી મુકી હતી તે હેશાંન યાદ કરી મેં બુલડાગ ને કાકરીનાં નામો તો ખાઈ જવાનોજ ઠરાવ કરયો, અને વલી પેલા ઝવેરીને બી હેરાંન નહી કરવાનું મેં પ્રામીસ આપ્યું હતું, વાસ્તે તેને વાસ્તે માંફીની કબુલાત લખાવી લઈ ફકત તે સોલીસીટરોને તે ચોરાયલી મતાનોજ પતો મેલવી આપવાના ઠરાવ સમેત મેં ત્યાં જવાનું મન કીધું. એ પછી તુરત એક ગાડી કરી લઇ મેં ફ્લીટમાં જયાં કોટેકોટ તે સોલીસીટરોની આફીસ હતી ત્યાં હંકારયું. તેઓએ તો એ ચોરી જે કોઇ પકડી આપે તેને માટે રૂ. ૩૦૦નું ઇનામ છપાવ્યું હતું, પણ આ ઈનામ મારે લેવું કે નહી·

તે હવે સવાલ રહયો ! એવા અધમ મુજીઓના પઈસાનું ઇનામ મારે તો નહીંજ લેવું ઘટે, પણ મેં ઠરાવ કીધો કે તેમને બી જતા નહીંજ મુકવા જોઈએ. તે ૩૦૦ રૂપીઆ મારે હાથમાં બી પકડવા તો નહીંજ, પણ બાહારોબાહાર કોઈ લાયક ધરમખાતાંને મદદ થવા તે અનામત જાય એવી ગોઠવણ કરવી એમ મેં નકકી કરયું. આ બધાં સંતોશકારક અનુમાનો અને સેવટોપર આવ્યા પછીજ હું તે સોલીસીટરોની આફીસમાં ઉતરવા પાંમી, અને ગાડી ઉભી રાખીને હું અંદર ગઇ.

ત્યાં હાસપીટાલોમાં ખાટલા હોયછે તેમ આગલના એક મોટા ઓરડામાં પાસે પાસે ટેબલો મુકી હારેકટાર બધા કલારકો ગોઠવાયલા હતા. તેમાંથી આગલનીજ ટેબલવાલાને મેં મી૦ સંજાના (સોલીસીટર) હતા કે નહીં તે પુછયું, ને તેણે અદબથી ઉભો થઇ મને જવાબ દીધો કે તેવણ એક કલાકથી બાહાર ગયલા હતા, પણ હવે આવવાનો વખત થયો હતો. તે પછી તેણે એક હમાલને પોકારી "એ બાઇ સાબકું સંજાના શેઠકા ઓરડામાં બેઠાઓ" એવો હોકમ આપ્યો, અને હું તે કલારકને 'ઠેંક યુ' કહી તે હમાલની પુઠે ગઈ. પણ તે કલારકોવાલો મોટો ઓરડો પસાર કરી જતાં મને કાંઇક બારી પડયું, કેમકે હું કાંઇ જોવા જોગ ચીજ હોઉં તેમ દરેક કલારકો કામમાંથી માંથા બાહાર કાઢી કાંઇક ઘણી અજાયબી ને ધુસ ધુસ વચ્ચે મને ટીકવા પડયા.

મી૦ સંજાનાનો ઓરડો એક પારટીશનથી જુદો કીધેલો નાધલો ભાગ હતો, જેમાં વચ્ચે મુકેલી એક અરધી બારી રોકાં બારણાંમાંથી મને દાખલ કરવામાં આવી, અને લઈ જઇને ખુરસી આપવામાં આવી. વલી મારાં બેઠા કેડે તુરત મારાં માથાં ઉપરનો પંખો હાલવા માંડયો, એટલે મેં જોયું કે આ આફીસના આદમીઓ મારી સાથ કાંઇક માનથી વરતવા જેટલાં મેહેરબાંન થયાં હતાં.

તે ઓરડામાં ચોપડીઓની કબરો અને બુક કેશો તેમજ એકાદ ઈઝીચેર ને મી૦ સંજાનાની મોટી કુસાદે ટેબલ ઉપરાંત જુદાં જુદાં કુલોનાં નામ સાથની પેટીઓ હતી, જેમાં બેશક તે કુલોના દસતાવેજો હોવા જોઇએ. એ બધું જોવાની મને કંઈક ગમત થઇ, ને તેથી પા કલાક સેહેલથી સરી ગયો, તોબી મી૦ સજાના તો આવ્યા

નહીં. અંતે હવે કાંઈ વાંચવાનું સોહોધવા મેં ઉઠીને ટેબલપર નજર કરી, તો આગલજ તે દાહાડાનું "ગવરમેંટ ગેઝટ" પડેલું હતું તે મેં સેહેજ ઉપાડી લીધું, અને તે માંહેલી ઈંગ્રેજી ગુજરાતી જાહેર ખબરો વાંચવા માંડી. એમ કરતાં પાનાં ફેરવતાં "નાદાર દેવાદારોની ટીપ" ઉપર મારૂં ધ્યાંન ખેંચાયું, ને તેવા કમનસીબ (અથવા લુચ્છા?)ની ટીપમાં પારસી નામ કોણ કોણનાં હતાં તે હું વાંચવા પડી, જેવામાં એક નામ વાંચી હું ચોંકી, કેમકે તેમાં પેલા મારા બીજા શેઠ ભીખાજી કલ્યાંણીવાલા ઉરફે ભીખાદારૂ ઢમ્બુનું નામ હતું ! તે મખીચુસ અંધ્યારૂં પોતાનાં બચ્ચાંઓ ને ગાય ગોલાબ જેવી પરણેતરપર સારા વખતમાં બી શી શી તરેહના ભુખમરાના જુલમ ગુજારતો તે હયાં મને યાદ આવ્યું, ને હવે ત્યારે તેની નાદાર હાલતમાં તે બચારાં મનસીબો (ભીખાદારૂને બાદ કરયે તો) કેવી કરપીણ કંગાલ્યત ને કેવી સખતમાં સખત હાયવેલામાં હશે તેનો ખ્યાલ માત્ર કરતાં મારી છાતી દયાથી ઉભાઇ ગઇ. તેની પરણેતર મારા સાથે શેઠાંણી જેવી નહીં પણ બેહેન જેવી હતી, ને તે ભોલી પણ ભલી અબલાએ મારૂં ભલું કરવાને ઘણું કીધું હતું, અને તેથી તેણીના ધણીની નાદારીની નામોશીથી હું ખચ્ચીત અને ખરાં દીલથી દુ:ખી થઈ. એ નાદારીનો સબબ બી હું તુરત સમજી જઇ શકી. તેની નોકરીમાંથી મેં રૂખસદ લીધી ત્યારે તે પેલા સાંએની દુકાંણવાલા "માબેદ જમશેદજી ધનજીભાઇ હાતઉસ" સાથે જબરાજબરીની હરીફાઈ ને કસાકસીમાં ઉતરયો હતો, અને તેવી અદેખાઇભરી હરીફાઇનું એવુંજ કાંઇક સેવટ આવવું જોઇએ એવો મને છેક અવલથીજ ભય હતો!

પણ મેં ઉપર કહ્યું તેમ એ નાદારીના સંબંધમાં મને ખરેખર ઘણું લાગ્યું તે એ ભીખાદારૂની બઈએરનું ને તેનાં કમનસીબ પા કુડી બચ્ચાંઓનું હતું, અને તેથી તેજ ઘડીએ મને વીચાર આવી ગયો કે પેલાં ઇનામનો સઉથી રૂડો ઉપયોગ તે રકમ તે ગરીબરી અબલાપર મોકલી આપવાનોજ થશે. આ ઠરાવ હું મારાં મનમાં મ્રાનમીન કરી રહી તેટલાં બારણું ઉંઘડયું. ને મી૦ સંજાના સોલીસીટર ઓરડામાં આવ્યા. તેવણની પછવાડે એક હમાલ ચોપડીઓનો ચોરો લઈ દાખલ થયો, અને તેનાં તે બાજુઓના એક બુક

ડેસપર મુકી જવા પછી મી૦ સંજાનાએ તુરત મારાપર ધયાન આપ્યું, અને હું કોણ હતી ને શું માંગતી હતી તે ઘણા મીઠાસથી પુછયું.

તે એક ઠંડા સ્વભાવનો લાયકીવાલો અદ્ધોર ઉંમરનો ને બાહોસ દેખાવનો પારસી હતો. તેનાંમાં એક કામદાર સોલીસીટરની બધી અદા હતી, પણ જે નકામા જેવાઓ આખી દુન્યાનું કામ તે લોકનાંજ માથાપર હોય તેવી ખોટી ધરપચ ને ધામધુમ બતાવે છે તે જરા બી ન હતું.

"જી તમે કંઇ એક વાંદરેના બંગલામાં થયલી ચોરી વીશે ઈનામ છપાવ્યુંચ?" મેં પુછયું.

"હા, તેનું શું!" તેણે કહ્યું. "અમે એક અમારાં કુલની ફરમાસથી છપાવ્યુંચ ખરૂં ?"

"તે ચોરીનો હું પતો મેલવી આપશ," મેં કહ્યું.

"ખરેખર?" તે સોલીસીટરે અજાએબીથી કહ્યું. "તમે તેની વાત શું જાણો ?"

"હું તમોથી કશું બી છુપાવા માંગતી નથીજી," મેં કહ્યું. "જે એક નીરદોશ અબલાને વાસ્તે ઘણા નજીસ ખ્યાલો ધરાવીને એ દરદાગીણા એ તમારાં કુલે લીધા હતા, તે અબલા હુંજ છેઉં. મેં તે દાગીણા ઠોકરે મારયા પછી તેની ચોરી થઈ હતી તે હું જાણુંચ. તે ચોરોને બી હું પીછાંણુંચ, પણ તેનાં હું નામ આપી શકતી નથી, ને જો બળજીદાઈથી મારી પાસે તે નામ મેલવવાનું કરશો તો તેમ તમારાં કુલને જાહેરમાં બેહોરમત થવું પડશે."

"અચ્છું ત્યારે, તે ચોરનાં નામ નહીં માંગશું," મી૦ સંજાનાએ પોતાનાં કુલની નાખુશીથી કાંઇક સેહેજ લજવાતાં કહ્યું.

"પણ તેટલુંજ નથી," મેં કહ્યું. "બીજી સરત એ છે કે જે ધણીએ એ ચોરીનો માલ લીધો છે ને રાખ્યો છે તેને બી તમારે માફ કરવોજ પડશે. તેના પાસથી તે બધા દાગીણા તમે દમ ભરાવ્યાથી એક દોરયાંના બી ઘસારા વના પાછા મેલવી શકશો, ને તેથી તેને જે ભારી નુકસાંની થશે તેજ દંડ ને તેજ સજા તેને માટે પુરતી ગણાશે."

"વારૂં તે બી મારે કબુલ છે," જરાક વાર ગંભીરે વીચાર કીધા પછી મી૦ સંજનાએ કબુલાત આપી. "હવે તો તેનું ઠેકાણું

કેહશો? જો તે ઠેકાંણું ખરૂં નીકલશે ને ચોરીનો પતો મલશે તો ઇનામના રૂ ૩૦૦ તાબરતોબ તમો ઉપર મોકલી આપીશું."

"મને તે જોઈતા નથી," મેં કાંઈક તુચ્છકારથી કહ્યું. "હું પઇસાની બાબતમાં ઘણી ગરીબ માણુસ છેઉં, પણ એ નીચ કામના સંબંધમાં થતી પઇસાની આપ લે મને પસંદ નથી. એટલાવાસ્તે એક મારાં કરતાં બી દસ ગણાં મોહતાજમંદ પારસી ફેમીલીનું હું નામ ને ઠેકાણું આપશ, ત્યાં તે ઈનામ તમારે મોકલી આપવું પડશે."

મી૦ સંજાના હયાં કાંઇક અજબ જેવી રીતે મારા ભણી ટીકવા લાગ્યા. તેઓને મારૂં કહેલું ને બોલેલું કાંઈ ઘણુંજ ગમ્યું હોય તેમ દેખીતી જાબજા વખાણુની ઢપથી તેઓ મારાં મોં ભણી એકાદ બે પલ જોવા લાગ્યા, અને પછી વલી બીજી એકાદ બે પલ ગંભીર વીચાર કરી મને કહ્યું, "જાઓ, મારે કબુલ છે. તમે મને તે દુકાંણવાલાનું નામ નીસાંણ આપો, ને જો તમારાં કેહેવા મુજબ સઘલો અસબાબ અમારે હાથ આવી જશે તો અમો તે દુકાણદારને તમારી સરત મુજબ જતો મેલવા ઉપરાંત રૂ. ૩૦૦ નું ઈનામ બી તમો કેહશો તેને પોહોંચતું કરવાને બંધાયલા છઇએ."

"ઘણી મેહેરબાંની," મેં હસીને કહ્યું,—અને પછી તે દુકાંણ-દારનું નામ ને ઠેકાંણું જે મેં ચોક્કસ ખ્યાલમાં રાખ્યું હતું તે નોંધાવી કહ્યું, "ઇનામની રકમ મારી ઉપર મોકલી આપવા જરૂર નથી. હું એક નામ નોંધાઉંચ તે મેહેરબાની કરીને લખી લેઓ, ને તે ગરીબ કુટુંબ મેં હમણાં કહ્યું તેમ ઘણી તંગીમાં છે, વાસ્તે તે બધા દાગીણા હાથ આવતાં તે ઇનામ મની આરડર કરી પર-ભાડું ત્યાં મોકલી આપજો, ને મને ફકત મારૂં એડરેસ આપું છું તે મુજબ બે લાઈન તેમ કરો તે ખબરની લખવા તજદી લેજો."

હયાં મેં ભીખાદારૂ દમ્મુની પરણેતરનું નામ ને ઠેકાંણું નોંધાવ્યું તેમજ મારૂં એડરેસ આપ્યું, અને પછી હું રજા ચાહાવા ઉઠી.

મી૦ સંજાનાએ તુરત ખુરસીપરથી ઉઠી મને છેક બાહેર દાદરવેર મુકવા આવવાની બોંહોંસ લીધી, અને દાદર આગલ એક ભાઇ કે બાપનેજ છાજતી મમતાથી ચાંપીને મને શેકહેંડ કરતાં કહ્યું, "તમો જેવાં નેકજાદ ને લાયકીવાલાં બાંનુની પીછાંણ થવા સારૂં આજે હું ખરાં દીલથી ખુશી છું. તમારી નીતી ને સલુકા-

છેજ નહીં પણ તમારો પરમારથ બી જોઈ હું આજે ખુશી ને અજા-યબીમાં ગરક ગીયોચ. તમારા જેવાં કાંઈ બધાંજ થઇ શકે નહીં, પણ હું ચાહુંચ કે પારસી બાંનુઓમાં તમો જેવી ભલી અબલાઓ ઘણી હોય."

મેં મી૦ સંજાનાનો તેમની આ સઘલી લાયકી, મેહેરબાની ને સ્તુતી માટે ઘણો ઉપકાર માન્યો, અને હું તેઓથી છુટી પડી, કે જ્યારે મને વગર શરમાવે કબુલ કરવાની ફરજ છે કે તેવણુ જેવાં એક મોટાં માણસે મારે માટે એવું સારૂં મત ધરાવી મને કીંમતી "કોપલીમેંટ" આપી તેથી મને ખરેખર ઘણો સંતોશ મલ્યો. વલી વાંદરાવાલી ગલીચ નામોશીના સંબંધમાં ભાગ લેનારા સઘલાઓને હું ખુદરતના એ ભેદી હાથથી વધતી ઓછી ચીમકીઓ લગાવી તેમનેજ પઈસે એક પાક ફરજ વટીક અદા કરી શકી, તેથી બી મનમાં હું ઘણીજ ખુશી થતી બાહેર પડી.

---

## પ્રકરણ ૧૦૦ મું.

### એક ભયંકર ભેદ.

પણ આજે ઘરથી બાહેર પડવા પછીથી મારા સંબંધમાં જે બીલકુલ નહીં વકી રાખેલા નવા નવા સંજોગો થતા આવ્યા હતા, અને જેને સબબે મને નહીં ધારેલે નવે નવે ઠેકાંણે જવું થયું હતું તે સંજોગો હજુ પુરા થયા હોય એમ લાગ્યું નહીં, કેમકે હું સો-લીસીટરને ઘેરથી ઉતરીને ગાડીમાં બેસવા જતી હતી તેટલાં મેં એક ઓલખીતા ચેહેરાની અબલાને સાંબી બાજુએથી આવતી દીઠી. આ છોકરીનો ચેહેરો મને ઘણોજ ધ્યાંનમાં આવતો હતો, પણ મેં આગલ કયાં અને કયારે તેને જોયલી હતી તે કાંઈ યાદ કરવા છતાં મારી સમજમાં તુરત આવ્યું નહીં.

બીજા હાથપર તે છોકરીએ મને જોતાંજ ઓલખી હોય તેમ તેના ચેહેરાપરથી જણાયું, કેમકે તે હસી અને મારી આગલ આવી. "ઓરખોચ કે?" તેણે આગલ આવીને પુછયું.

"નહીં, મારાં ધ્યાંનમાં તમારો ચેહેરો છે, ને મેં તમોને આગલ કેઠે જોયલાં છે એમ કંઇ યાદ આવેચ, પણ—"

"તમે સીધણુનો પોસાક પેહરીને નાટક કરવા નીકલી પરયાંતાં કેની ત્યારે તમોને હું મલીતી; હવે યાદ આયું ?" તેણીએ હસીને કહ્યું.

અને હવે ખરેખર મને યાદ આવ્યું. હીજી શેઠખાંનદાંનની નાહાની તેહેમીને બેજુ બુલડાગની કુંપની ચોરી ગઈ હતી ત્યારે ઘેલા બેહેલઇ સાથે "કોલસા મડમ"ના અવતારમાં હુ તેણીનો છુટકારો કરવા પેલાં પીઠાંમાં ગઇ હતી તે વખતે પેસુ લાંબાની મા સાથે આ તેની દીકરી ( પેસુની બેહેન ) ને મેં ત્યાં જોઇ હતી. તે વખત એ છોકરી તરફ કાંઇક તેને જોતાંજ મારાં દીલનું ખેંચાણ થયું હતું. તે દેખાવલી, જુવાંન અને દેખીતા સારા ખવાસની હતી, એટલે એક બદબખત કુટુંબમાં જનમવાનાં તેનાં હીણભાગ્યને લીધે તેણીનો સંસાર ધુલ મલી જતો હતો તે વીશે મને ત્યાંજ તેની દયા આવી હતી, અને એવી એક છોકરીને સારે રસ્તે મુકવાનુ હું જો કાંઈ સાંધણ થઇ પડું તો તે મારાં મનને ગમતું ને સ્વભાવને અનુકુલ થતુંજ હતું એમ ખ્યાલ કરી તે અબલાને જોઈને હું ખુશી થઇ તેથી વાંચનાર અજબ થશે નહીં.

"તમે મને કાંહાંથી ઓરખી ?" મેં હવે આ મુલાકાતથી અજબ થઈ પુછ્યું.

"તે રાત પછી તમારી તે અજબ જેવી હીંમતની બધી વાત પેસીએ મારી ને માએની આગલ કીધીતી," તે છોકરી કે જેનું નામ પીરોજબાઇ હતું તેણે કહ્યું. "હું તો તેઆરથી તમારી પર ફીદાફીદા થઇ ગેઇતી, ને તમુને એક વખત જોયાં ને ઓરખ્યાં પછી અવારનવાર જયારે હું મલતી ત્યારે બોલાવાનું કરતી, પણ તમારૂં આજની કાંની આગલ કોઇ વખત મારીપર ધ્યાંન નહીં ખેંચાયલું, એટલે મારી હીંમતજ નહીં ચાલતીતી."

"હમણાં કાંહાં જાઓચ ?" મેં તેની મારી સાથ "સહી-પણાં" કરવાની ખુશી જોઈ બને તો મારે ઘેર લઈ જવાની મકસદથી પુછ્યું.

"અમના તો આ ટીચરની દુકાંણમાંથી એક દવા લેવાની છે," તેણે કહ્યું.

"કોણને વરે ?" મેં સાદાઇથી પુછ્યું.

પણ આ સવાલ તેને માટે એટલો નહીં ધારેલો ને અચબુચ થએલો જણાયો કે તે તદન ગભરાઈ ગઇ! "હઃ નહીં, કોઈને—કોઇને વાસ્તે જોઇએચ"—અને તેણે હસીને સવાલ ઉડાવતાં અરજની ઢપે કહ્યું "મારૂં ગરીબનું એક કામ કરશો?"

"શું?"

"જરા આટલી દવા મને સાંમેથી ટીચરને તાહાંથી લાવી આપશો?" તેણે કહ્યું. "હું અહીંજ ઉભી રેહેવશ. જો બધી મરી જાઉં."

"કાંએ, તમે પોતે કાંએ નહીં જતાં?" મેં પુછ્યું.

"મુવા બધા જંગલા હોશે તો મુઈ બરી મને તો બીહીક લાગેચ," તેણે રીસાયલે સાહાદે ગાલ ફુલાવીને કહ્યું.

"ત્યારે લેવા આયાં શું કામ?" મેં કાંઈક હસીને પુછ્યું.

"તે મુવાં નહીં માને તે કોણને કેહે?" તેણે ફરયાદની ઢપે બચાવ કીધો. "રાંન મારી માએનું તો એજ રહી ગીયું."

મેં હવે જોયું કે તે અબલાને સારી સમજમાં લાવવાની મને પુણ્યવંતી તક મલે તેવી ઢપે એખલાસ વધારવા તેનું આ કામ કરવા જોગ હતું, કેમકે તેમાં વાધાભરેલું જરા બી ન હતું. આથી, તેની પાસે મેં પઇસા ને "પ્રીસ્ક્રીપશન" માંગી લીધું, (કે જે. પ્રીસ્ક્રીપશન એકાદ ઇંગ્રેજી દવાનું નામ માત્ર હતું) અને પછી હું તેને ત્યાંજ ઉભા રેહેવા કહી મારી સરેસ્તાની હીંમતથી તે દુકાંણ તરફ ગઇ. પણ ત્યાં જતાં મને અચબુચ વીજલીના વેગે વેહેમ અને ભય થયો કે તે એમ કરી મારા પાસે એકાદ ઝેરની જોખમભરી ખરીદી કરાવતી હોય તો? આ મારાં અનુમાનને વલી ટેકો એટલાંથી મલતો હતો કે કોણ સીક હતું તે તે છોકરીએ મને મુતલગ કહ્યું નહીં—તે વીશેનો મારો સવાલ ઉડાવી દીધો! વલી તે બચારાં કેવાં ગરીબ હતાં તે હું જાંણતી હતી, તો તેઓ ટ્રીચરની દુકાંણેથી દવા શાંની લીએ? પેસુ લાંબો બદમાસ હતો, ને પોતાની મા બેહેનને પાંચ પઇસા પુછતો ન હતો તે બધી વાત ખ્યાલમાં લીધા પછી આ ખાશ ખરીદી એકાદાં ઝેરની હોય એમ માનવાને મારૂં વધતું મન થયું!

પણ નહીં. તુરત મેં ધારયું કે જો ઝેર હશે તો કેમીસ્ટ તે આપ્યા આગમચ મને તે વીશે કાંઇ બી કહયા વના રેહશેજ નહીં,

ને તેથી તેવું કાંઈ હોય તો તે દવા નહીં લેવાના નીશ્ચયથી હું દુકાંનમાં ગઇ.

ત્યાં એક ફીરંગીને તે કાગલ આપ્યું, ને તેણે ફક્ત એક બાટલી તુરત કાગલમાં વીટાલી લાખ ચોંટાડીને આપી. એમ કરતાં તેણે ફકત "આદમી બોત સીક હયે, કયા ?" એટલુંજ પુછયું, અને તેથી મને તુરત હીંમત આવી કે સીક આદમીને વાસ્તે કોઈ ઝેર મંગાવેજ નહીં. તે પછી દવાના પૈસા લઇ તેણે સરેસ્તા મુજબ મને બીલ આપ્યું, ને તે મેં બાહેર જઇને પેસુ લાંબાની બેહેનને આપ્યું.

"મરે, તમે અમારે ઘેર જરા હમણાં આવો તો કેવું સારૂં ! હું કેવી ખુશી થાઉં ?" પીલીએ તે ખ્યાલથીજ હરખાઈ જઇને કહ્યું.

"તમે કાંહાં રેહોચ ?" મેં મીઠાસથી પુછયું.

"નલ બજાર તરફ."

"અને હવે ત્યારે તાંહાં વેર તમે એખલાં ચાલતાં જશો ?" મેં ઘણી અજાયબીમાં પુછયું, ને તેનાં હા કેહેવાથી કશાંને ખાતર નહીં તો દયાને ખાતર તેણીને ઉતારતી જવાનું કહી હું તેને મારી સાથે ગાડીમાં લઈ ગઈ.

આખે રસ્તે તેના પટપટારાએ મને ખરેખર ઘણી ગમત આપી. મેં જોયું કે તે નજરની ચોક્કસ અને દેખીતી એવી ચાલાક હતી કે જો મેં આગલ કહ્યું છે તેમ તેને કોઇ આ ખોહારીના મારગમાં ઉતરી જતી અટકાવીને સારે રસ્તે મુકવા માંગે તો ઘણી સેહેલથી તેમ કરી શકે. તેનામાં "અસલીપણું" ઘણું હતું; તેનો બધો પેહેરવેશ બી ઘણાં ગરીબની છોકરીઓના પેહેરવેશની ઢપનો તમામ અસલી હતો, અને તોબી સુધારાવાલાંઓની ઢપના પેશાકો, અદાઓ, વાતચીતો ને શોખો તરફ તેનું ઘણું દીલ દોડતું તેણીની વાતચીતમાંથી જણાતું હતું.

"તમુને જોઈને મારી માએ તો ઘણી ખુશી થશે," પીલીએ મને ખાત્રી આપી. "પેસતને અમારી આગલ તમારી એ હીંમતની વાખવાખી કીધા પછી અમે તો તે વીશે દાંતમાં આગલાં પકરયાં કે આએ શું કેહેવાએ !" વલી પેસુ લાંબો કદાચ હમણાં ઘેરમાં હોય તે વીશેનો મારો વસવસો બતાવાના જવાબમાં તેણે તે નામથી ને તે વીચારથીજ છછણી પડીને કહ્યું, "મુવોરે આવતો ! તે કાંહ

અમારે તાહાં આજે છ સાત મહીના થયા આગોચ જે તેની વાત! માએ બેહેન મરેચ કે જીવેછ તેની તે મુવાને ભલ ફીકર પડી ગેઇ! તે મુવો પેલા મરી ગીયા બેજુ ને કાઉ સાથે લુટફાટ કરતો પરવારે તો અમારી ખબર લે કેની?"

"તમારાં મોંનામાં ગાર ઘણી છે," મેં હસીને નરમ ઠપકો આપ્યો.

"હા, મરે શું કરૂં?" મારા ઠપકાથી તે ખરાં દીલથી શરમાઇ ગઇ હોય તેમ શરમની મારેલી લાલ થઇ આવતાં કહ્યું; "મુવાપર મને ઘણી ખીજ ચહરી આવેચ, ત્યારે મુઈ ગાર દેવઇ જાયચ, ને મુઈ પછી વરી હું તેને વાસ્તે પસ્તાઉંચ બી ખરી."

આ કીસમનાં તાહેલાં કરતાં તહરેવાર નજીસ મોહલ્લાઓ ને ગલીચ ગલીઓ વટાવી પીલીએ હંકરાવી તેમ ગાડીએ વલાંણો લીધી, અને અંતે મારી અકકલ નહીં કબુલ કરી શકે એવી એક નાપકલી પણ ઠીચોઠીચ બાંધેલાં ઘરોવાલી ગલીને નાકે ગાડી ઉભી રહી. આ ગલી અથવા શેરી એટલી સાંકડી હતી કે તેમાં ગાડી જઈ શકવું તમામ માહાલ હતું, ને એવી એક ગલી માંહેલાં ઘરોમાં હવા ને ઉજાસ કેટલું હોય તે તો વાંચનારેજ વીચારી લેવાનું છે! તે મોહલા માંહેલાં બંને બાજુનાં ઘરોના ઓટલાઓપર દરેક ઉંમરની અબલાઓ બીલકુલ બેમહલાજે મેજરાં વલી બેઠેલી હતી, ને વલી કેઠેકેઠે તો તેમના વચ્ચે બાયલા જેવા, પોસાગીર દેખાવના મરદો વટીક બેઠેલા હતા! તેઓ વચ્ચે મને જોઇને હોકાર મચી રહયો, કેમકે મેં "બુટ મોજાં" પેહેડેલાં હતાં, અને "મરે, સુધારાવારી પોરીને જોવી હોય તો આવો રે આવો" એમ વરસ સતરેકની એક પોરીએ મને જોઈ મારી જરાબી શરમ ફીધાવના તરારો મુકયો, એટલે ને નાપલી શેરીનાં બધાં ઘરોમાં તે સંભલાયો, ને ઓટલાઓ તેવી બેશરમ અબલાઓથી ભભરી નીકલ્યા!

પણ અફસોસ! અભણ ગરીબાઇની દશા કેવી બુરી છે! મને આ સાંકરી શેરીના મારા અનુભવના સંબંધમાં ઘણો બલાપો થયો તે એવાં ઘરો માંહેલી નીચી નજીશ ભીણાસવાલી ઉજાસ ને હવા વગરની ખડકીઓમાં જે "સીક" અબલાઓને હારે કટાર ખાટલા માંડી બેઠેલી ને પડેલી જોઈ તેના સંબંધમાં હતો. વલી કેટલી

ખડકીઓમાં તો મેં જાડા પરદા નાખેલા બી દીઠા, અને એમ જે વખતે ખરેખરી સ્વચ્છ હવાની અબલાઓને અવસ્ય જરૂર ત્યારેજ તે કમભાગ્યની અબલાઓ એવી અવદશા વચ્ચે પડેલી હતી તે જોઈ મારૂં જીગર દયાથી ઉભાઈ ગયું. વલી મારાં મનમાં અજાએબી સાથ સવાલ ઉભો થયો કે પારસીઓ સુધારાવાલામાં ખપવાનો અને સુધરી રેહેવાનો ફીસ્યારીખોર દાવો કરે છે, ને ફાંકો રાખે છે, પણ આ કીસમના પોતાની કોમના અભણ ટોલાને આવી જીંદગીની ખોહારી ને ખરાબીની એબ અને ખાંમી વીશે જાહેર નસીહત કરવાની તેઓમાંથી કોઈનામાં બી હીંમત છે?

પીલીની માય મને જોઇને મારાં ધારવા કરતાં વધારે ખુશી થઇ. તે જેટલી ખુશી થઈ તેટલીજ વલી અજબ થઈ, કેમકે હું તો તેઓ વચ્ચે "મોટાં મનખ" માં ખપવા લાગી! એટલાવાસ્તે હું તેમને ત્યાં ચાલી ચલાવીને ગઈ તેની તેઓને ભારે અજાએબી લાગી, ને મારે વાસ્તે તેઓએ આગતાસ્વાગતાની ધામધુમ મારાં ધારવા કરતાં ઘણી વધારે કરી મેલી! તેણે મારી આગલ ચા લાવીને મુકી ને સાથે "બાજમાંની ભણાયલી" કાંઇ ફ્રુટ અને મીઠાઇ બી મુકી. "આજે બેહેસ્તીનો રોજગાર છે," પોતાના મરનાર ધણીને યાદ કરી તેણે કહ્યું. "બેહેસ્તીને અઢાર વરસ પુરાં થયાં ને ૧૯ મું ચાલેચ તેનો આજે પાંચમો રોજગાર."

તે દોસીની આ રોજગાર કરવાની ઢપપર હું જેટલી ખુશી તેટલી દલગીર થઈ. ખુશી એટલા માટે કે પોતે આવી ગરીબીમાં મરી રહેલી છતાં પોતાના ધણીની મહીના દર મહીનાની યાદગારી એ હસાબે અઢાર વરસથી તે જરા બી કંટાલ્યા વના સાચ્ચી ખંતથી સાચવતી આવી હતી, અને દલગીર એમ કે એ રોજગારને બાંહાંણે જે ખરૂં કરવાનું તે હદ ચુકી તેની કીસમનાં બાજ રોજગારમાં ચસી રેહેલાં દોસાંઓ ઠાલી ખરચમાં ખોહાર થઈ જાય છે તેવોજ આ દોસીનો બી મામલો જણાતો હતો.

તેણે વલી મારે લગતી એક હજાર વાત પુછી, ને પોતાના કફોડા દીકરાને લગતી એક હજાર ફરયાદ રજુ કરી. તે પછી તે કાંઇ કામસર રાંધણી તરફ ગઇ, અને હું પીલી સાથ બેસીને હવે "રજા લેવા"ની વાત કરતી હતી—તેટલાં ઓ ખુદા! મેં શું

જોયું ? મેં જે જોયું તેથી હું રગેરગ ધુજી, ને ચીસ પાડી ચમકીને મારી બેઠકપરથી ઉભી થતાં સાંમી બાજુએ નજર કીધી. હા, ત્યાં બારણાંનાં ઉંબરમાં **મારો બાપ** ઉભેલો હતો ! !

મારો બાપ હયાં કયાંથી ? તે શું મુવો ન હતો ? તેની લાસ હાથ ન લાગી હતી એ ખરૂં, પણ તેને અમારાં ઘરની બાજુના તલાવમાં ડુબી મરતાં તો ઘેલા બેહેરાઇએ જોયો હતો, ને બીજે દીને તેજ તલાવમાંથી તેની લાસ નહીં તોબી તેની તોપી તો મલી આવી હતી, ત્યારે આ શું ? એ શું મારા બાપનો ભુત હતો કે જીવતો જાગતો મારો સગો બાપ હતો ?

---

ભાગ ૨ જો સમાપ્ત.

---

# જાહેર ખબરો.



## છપાઈ બાહેર પડશે.

# "સંસાર."



એક અત્યંત રસીલી, નીતીમાન અને ચાનક આપનારી સંપુર્ણ વારતા.

## રચનાર, બહમનજી નવરોજજી કાબરાજી,

"સદગુણી શીરીનનાં સંકટો" ઈત્યાદીના કરતા.

આ વારતા જલદીજ છપાઇ બાહેર પડશે. તેમાં એક કુલવાંન અને ધનવાંન જવાંન સંસારની માયામાં ફસી પડી નીતીની નોંક-પરથી કેવો ગબડતો હેઠે આવે છે, અને બુરા હાલ સાથ કેટલી બધી ચાનક સાથ તે બચવા પાંમે છે તે બધું અસરકારક વીગતો સાથે સમજાવેલું છે. તે અવલથી આખર સુધી એટલી રસથી ભરેલી છે કે એક વાર વાંચવા શરૂ કીધા પછી સેવટ સુધી હાથ-માંથી મુકવા ગમતી નથી. તે આએજ પુસ્તકનાં કદનું સરસ છપાઈ ને સફાઈદાર બંધાઇનું એક પુસ્તક થશે.

## કીંમત રૂ. ૧॥.

ગ્રાહકોને અરજ કીધામાં આવે છે કે નામ તાકીદે નોંધાવવાં.

ઠેકાંણું:—૭૧, ફ્રીઅર રોડ; કોટ.

